ૐ

॥ શ્રીમચ્છંકરાચાર્યપ્રણીતા ॥

# ઉપદેશસાહસ્રી

(શ્રી રામતીર્થવિરચિત પદયોજનિકા નામની વ્યાખ્યાવડે યુક્તા)

(ગદ્યપ્રબન્ધ પ્રથમ ભાગ)




પ્રકાશક :

આણંદલાલ વિ. ગોવિંદજી લાખાણી

હાઇકોર્ટ પ્લીડર, પોરબંદર

ૐ

॥ શ્રીમચ્છંકરાચાર્યપ્રણીતા ॥

# ઉપદેશસાહસ્રી

(શ્રી રામતીર્થવિરચિત પદયોજનિકા નામની વ્યાખ્યાવડે યુક્તા)

(ગદ્યપ્રબન્ધ પ્રથમ ભાગ)




અનુવાદ કરનાર:

મોતીલાલ રવિશંકર ઘોડા,

બી. એ., એલએલ. બી. વકીલ

જૂનાગઢ (હાલ નડિયાદ)



પ્રકાશક:

આણંદલાલ વિ. ગોવિંદજી લાખાણી.

ઠે. નોર્થ બંદરરોડ–પોરબંદર.





વિ. સં. ૧૯૮૭ ઇ. સ. ૧૯૩૧

આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦

મૂલ્ય ૧–૦–૦

## શ્રીયુત મોતીલાલ રવિશંકર ઘોડાનાં અન્ય પ્રકાશનો

**પુસ્તકનું નામ.**

(૧) શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ( શ્રીશંકરાનંદી ટીકાવાળી )

(૨) ઋગ્વેદસંહિતાનું ભાષાંતર, ( શ્રીસાયણાચાર્યના ભાષ્યાનુસાર )

(૩) ઇશોપનિષદ્ ( સંવાદાત્મક )

(૪) ઉપદેશસાહસ્રી ( ગદ્યભાગ )

(૫) શુકલયજુર્વેદનું ભાષાંતર

(૬) ભક્તિરસાયન ( શ્રીમધુસૂદનસરસ્વતીકૃત )નું ભાષાંતર.

(૭) શાક્તકવિ શ્રીનાથભવાન ઉર્ફે સ્વામીશ્રી અનુભવાનંદકૃત **શ્રીમદ્-ભગવદ્‌ગીતા** ( શ્રીધરી સુબોધિની ટીકા સમેત )

(૮) શ્રી બ્રહ્મસહસ્રનામ



મુદ્રણસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ-અમદાવાદ
મુદ્રક : ગજાનન વિશ્વનાથ પાઠક

# પ્રકાશકનું નિવેદન

અમારા પૂજ્ય પિતાશ્રી **ગોવિંદજી ડાહ્યાભાઈ લાખાણી**, પૂજ્યપાદ મહારાજશ્રી **નથુરામશર્માના** પરમ ભક્ત હોઇ વેદાંત વિષે બહુ ભાવ ધરાવે છે, અને અમારાં સ્વર્ગસ્થ માતુશ્રી **મોંઘીબાઇ** તેમજ અમારા વડીલ બંધુ સ્વર્ગસ્થ **વાસુદેવ** પણ પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નથુરામશર્માનાં તેવાં જ પરમભક્ત હોઇને તેટલો જ અનુરાગ અને તેટલી જ શ્રદ્ધા વેદાંતજ્ઞાન પરત્વે ધરાવતાં હતાં. આવાં અમારાં પૂજનીય માતપિતા તથા વડીલ બન્ધુને પગલે વિચરતાં અમોને પણ પૂજ્યપાદ મહાત્માશ્રી તેમજ વેદાંત ઉપર પૂર્ણ શ્રદ્ધા થઇ આવેલી છે, અને એ શ્રદ્ધાબળને પરિણામે અમારાં વડીલજનોથી સર્વથા સેવાયલ વેદાન્તજ્ઞાનનો બોધક શ્રીમચ્છંકરાચાર્યપ્રણીત મૂળ સંસ્કૃત ગ્રંથ "**उपदेशसाहस्री**" નામક શિષ્ટ અને સર્વમાન્ય ગ્રંથના ગદ્યાત્મક પ્રથમ વિભાગનું ગૂજરાતી ભાષાંતર એક સ્વતંત્ર પુસ્તક રૂપે પ્રકાશમાં મુકવાને અમે પ્રેરાયલા છીએ. આવા આ પ્રમાણભૂત અને આપણા ધાર્મિક તેમજ તાત્ત્વિક વાઙ્મયના એક અલંકાર રૂપ ગણાય તેવા ગ્રંથનો અનુવાદ બને તેટલી લોકગમ્ય ભાષામાં કરવાનું માન અમારા પિતાના મિત્ર જૂનાગઢ નિવાસી શ્રીયુત **મોતીલાલ રવિશંકર ઘોડા**, બી. એ., એલએલ. બી. વકીલને છે, અને એ અનુવાદ એ અમારા કુટુંબસ્નેહી ગૃહસ્થે કોઇપણ પ્રકારનો બદલો લીધા વિના કેવળ પારમાર્થિક વૃત્તિથી કરેલો પણ છે. અમારા તરફથી થતું આ પ્રકાશન પણ એવી જ લોકસેવાભાવથી થતું હોઇને અમોને બધીય રીતે

સંતોષાનન્દ થાય એમાં નવાઇ નહિ ગણાય. અમોને આશા છે કે, આવા આ ગ્રંથની ઉપયોગિતા મુમુક્ષુજનો સમજી શકશે, અને તેના પરિણામે આપણા જનસમાજનાં વેદાંત પ્રતિનો અનુરાગ પ્રવૃદ્ધ થશે તો, લેખકનો તેમજ અમારો આ પ્રયાસ સફળ થયલો અમે ગણીશું.

છેવટે, અમે અમારા પરમપૂજ્ય પિતાની તથા અમારાં સદ્ગત માતુશ્રી તથા જ્યેષ્ઠબંધુની આત્મતૃપ્તિ અર્થે આ ગ્રંથ એમના જ ચરણમાં ધરીને અમારી કૃતકૃત્યતા સમજીએ છીએ, અને પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નથુરામશર્મા – એઓશ્રીનું પુનઃ પુનઃ સ્મરણ કરી અત્રે વિરમીએ છીએ.

પોરબંદર,
( સુદામાપુરી )
સંવત્ ૧૯૮૭ ના
અષાઢ શુદિ ૨

લિ૦
આણંદલાલ વિ. ગોવિંદજી
કલ્યાણજી વિ. ગોવિંદજી
પોપટલાલ વિ. ગોવિંદજી
શાંતિલાલ વિ. ગોવિંદજી



# અનુવાદકના બે બોલ

આ 'ઉપદેશસાહસ્રી' આદિ વેદાંતવિષયક ગ્રન્થો પરત્વે મારો પ્રથમ પરિચય, પ્રવેશ તથા તેમનું પ્રકાશન આદિ કેવા સંયોગોમાં થયલ છે તેનું આ સ્થળે સંક્ષેપતઃ નિરૂપણ કરૂં તો, તે અપ્રસ્તુત તથા અસ્થાને નહિ ગણાય.

જામનગરનિવાસી શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરૂશ્રી વિશ્વનાથજીના પુત્ર બ્રહ્મીભૂત સદ્‌ગુરૂશ્રી ભગવાનજીના વચટ પુત્ર જ્ઞાનપીઠાધીશ્વર સદ્‌બોધ પ્રવર્તક વેદાંતાચાર્ય સદ્‌ગુરૂશ્રી કૃષ્ણલાલજી અમદાવાદમાં ખાડીયામાં હીંગલોક જોશીની પોળમાં મારા ઘર સામે 'સવિતા મેન્શન્સ'માં સને ૧૯૨૧ થી રહેતા. તેઓ ત્યાં નિત્ય બેવખત શ્રી.ઘોળેશ્વર મહાદેવમાં સવારસાંજ શ્રી શંકરાનંદી ભગવદ્‌ગીતા, પંચદશી, ઉપનિષદો, અધ્યાત્મ રામાયણ ઇત્યાદિ વેદાંત ગ્રન્થોનું પ્રવચન કરતા હતા.

સને ૧૯૨૫ ની સાલમાં તેઓએ 'ઉપદેશસાહસ્રી'નું પ્રવચન કરેલું. આ સમયે એટલે સને ૧૯૦૫ થી સને ૧૯૨૫ આખર સુધી વકીલાતના ધંધા અર્થે અમદાવાદમાં મારો નિવાસ હતો. ત્યારબાદ સને ૧૯૨૬ના આરંભમાં ખેડા જીલ્લો જૂદો પડતાં, મારો કુળવર્ગ પ્રધાનતઃ ખેડા જીલ્લાનો હોવાથી ત્યારથી મારો નિવાસ નડીયાદમાં થયો. આ સને ૧૯૨૧-૧૯૨૫ સુધીના ગાળાને મ્હારો વેદાંતવિષયક '**શ્રવણકાળ**' કહીએ તો ચાલે.

સદ્‌ગુરૂશ્રી **કૃષ્ણલાલજી**ના આગમન પછી તરતજ તેમનો સમાગમ થતાં, વેદાંતવિષયમાં મારો પ્રવેશ શરૂ થઇ તે પ્રતિદિન વૃદ્ધિંગત થતો રહેલો. તેમની પ્રાસાદિક પુણ્ય આજ્ઞાથી જ હું '**શ્રી શંકરાનંદી ગીતા**'નો તથા પ્રસ્તુત (ગદ્યપદ્યાત્મક) ગ્રન્થનો અનુવાદ કરવાને પ્રવૃત્ત થયલો, અને તે માટે હું તેમનો સદાને માટે ઋણી છું.

શ્રી શંકરાનંદી ગીતાનો અનુવાદ સને ૧૯૨૧-૨૨ માં શરૂ

કરેલો અને પ્રસ્તુત ગ્રન્થનો અનુવાદ સને ૧૯૨૫ ના એપ્રિલના અરસામાં આરંભી તુરતમાં પૂર્ણ કરેલો. (શ્રી શંકરાનંદી ગીતાનો અનુવાદ "**શ્રી સયાજી સાહિત્યમાળામાં**" ત્રણ ભાગમાં પ્રકટ થએલો છે.)

મારાં દ્વિતીય ધર્મપત્નીનું સા. ૧૯૭૮ શ્રાવણ સુદી ૧૦ બુધ તા. ૨–૮–૨૨ ના રોજ અવસાન થતાં, મારા પૂજ્ય વડિલ ભાઇશ્રી જીવણલાલથી મારા સાંત્વનાર્થે કરાયલ શુભ પ્રેરણાથી '**શ્રી ઇશોપનિષત્**' (સંવાદાત્મક) તથા '**ઋગ્વેદસંહિતા**'નો (શ્રી સાયનભાષ્યાનુસાર) અનુવાદ અમદાવાદમાં જ તૈયાર કરેલો. (શ્રી ઋગ્વેદસંહિતાના પ્રથમ અષ્ટકના બે વિભાગ '**શ્રી સયાજી સાહિત્યમાળા**'માં છપાઇ તૈયાર થયા છે.

સને ૧૯૨૬ના આરંભકાળથી નડિઆદમાં રહેણાક થયા બાદ, મારા મામાઇ ભાઇ શ્રીયુત જયસુખરાય પુરૂષોત્તમરાય જોષીપરા દ્વારા તથા તેની પ્રેરણાથી જગદ્ગુરૂ શંકરાચાર્ય સ્વામીશ્રી સ્વરૂપાનન્દતીર્થજી (શારદાપીઠ–પ્રભાસપાટણ)ના અધ્યક્ષપણા નીચે પ્રચલિત "**શ્રી શારદાપીઠ**' નામક માસિકમાં 'ઇશોપનિષત્,' 'શુક્લયજુર્વેદ' 'બ્રહ્મસહસ્રનામ' તથા 'ઉપદેશસહસ્રી'નો કેટલોક પદ્યભાગ પ્રગટ થવાનો યોગ પ્રાપ્ત થયેલો. ત્યારબાદ, સં. ૧૯૮૫ ના કાર્તિક સુદી ૧ મંગળવાર તા. ૧૩–૧૧–૨૮ના રોજ, શ્રી સાણંદ મુકામે સ્વામીશ્રીનો પ્રથમ પ્રત્યક્ષ સમાગમ થયલો. ત્યાર પછી કેટલેક સમયે શ્રીમદ્શંકરાચાર્ય સ્વામી શ્રી સ્વરૂપાનંદતીર્થજીની આજ્ઞાથી મધુસૂદનસ્વામીકૃત '**શ્રી ભક્તિ રસાયન**'નો અનુવાદ મેં તૈયાર કરેલો તે સને ૧૯૨૯ માં '**શ્રી શારદાપીઠ–ગ્રન્થમાળા**'માં પ્રસિદ્ધ પણ થયલો છે. વળી, આ ઉપ્રાંત બીજા કેટલાયક ગ્રન્થોનો પણ અનુવાદ મેં તૈયાર કરેલો છે.

સને ૧૯૨૬ થી અર્થાત્, નડીઆદમાં નિવાસ કર્યો ત્યારથી, પ્રભુકૃપાથી મ્હારો 'મનનકાળ' શરૂ થયો એમ હું કહું તો તેમાં

અતિશયોક્તિ ગણાશે નહિ. કેમકે, શ્રી શંકરાનંદી ગીતા વિગેરે ગ્રન્થો સુધારવા તથા પ્રસિદ્ધ કરવાનું કાર્ય આ સમયમાં જ થયલું હતું.

પ્રસ્તુત ગ્રન્થ પ્રસિદ્ધ કરવાનો સંકલ્પ કેટલાયક સમયથી મને થયા કરતો હતો. અને તે ઉદ્દેશથી શ્રી શારદાપીઠાધીશ્વર સ્વામીશ્રી સ્વરૂપાનંદતીર્થજીને વિજ્ઞપ્તિ કરતાં, તેઓશ્રીએ તે માટે એક 'ઉપોદ્ઘાત' તૈયાર પણ કરી આપેલો છે અને તે આ સહ પ્રકટ પણ થાય છે.

અમારા પૂર્વજ શાક્તકવિ શ્રીનાથભવાન ઉર્ફે અનુભવાનંદ સ્વામી આશરે ૨૦૦ વર્ષો ઉપર થયલા. તેઓશ્રી જૂનાગઢમાં આવેલાં શ્રી વાઘેશ્વરી દેવીના અનન્ય ઉપાસક હતા. તેમને શ્રીદેવીનો સાક્ષાત્કાર થયલો. ઉત્તરાવસ્થામાં તેઓશ્રીએ સંન્યાસ ગ્રહણ કરેલો. ત્યારબાદ, ભગવતી શ્રી આદ્યશક્તિની ભક્તિકૃપાથી અદ્વૈત જ્ઞાનમાં નિષ્ણાત થતાં, તેઓશ્રીએ દેશાટન કરી શ્રીકાશીમાં સંન્યાસીઓના સમ્મેલનમાં શાસ્ત્રાર્થમાં ઉચ્ચપદ પ્રાપ્ત પણ કરેલું. તેઓશ્રીની કૃતિમાં '**શ્રીધરી ભગવદ્ ગીતા**'નો (સુબોધિની ટીકા સમેત) હસ્તલિખિત ગ્રંથ મ્હારા સદ્દગત પિતાશ્રીએ મુ.ભાઈ જીવણલાલ જે લુણાવાડામાં ઈ. સ. ૧૯૧૨ ના અરસામાં ન્યાયાધીશ હતા તેમના દ્વારા સદ્દગત સાક્ષરવર્ય રા. બ. હરગોવનદાસ દ્વારકાંદાસ કાંટાવાળા જેઓ તે અરસામાં લુણાવાડાના દીવાનપદે હતા તેમને પ્રસિદ્ધયર્થ સોંપતાં, તે '**સાહિત્ય**' નામક માસિકમાં ૧૯૩૦ ના જુલાઇથી માંડી સ. ૧૯૩૧ ના જુલાઇ પર્યંતના અંકોમાં પ્રસિદ્ધ થયલો છે. આ ઉપ્રાંત, તેઓશ્રીએ શ્રીસ્કંદ પુરાણાન્તર્ગત '**શ્રીબ્રહ્મગીતા**'નો ગદ્યાત્મક અનુવાદ પણ કરેલો છે. તેઓશ્રી પ્રભાસપાટણ નજીક સુત્રાપાડા તથા કોડીનાર વચ્ચે સમાધિસ્થ થયલા.

મારા પિતામહ શ્રી મયાશંકરને પણ વેદ તથા શાસ્ત્રો પ્રત્યે અપ્રતિમ પ્રેમ હતો. મારા સ્વર્ગસ્થ પિતાશ્રીનાં ધર્મવીરત્વ તથા

દાનવીરત્વ, વેદપરાયણુતા, બ્રાહ્મણુવાત્સલ્ય, સત્યનિષ્ઠતા તથા સત્સમાગમપરાયણુતા ઉદાહરણીય હતાં. સ્વ. શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ મૂળશંકર માયાશંકર વ્યાસ તેમના પરમ ગુરૂ હતા તેમના પાસેથી તેઓશ્રીએ શ્રીશંકરાનંદી ગીતા આદિ ગ્રન્થોનું અધ્યયન કરેલું. વળી, તેમને સ્વામી એચ. પી. શાહની (હાઇદ્રાબાદ, સીંધ)ને પણ સમાગમ થયલો. અને તેમના દ્વારા પોતાને ખરચે 'Pilgrims progress of Panth or Saint Panth' નામક ઇંગ્રેજી પુસ્તક છપાવેલું.

મુ. ભાઇ જીવણુલાલમાં પિતાશ્રીના પ્રધાનગુણો ઉતરેલા. વળી, લુણાવાડા મધ્યે તેમના પંદર વર્ષના નિવાસ દરમ્યાન શ્રી. પૂર્ણાનંદ ઇત્યાદિ મહાત્માઓનો સમાગમ થતાં, તેમને અનેક ધર્મગ્રંથો વિચારવાનો તથા કર્મકાંડસિદ્ધિનો સુયોગ પ્રાપ્ત થયલો. સ્વ. પિતાશ્રીની માફક તેમણે પણ ચારે વેદોનાં અનેક પારાયણ, જપાત્મક વિષ્ણુયાગ, અતિરૂદ્ર, ૨૪ લક્ષ ભગવતીશ્રી આદ્યશક્તિનાં બીજમંત્રો તથા ૨૪ લક્ષ શ્રીનમોનારાયણનાં મંત્રો ઇત્યાદિ જપાત્મકયજ્ઞો તથા પંચાયતન દેવોનાં શાસ્ત્રીય અનુષ્ઠાદિક અનેક ધર્મકર્મો કરેલાં.

પૂજ્યપાદ મહાત્માવર્ય બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રી **નથુરામશર્મા** કાઠીઆવાડ, ગૂજરાત તથા અન્ય પ્રદેશમાં વેદાંતવક્તા તરીકે સુપ્રસિદ્ધ છે. ઘણાં વર્ષો પૂર્વે તેઓશ્રી જૂનાગઢમાં સ્વ. શ્રીયુત રા. રા. અમરજી આણંદજી કચ્છીને ઘેર વેદાંતાદિક ધર્મગ્રન્થોનું પ્રવચન કરતા. મારા સ્વર્ગસ્થ પિતાશ્રી પણ પ્રસંગોપાત્ત તેના વચનામૃતનો લાભ લેતા.

શ્રીનાથભવાન અદ્વૈતાંસિદ્ધાંતમાં નિષ્ણાત હતા. આ પ્રમાણે મારા પિતા, પ્રપિતા તથા મુ. ભાઇ જીવણલાલ આદિ વડિલ પૂર્વજોના ધર્મ–નિષ્ઠા–પારંપર્યની નિત્યોપાસના અર્થે આ ગ્રંથ કોઇ બ્રહ્મનિષ્ઠ મહાત્માવર્યના ચરણમાં અર્પણ કરવાનો સંકલ્પ મને કેટલાયક સમયથી ઉદ્ભવેલો હતો. તેવામાં, તે મ્હારા સંકલ્પને સફલ કરે તેવો ઇષ્ટ યોગ પણ બની આવેલો.

પોરબંદરનિવાસી વકીલ શ્રીયુત ગોવિંદજી ડાહ્યાભાઇ અમારા વડીલ કાકાશ્રી ગણુપતરાયના પરમસ્નેહી થાય. તેમના દ્વારા, નડીઆદ આવ્યા બાદ મને તેમનો પરોક્ષ પરિચય થયલો. તેઓની નિરભિમાનતા, સુજનતા, લોકોપકારિતા, વેદાંતપ્રિયતા તથા ધર્મનિષ્ઠા આદિ કાઠિયાવાડમાં સુવિખ્યાત છે. તેઓશ્રી પૂજ્યપાદ મહારાજશ્રી નથુરામશર્માના પ્રધાનશિષ્ય છે. તેમણે ( '**શ્રીવેદાંતદર્શન**' ) આદિ અનેક ધર્મગ્રંથો પોતાને ખર્ચે પ્રસિદ્ધ કરાવેલા પણ છે. પ્રભુકૃપાથી તેમનો પ્રત્યક્ષ પરિચય મને ચાલુ સાલના જાનેવારીમાં થયલો. અહીંની અદાલતમાં તેમના અંગત કામની મને સોંપણી કરેલી તે પ્રસંગે તેઓનું આવવું થતાં, મેં મહાત્મા મહારાજ **શ્રીનથુરામશર્માને** અર્પણ કરી આ ગ્રંથનું પ્રકાશન કરવાની ઇચ્છા પ્રદર્શિત કરતાં તેઓશ્રીએ પ્રેમપૂર્વક મારી આ માગણી ઝીલી લીધી, અને પોતાને ખરચે આ ગ્રન્થ પ્રસિદ્ધ કરવા અનુમત થયા. આ માટે હું તેમનો જેટલો આભાર માનું તેટલો ઓછો જ ગણાય.

આ ગ્રંથના પદ્યાત્મક ભાગનો અનુવાદ પણ તૈયાર જ છે. પ્રભુકૃપાથી સંયોગાનુકુલતયા તે પણ પ્રસિદ્ધ થશે.

આ ગ્રન્થ, આદ્ય શંકરાચાર્યપ્રણીત ગ્રન્થો મધ્યે સર્વોત્તમ છે. તેમાં પ્રથમ ગદ્યવિભાગ અને બીજો પદ્યવિભાગ એમ, તે બે વિભાગે રચેલો છે તેમાં સમગ્ર ઉપનિષદોના તાત્પર્યનું યુક્તિપુરઃસર દોહન કરેલું છે. તેની ઉત્તમતા સંબંધમાં વધુ કહેવું હોય જ નહિ.

ગદ્યવિભાગમાં પ્રથમ પ્રકરણ, શિષ્યને પ્રતિબોધ આપવાની વિધિ દર્શાવનારૂં છે. બીજામાં આત્માની કૂટસ્થતા, અદ્વયતા, સ્વયંપ્રકાશતા, તથા સ્વતઃસિદ્ધતા આદિનું શિષ્યશંકામુખે યુક્તિપૂર્વક પ્રતિપાદન કરેલું છે. ત્રીજા પ્રકરણમાં, '**પરિસંખ્યાન**' અર્થાત્, તત્ત્વવિવેકનું નિરૂપણ કરેલું છે. તેમાં દેહાદિક અનાત્મવસ્તુનો આત્મ તત્ત્વથી વિવેક કરી, આત્માનાં અદ્વયતાદિક અપૂર્વ રીતે સિદ્ધ કરેલાં છે.

આ ગ્રન્થ અતિક્લિષ્ટ છે તેથી અને તેહની સ્ફુટતા થાય તે અર્થે જરૂરજોગું ટિપ્પણ પણ મૂકેલું છે. આ ગ્રન્થના પઠનથી કોઇપણ જિજ્ઞાસુને આત્મબોધ સિદ્ધ થશે તો હું મ્હારો આ પ્રયાસ સફળ સમજીશ. આ ગ્રન્થમાં કાંઇ દોષો દૃષ્ટિગોચર થાય તે માટે હું ક્ષમાયાચના કરૂં છું.

છેવટમાં, શાક્તકવિ '**શ્રીનાથભવાન**' ઉર્ફે '**અનુભવાનંદે**' કહ્યું છે તેમઃ—

જેહવી પ્રજ્ઞા તેહવું કેહે, પ્રજ્ઞા પ્રમાણે સમઝી ગ્રહે.
પ્રસાદ પ્રમાણે થયો પ્રબંધ, પોતે પ્રકાશી અનુભવાનંદ.
'મંગળરૂપ આદ્ય છે જેહ, મધ્યેં પણ પરમાત્મા તેહ
અંત્યેં પણ તે તેહનેં નમું, હૂં સમઝી હૂં તેહમાં રમૂં.
('**શ્રીબ્રહ્મગીતા**')

શ્રી પરમાત્માને નમન કરીને હું વિરમું છું.

સં. ૧૯૮૭ ના દ્વિ૦ અષાડ વદી ૨ શુક્રવાર, તા. ૩૧–૭–૩૧ મુ. **નડીઆદ.**

**મોતીલાલ રવિશંકર ઘોડા.**



**સ્વ. રવિશંકર મયાશંકર ઘોડા-જૂનાગઢ**

જન્મ : સંવત ૧૯૦૯ આશ્વિન વદી ૦)) ગુરૂવાર,

મૃત્યુ : સંવત ૧૯૮૩ જેઠ વદિ ૨ શુક્રવાર, તા. ૧૭-૬-૨૭.

Aditya Press



**જીવણલાલ રવિશંકર ઘોડા–જૂનાગઢ**

જન્મ: સં. ૧૯૨૮ ના ફાગણ વદી ૧૦ બુધવાર, તા. ૩–૪–૧૮૭૨

Aditya Press

१५१३५

ॐ श्री.

# उपोद्घात ।

**ॐ नमोनमः श्रीगुरुपादुकाभ्याम् ।**

મુખ નાસિકા આદિ નવદ્વારવાળી પુરીમાં શયન કરનાર તે '**પુરૂષ**' શબ્દની વ્યાખ્યા પ્રમાણે ખરેખર એ પુરીમાં શયન કરનાર—અકર્તા અભોક્તાનો અનુભવ કરનાર—નિઃસંગ રહેનાર—નિજાત્મ રૂપ થાય—નિજાત્મનો અનુભવ કરે—તેણે જ પુરૂષાર્થ પ્રાપ્ત કર્યો કહી શકાય. અર્થાત્ પોતે ખરેખર જે રૂપે છે તે રૂપે પોતાને અનુભવે, ને ભ્રાન્તિમાં પડી પોતાને દેહાદિ રૂપ માનતો ને અનુભવતો હતો તે બંધ થાય તે પ્રથમ કર્તવ્ય છે. શ્રુતિ પણ "**एतदक्षरं गार्ग्यविदित्वा अस्माल्लोकात् प्रैति स कृपणः**" એમ આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યા વિના શરિર છોડે તેને 'કૃપણ' કહે છે. સંસારમાં જેમ પ્રાપ્ત ધનનો ઉપયોગ ન કરે ને દાટીને—આવરણવાળું—સંગ્રહ કરી રાખી મુકનારને 'કૃપણ' કહેવામાં આવે છે તેમ જ અહિં પણ નિજાત્મધન પ્રાપ્ત છતાં તેને અજ્ઞાનાવૃત રાખી તેનો ઉપયોગ—અનુભવ—કર્યા વિના જનારને શ્રુતિ '**કૃપણ**' કહે છે.

ઉપર બતાવ્યા પ્રમાણે પોતાના આત્મસ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવું તે '**બ્રહ્મવિદ્યા**' કહેવાય છે. તે જ ઔપનિષદ્ વિદ્યા છે. તે વિદ્યા પ્રાપ્ત કર્યા વિના કોઇનો કોઇ પણ કાળે છુટકો નથી. તે '**બ્રહ્મવિદ્યા**' સર્વમાં સામાન્ય છે. **કર્મયોગ, ભક્તિયોગ, અષ્ટાંગયોગ,** કે **જ્ઞાનયોગ** ગમે તે યોગમાં પ્રવૃતે, ને ગમે તે યોગ માર્ફત પોતાનું મોક્ષરૂપી ધ્યેય પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે, પણ તેમાં **બ્રહ્મવિદ્યા—આત્મ જ્ઞાન**—પ્રાપ્ત કર્યા વિના ચાલે તેમ નથી.

**કર્મયોગ**માં ખરો નિષ્કામ **કર્મયોગ** '**આત્મજ્ઞાન**' વિના થવો

અસંભવિત છે. ભગવાન્‌શ્રીકૃષ્ણચંદ્ર પણ અર્જુનને તેટલા જ માટે કર્મયોગમાં યોજતાં પહેલાં તે કર્મયોગમાં જોઇતી ખરી શક્તિ પ્રદાન કરવાને શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં ઉપદેશનો આરંભ જ ... "**अशोच्यानन्वशोचस्त्वं**" ઇત્યાદિ વાક્યોવડે **આત્મજ્ઞાનથી** કરે છે. **પૂર્ણ કર્મયોગના** અનુષ્ઠાનમાં **આત્મજ્ઞાનની** જરૂર છે તે ગીતાનો એકંદર ઉપદેશ કહી પણ શકાય.

**ભક્તિયોગમાં** પણ જ્ઞાનિભક્તને ઉત્તમ ભક્ત તરીકે શ્રી ભગવાન ગીતામાં "**ज्ञानि तु आत्मैव मे मतम्**" એવાં વાક્યોથી કહે છે. શ્રી**મધુસૂદનસરસ્વતી** રચિત '**ભક્તિરસાયન**'માં પણ ભક્તિની ભૂમિકાઓના વર્ણનમાં "**स्वरूपाधिगतिस्ततः**" એ પદથી નિજાત્મા-સ્વરૂપનું જ્ઞાન થવું તે છઠ્ઠી ભૂમિકા રૂપે બતાવે છે. **ભક્તિની અગીયાર** ભૂમિકાઓમાં છઠ્ઠીમાં **આત્મજ્ઞાન** થયા બાદ બીજી બધી ભૂમિકાઓમાં આગળ જવાય છે એમ દર્શાવેલ છે. **ગીતામાં** પણ શ્રી ભગવાને "**ददामि बुद्धियोगं तं येन मां उपयान्ति ते**" એવાં વચનથી પોતાના ભક્તોને આવશ્યક **આત્મજ્ઞાન** આપું છું એમ કહેલું છે.

**અષ્ટાંગયોગમાં** તેમજ **હઠયોગમાં** પણ **આત્મજ્ઞાનની** આવશ્યકતા છે. **આત્મજ્ઞાન** વિનાની વાયુસ્તંભન આદિ અવસ્થા તથા તેવી સમાધિ તેને સુષુપ્તિ અવસ્થાની સાથે આંતરિક અવસ્થાના સંબંધમાં ગણી શકાય. **પૂજ્ય** સ્વામીશ્રી **રામતીર્થ** પોતાના વ્યાખ્યાનમાં બતાવે છે તેમ તેવી સમાધિનું દર્શન કરાવીને રાજા પાસે છેવટે એક ઘોડાની માગણી કરી એવી અવસ્થા **આત્મજ્ઞાન** વિનાની યોગની વાતમાં છે. તેવા વખતે તે સમાધિના ઘોડાની કિંમત જેટલી કિંમત આંકી શકાય. ક્યાં **આત્મજ્ઞાનથી** પ્રાપ્ત થતું પરમાનન્દપ્રાપ્તિનું અમૂલ્ય ને અનંત ફલ ને ક્યાં ઘોડાની પ્રાપ્તિથી અંકાયેલું પરિમિત ફળ ? **આત્મજ્ઞાન** વિનાના યોગનું એવું ફળ હોવાથી તેમજ સમાધિની સિદ્ધિમાં ફસાવાનું પણ **આત્મજ્ઞાન** વિનાનાને થતું હોવાથી, **આત્મજ્ઞાન** એ યોગમાં પણ **આવશ્યક અંગ છે એમ સિદ્ધ થાય છે.**

**જ્ઞાનયોગમાં** તે **આત્મજ્ઞાનની** આવશ્યકતા છે એ નિર્વિવાદ છે.

અત્યાર સુધી સર્વ સામાન્ય સર્વ પ્રકારના યોગમાં આવશ્યકરૂપે બતાવવામાં આવેલ **આત્મજ્ઞાન** તે ફલભૂત નહિ પણ, સાધનભૂત છે એ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. ફલભૂતને–વેદાન્તનો સિદ્ધાન્ત છે તેને–માટે તો કાંઇ કહી શકાય તેમ નથી. **ભાષ્યકાર ભગવાન શ્રી શંકરાચાર્યે** પણ "**कथं सर्ववेदान्तसिद्धं ब्रवीमि**" એ પદથી તે વાણીથી પર વિષય છે એમ જણાવે છે.

**यानि साधकस्य साधनानि तानि सिद्धस्य लक्षणानि** એ ન્યાયે જેમ સાધનભૂત ભક્તિ, ફલભૂત ભક્તિરૂપે અભ્યાસનો પરિપાક થતાં પરિણમે છે **તેમ** સાધનરૂપ જ્ઞાન પણ, ફલભૂત જ્ઞાનરૂપે અભ્યાસનો પરિપાક થતાં પરિણમે છે.

સર્વ યોગમાં સામાન્ય પરન્તુ જ્ઞાનયોગમાં વિશેષ સાધનભૂત **આત્મજ્ઞાનના** વિચારમાં તે આત્મજ્ઞાનનું સાધન શું? તે વિચારવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. "**आत्मा वा श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः**" એ શ્રુતિવાક્યાનુસાર, આત્મા સંબંધી શ્રવણ મનન તથા નિદિધ્યાસ કરવાની જરૂર છે. અર્થાત્, પહેલાં શ્રવણ પછી મનન ને પછી નિદિધ્યાસ કરવાની આવશ્યકતા છે. શ્રવણની આવશ્યકતા સિદ્ધ થતાં, કેવા ગ્રન્થોનું કોની પાસેથી ને કઇ વિધિથી શ્રવણ કરવું તેમજ તેના શ્રવણને માટે કોણ અધિકારી તેનો પણ વિચાર પ્રસ્તુત થાય છે.

શ્રવણના સાધનમાં ગ્રન્થોનો વિચાર કરતાં, વૈદિક કર્મના અધિકારીને–સંસ્કારીને–માટે ઉપનિષદ્, શ્રી વ્યાસ ભગવાનનાં રચેલાં વેદાન્ત સૂત્રો, તથા શ્રીમદ્ ભગવદ્ગીતા એ પ્રસ્થાનત્રયીનો અભ્યાસ આવશ્યક છે. પ્રસ્થાનત્રયી **આત્મજ્ઞાનને** માટે પ્રવૃત્ત છે એતો નિર્વિવાદ છે, એટલે તેમના શ્રવણથી **આત્મજ્ઞાન** થાય તે પણ સ્વાભાવિક છે. જો કે ઉપનિષદ્માં અનેક વિપ્રતિપત્તિવાળાં વાક્યો જણાતાં હોય તેના સમન્વય તથા સમાધાન માટે સૂત્રો તથા ગીતા છે છતાં, તે પણ કઠણ પડે માટે ભાષ્યકાર ભગવાને તે ત્રણે ઉપર ભાષ્ય કરેલું છે. ભાષ્યોને પણ

સમજાવવાને અનેક વ્યાખ્યાઓ થઇ છે છતાં, તે પણ હાલના સમયમાં મુમુક્ષુઓને બધું વાંચવું ને વિચારવું તે ઘણુંજ દુર્ઘટ થઇ ગએલું છે. ભાષ્યકાર ભગવાને પોતાના સમય પછી ભવિષ્યમાં થનાર હાલના સમયનો વિચાર કરી, ઘણા **પ્રકરણગ્રન્થો** પણ રચેલા છે. ઘણા પ્રકરણ ગ્રન્થોમાંનો આ એક '**ઉપદેશસાહસ્રી**' નામનો પણ ગ્રન્થ છે જેનો સટીક અનુવાદ ગુર્જરગિરામાં શ્રીયુત મોતીલાલ રવિશંકર ઘોડાએ કરેલો છે ને તેને માટે આ ઉપોદ્‌ઘાતની પ્રવૃત્તિ છે.

શ્રવણને માટે ગ્રન્થોની ગણત્રીમાંના આ એક '**ઉપદેશસાહસ્રી**' નામક ગ્રન્થને જ ઉપોદ્‌ઘાત લખવાના પ્રસંગને લઇને શ્રવણના સાધનભૂત ગ્રન્થ તરિકે ગણી, તે સંબંધી વિચારમાં ઉતરવાનું અત્યારે યોગ્ય ગણાય.

કેવા અધિકારીએ, કેવી વિધિથી ને કોની પાસેથી શ્રવણ કરવું તે પ્રશ્નો જે પ્રસ્તુત કરેલા છે તેનો વિચાર ગ્રન્થના આંતરંગ વિચારમાં આવી જાય છે એટલે તે સંબંધી સ્વતંત્ર વિચાર ન કરતાં, હવે ગ્રન્થનોજ વિચાર કરવામાં આવે છે.

'**ઉપદેશસાહસ્રી**'ના ગુજરાતી અનુવાદ તો ઘણા થયેલા છે પરન્તુ '**श्रीमद्रामतीर्थविरचित पदयोजनिकाव्याख्या** 'ના અક્ષરશઃ અનુવાદ સહીત મૂળ **ઉપદેશસાહસ્રી**ના ગદ્યભાગનો આ અનુવાદ, થોડું સંસ્કૃત જ્ઞાન ધરાવનાર વર્ગને મૂળ સંસ્કૃતને અક્ષરશઃ અનુવાદની મદદથી જાણવા માટે ઉપયોગી નિવડે તેમ છે. તેની સાથે આ અનુવાદ, વેદાન્તના સંસ્કારવાળાને તથા ઉપનિષદ્ ગીતા આદિના પાઠાદિ રીતે પણ અભ્યાસીને માટે ઉપયોગી છે. બીજાને આ ગ્રન્થ સહજ રીતે ક્લિષ્ટ લાગે તે સ્વાભાવિક છે. અધિકારી પ્રમાણેજ ગ્રન્થનો અનુવાદ છે એ દેખીતું છે.

ઉપર પ્રમાણેના અધિકારી માટે ગ્રન્થાનુવાદ છે. જેવો ગ્રન્થનો વિષય તેવો અધિકારી હોવો જોઇએ તે તો દેખીતું છે. વેદાન્ત વિષય સમજવાને અત્રે કાંઇ લખવાની જરૂર નથી. પરન્તુ, બીજી કેટલીક

બાબત ઉપર ખાસ વાચકનું ધ્યાન ખેંચવાની જરૂર જણાવાથી તેનો ઉલ્લેખ અત્ર કરવામાં આવે છે.

પ્રથમ **પ્રતિબોધ–વિધિ–પ્રકરણ**માં પહેલા જ ઉપદેશમાં મોક્ષ-સાધન–ઉપદેશ–વિધિ મુમુક્ષુને માટે છે તેમ '**मुमुक्षूणां**'એ શબ્દથી બતાવી મુમુક્ષુમાં પણ જ્ઞાનથી મોક્ષ માનનારાને માટે અર્થાત્, **આત્મજ્ઞાન** વિના મોક્ષ પ્રાપ્ત થતો નથી તેમ માનનારાને માટે છે એમ '**श्रद्धधानानां**' એ શબ્દથી દર્શાવે છે. **આત્મજ્ઞાનથી** મોક્ષ માનનારમાં પણ ફક્ત પાંડિત્ય વધારવા ઇચ્છનારનો અહિં અનધિકાર છે તેમ બતાવવાને માટે '**अर्थिनां**' એ શબ્દ મૂકી સૂચના કરે છે કે પાંડિત્યપ્રદર્શન કરવા તથા પાંડિત્ય વધારવાની દૃષ્ટિ વેદાન્તના અભ્યાસીની ના હોવી જોઇએ. વેદાન્ત અનુભવનું શાસ્ત્ર છે ને તેને અનુભવમાં ઉતારવા, અર્થાત્ બ્રહ્માનંદની અપરોક્ષાનુભૂતિમાં પરિણુત કરવા માટે જ અભ્યાસ હોવો જોઇએ. શ્રુતિ પણ **ग्रन्थमभ्यस्य मेधावी ज्ञानविज्ञानतत्परः पलालमिव धान्यार्थी त्यजेद् ग्रन्थमशेषतः ॥** એમ કહે છે. ગ્રન્થનો અભ્યાંસ કરી–શ્રવણ તથા મનન કરી–ચોખાની ઇચ્છાવાળો ચોખા પ્રાપ્ત થતાં ફોતરાં ફેંકી દે તેમ, તે મુમુક્ષુ–ફક્ત મોક્ષની ઇચ્છાવાળો–ગ્રન્થાવલોકન કાર્ય છોડીને આગળ વધે એમ કહે છે. અહીં પણ, ભાષ્યકાર ભગવાન અનુભવમાં ઉતારવાના જ્ઞાનના અર્થિને માટે આ ગ્રન્થારંભ છે તેમ કહે છે. વ્યાખ્યામાં પણ "**ये पाण्डित्यविस्तरप्रवणमतयः तेषामिहानधिकारो ध्वनितः**" એમ કહેલ છે.

બીજા ઉપદેશમાં આ મોક્ષસાધન જ્ઞાન કોને આપવું તે બતાવે છે; અર્થાત્, જ્ઞાનાધિકારીનો નિર્દેશ છે. ત્યાં "**नाविरक्तायसंसारान्निरस्तैषणाय च, त्यागेनैके अमृतत्वमानशुः, न्यास एवात्यरेचयेत्,**" ઇત્યાદિ શાસ્ત્રવાક્યોથી વ્યાખ્યામાં દૃઢીભૂત કરવામાં આવે છે તેમ સંન્યાસીનોજ અત્રાધિકાર છે એમ સૂચવે છે. બીજાં પણ "**तपसो वाप्यलिंगात्, संन्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः,**

**संन्यासेनाधिगच्छति, न्यासो हि ब्रह्म, अनिकेतः स्थिरमतिर्भक्तिमान्यः स मे प्रियः, विविक्तदेशसेवित्वं अरतिर्जनसंसदि,** વિગેરે શ્રુતિ તથા સ્મૃતિવાક્યો, સંન્યાસીને જ જ્ઞાન તથા મોક્ષમાં અધિકાર છે એમ બતાવે છે. બીજી બાજુ "**स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम्, येऽपि स्युः पापयोनयः, अभयं वै प्राप्तोसि जनक,**" ઇત્યાદિ વાક્યો તથા અનેક ભક્તોના દૃષ્ટાન્તો, તેમ જ શ્રી યાજ્ઞવલ્કયનો જનકને ઉપદેશ, શ્રી વસિષ્ઠનો શ્રી રામચંદ્રજીને ઉપદેશ, શ્રી કૃષ્ણનો અર્જુનને ઉપદેશ તે બધા તરફ નજર કરતાં, સંન્યાસીનો જ અત્રાધિકાર હોય તેમ જણાતું નથી. આમ વિપ્રતિપત્તિ પ્રાપ્ત થતાં, એમ સમન્વય કરી શકાય તેમ છે કે પ્રધાન પદ બહારના સંન્યાસ તરફ નથી પણ આંતર સંન્યાસ ઉપર છે. ખરેખર આંતર સંન્યાસ તો આવશ્યક જ છે, ને તેવો આંતર સંન્યાસ હોય તો જ બહારનો સંન્યાસ શોભાસ્પદ છે નહિં તો નહિં તે પણ વિચારવાનું છે. "**स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः, ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति**" વિગેરે ભગવદ્વાકયો પણ આંતરિક સંન્યાસ જ પહેલો હોવો જોઇએ એમ સૂચવે છે. બહિર્સંન્યાસવિધિ તો અનુકુળતા આદિ પર અવલંબિત છે તથા જ્ઞાનોપદેશ કરવાને માટે આવશ્યક અંગ રૂપે છે એમ કહી શકાય.

આંતરંગ સંન્યાસનું પ્રધાનપણું બતાવવાને વ્યાખ્યામાં "**अमान्यमत्सरो दक्षो निर्ममो दृढसौहृदः । असत्वरोऽर्थजिज्ञासुरनुसूयुरमोघवाक्**" એ વાક્ય શિષ્યના શાસ્ત્રપ્રસિદ્ધ ગુણોની આવશ્યકતા માટે લખવામાં આવેલું છે તે ખાસ ધ્યાનમાં લેવા યોગ્ય છે. અમાનિ, મત્સર વિનાનો, દક્ષ, મમતા વિનાનો, દૃઢ સુહૃદ ભાવવાળો, ઉતાવળો નહિ પણ શાન્તિથી કામ લેનાર, અર્થજીજ્ઞાસુ, ગુણમાં દોષારોપણ નહિ કરનાર, થોડું બોલનાર, આ બધા ગુણો જ્ઞાનના અભ્યાસીને આવશ્યક છે. પવિત્રતાથી રહેનાર અને બ્રાહ્મણ હોવો જોઇએ. અને 'બ્રાહ્મણ' શબ્દ

**વિવિદિષાસંન્યાસ**ને માટે શાસ્ત્રાનુસાર અધિકાર દર્શાવવાને માટે છે, જ્ઞાનને માટે નહી તેમ લેવો પડશે, નહિ તો વેદનું જ જ્ઞાન પુરાણાદિમાં સરળતાથી ઉપદેશેલું છે ને તેમાં તો સ્ત્રીશૂદ્રાદિનો પણ અધિકાર દર્શાવેલો છે ને એ જ હેતુથી શ્રી વ્યાસજીની તે કૃતિ છે તેનો વિરોધ આવશે. **જ્ઞાન** તો બધે ઔપનિષદજ બતાવેલું છે પરન્તુ પ્રત્યક્ષ ઉપનિષદ્‌ના પઠનાદિ દ્વારા તે જ્ઞાન પ્રાપ્ત કરવામાં વેદના અધિકારી **બ્રાહ્મણ**નેજ અધિકાર છે. વળી, આ ગ્રન્થમાં ભાષ્યકાર ભગવાને પરમહંસપરિવ્રાજ આશ્રમ ગ્રહણ કરેલો હોય તેવા પરત્વે ઉપદેશ કરવાનો દર્શાવેલા હોવાથી પણ, '**બ્રાહ્મણ**' શબ્દ **વિવિદિષા-સંન્યાસ**ની યોગ્યતાસૂચક છે એવી રીતે લેવો યુક્ત છે. '**શુચયે**' શબ્દ બાહ્યાભ્યન્તર પવિત્રતાનો પાલન કરનારો હોવો જોઇએ તે બતાવે છે. '**जाति**'થી શિષ્યની જન્મયોગ્યતા જોવાની છે, '**कर्म**'થી જાતિ અનુસાર કર્માનુષ્ટાન-ધર્મપાલન-ની યોગ્યતા જોવાની છે. '**विद्या**'થી પૂર્વાભ્યાસ કરેલી વેદાદિ વિદ્યા અથવા તો ઉપાસનાવિદ્યા જોવાની છે.

'**अभिजन**'થી કુળ તથા જન્મસ્થાન જોવાનું છે. કુળ તથા જન્મસ્થાન પ્રમાણે તે વાતાવરણના સંસ્કાર દઢ પડેલા હોય છે. '**वृत्त**'થી આચાર તથા બ્રહ્મચર્યાદિ જોવાનાં છે. ઉપર પ્રમાણે '**जाति**' આદિથી અધિકારપરીક્ષાને માટે ગુરૂને ઉપદેશ કર્યો ને શિષ્યને તે પ્રમાણે તે બાબતની દરકાર રાખવાને તથા ઉત્તમ રીતે તે તે ગુણો પ્રાપ્ત કરવાને કહ્યું. આથી જ્ઞાનના નામે, ઉપર બતાવેલા પોતાનામાં શિષ્ય તરીકેના ગુણોની ઉપેક્ષા કરનારને ભગવાન ભાષ્યકારે દર્શાવ્યું કે આ ગુણો બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવાની ઇચ્છા કરનારે અવશ્ય પાલન કરવા જોઇએ. તે ગુણોની ઉપેક્ષા જેટલે દરજ્જે અત્યારે થાય છે તેટલે દરજ્જે જ્ઞાન શુષ્કતામાં પરિણામ પામે છે ને ઉત્તમ વેદાન્તનો ગેરઉપયોગ થાય છે. માટે તે બાબત ઉપર વાચકે બરોબર વિચાર કરવો.

ચોથા ઉપદેશમાં, શિષ્યમાં કેટલીક અધિકારની ખામીઓ હોય તો પુરી કરાવવાનું ગુરૂને ઉપદેશે છે.

પાંચમા ઉપદેશમાં, જે ગુણોની આવશ્યકતા હોય તે ગુણો શિષ્યમાં લાવવાને ઉપદેશ કરવાને ગુરૂને કહે છે.

છટ્ટા ઉપદેશમાં, ગુરૂનાં લક્ષણો બતાવ્યાં છે તે વિચારવા યોગ્ય છે. '**ऊहापोहग्रहणधारण**' એ લક્ષણો ગુરૂની શિષ્યપ્રતિ ઉપદેશ કરવાની સામર્થ્ય-શક્તિનાં સૂચક છે. અધિકારભેદે કેવી રીતે ને શું કહેવું વિગેરે વિચાર કરવો તે " **पांडित्यं निर्वेद्य बाल्येन तिष्ठासेद् बाल्यं पांडित्यं च निर्वेद्य मौनेन तिष्ठासेत्** " ઇત્યાદિ શ્રુતિવાક્ય પ્રમાણેની પાંડિત્ય-ભૂમિકામાં ઘટિ શકે છે. બાલ્યભૂમિકામાં, નિજાનંદની મસ્તી તથા સરળતાથી અધિકાર ભેદનો વિચાર કર્યા વિના એકદમ બધું કહી નાખવાનો ભય રહે છે, ને તેમ થતાં અનાધિકારીને ખરો વેદાન્ત સિદ્ધાંત બતાવવાથી ગેરસમજ ને ગેરઉપયોગ થવાનો પણ ભય રહે છે. મૌનભૂમિકાવાળો જ્ઞાની તો, ઉપદેશને માટે યોગ્ય જ નથી તેવાના તો દર્શનથીજ ને વાતાવરણથી જ આંતરિક સંસ્કારનો જ લાભ પ્રાપ્ત થાય છે. વળી, બાલ્ય તથા મૌન અવસ્થા વાળામાં " **अभिन्नवृत्तः** " એ લક્ષણ કદાચ ન જોવામાં આવે તેથી પણ આરંભવાળાને ભ્રાન્તિ ઉત્પન્ન થવાની ભીતિ રહે છે. એ પણ યાદ રાખવાનું છે કે, જ્ઞાની જાણી જોઇને પોતાની સ્વેચ્છાથી '**भिन्नवृत्तः**' રહેતો નથી પણ એવી ઉત્તમ ભૂમિકાને પ્રાપ્ત થાય કે જ્યાં '**वृत्त-आचार**' આદિ છુટી જાય છે, ને તેથી '**अवधूत**'-છુટી ગયું છે જેનું-ધોવાઇ ગયું છે જેનું-એવી દશાવાળો તે થાય છે. ઉપદેશને માટે શરણે જવા યોગ્યને ઉપદેશ કરવા યોગ્ય ગુરૂ તો '**अभिन्नवृत्तः**'-( આચાર મર્યાદા જેણે ઓળંગેલી નથી-તેવો ) જ ગુરૂ હોવો જોઇએ, જ્ઞાનીને નામે સ્વેચ્છાથી ને જાણી જોઇને આચારમર્યાદાને કોરે મૂકી, " **लोकसंग्रहमेवापिचिकिर्षुलोकसंग्रहम्** " એ ભગવદ્વાક્યોની ઉપેક્ષા કરી વર્તન કરનાર, ખાનપાનાદિમાં તો તે બધું સત્ય હોય તેમ પ્રવૃત્ત થનાર પરન્તુ સ્વાશ્રમોચિત ધર્મપાલન વખતે તે મિથ્યા છે તેમ સમજી તેમાંથી નિવૃત્ત થનાર, કહેવાતા જ્ઞાનીઓની

સંખ્યાનો હાલમાં વધારો જોવામાં આવે છે ને તેવાનો આશ્રય ને ઉપદેશ ગ્રહણ કરી તેવાજ વિચારવાળાની સંખ્યા પણ વધતી જાય છે તે ખરેખર શોચનીય છે માટે અહિંનો '**अभिन्नवृत्तः**' એ ગુરૂના લક્ષણનો ઉપદેશ ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

જેમ ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં ઉપદેશ પૂરો કરી અર્જુનને "**कच्चिदेतत् श्रुतं पार्थ** ઇત્યાદિ વાક્યથી પુછે છે ને જગત્‌ને એ નિમિત્તે ગુરૂનો ધર્મ બતાવે છે તેમ અહિં પણ ભગવાન ભાષ્યકાર બીજા ઉપદેશમાં, "**ब्रूयात् पुनः पुनः यावद्ग्रहणं दृढीभवति**" જ્યાં સુધી દૃઢજ્ઞાન શિષ્યને ઉત્પન્ન ન થાય ત્યાં સુધી ફરી ફરીને કહે, એવું કહેલું તેને બરોબર વર્તનમાં મુકાવવાને અહીં નવમા ઉપદેશમાં શિષ્યને ઉપદેશ દૃઢ થયો કે નહિં તે જાણવા પૂછવાનું કહે છે.

ગુરૂની ફરજ છે કે ફરી ફરીને શિષ્ય ન પૂછે તોપણ દૃઢ ઉપદેશ થવાની ખાતર કહે એટલું જ નહિં પણ શિષ્યના હૃદયમાં ઉપદેશ હજુ બરોબર નથી ઉતર્યો તેમ જણાય તો શિષ્યના પૂછયા વિના પણ પોતાની મેળે ફરી ફરીને યુક્તિપુરઃસર કહે. "But I say unto you" ("પણ હું તને કહું છું)" એવો આગ્રહ આપણા શાસ્ત્રમાં કોઇ જગ્યોએ નથી બલ્કે, તેનાથી વિપરીત રીતિ તો આ ગ્રન્થમાં ને ગીતા વીગેરે ગ્રન્થોમાં તો પ્રત્યક્ષ છે. હિંદુ ધર્મશાસ્ત્ર અંધશ્રદ્ધાનું પ્રેરનાર છે તેવો આક્ષેપ કરનારે આ બધી હકીકત ખાસ વિચારવાની છે.

ભાષ્યકાર ભગવાનના ગ્રન્થની અંદરના ઉપદેશાનુસાર તો સંન્યાસાશ્રમ ગ્રહણ કરેલ યોગ્ય શિષ્ય પ્રતિ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ યોગ્ય આચાર્યે બોધ કરવાનો ઉપદેશ છે એટલે, તેવી રીતના સંન્યાસાશ્રમ-વાળો યોગ્ય શિષ્ય શ્રવણ માટે અધિકારી છે; સંન્યાસાશ્રમ ગ્રહણ કર્યા બાદ ગુરૂ પાસે ઉપદેશ ગ્રહણ કરવાને માટે જવાની વિધિ તે શ્રવણને માટે વિધિ છે; ઉપર વર્ણન કરવામાં આવેલું છે તેવા યોગ્ય આચાર્ય પાસેથી શ્રવણ કરવાનું છે; ને ગ્રન્થની અંદર બતાવવામાં આવ્યું છે તે 'આત્મજ્ઞાન'નું શ્રવણ કરવાનું છે.

આવી રીતે, ઉપોદ્ઘાતમાં શ્રવણની આવશ્યકતા સિદ્ધ થતાં કેવા ગ્રન્થોનું ? કોની પાસેથી ? કઇ વિધિથી ? ને કેવા અધિકારીએ ? એ પ્રશ્નો પ્રસ્તુત કર્યા હતા, તેનો ઉત્તર ગ્રન્થની અંદરથી વિચારી જોવો. સંન્યાસ આશ્રમની વાત બાજુપર રહી, પણ **'આત્મજ્ઞાન'**નો અધિકારી આંતરિક સંન્યાસવાળો તો હોવો જોઇએ તે તો નિર્વિવાદ છે. શ્રવણ કરીને મનન કરવાનું છે તે ભૂલવાનું નથી. મનન કર્યા પછી દૃઢ નિશ્ચય થયે, નિદિધ્યાસનપરાયણ થવાનું છે ને તેમાં જ મુમુક્ષુની શ્રવણક્રિયાની સફળતા છે; માટે, આ ગ્રન્થના શ્રવણમનન દ્વારા યોગ્ય મુમુક્ષુ નિદિધ્યાસનપરાયણ થઇ પોતાનું ધ્યેય પ્રાપ્ત કરે તેવી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે, ને તેમાં જ અનુવાદકર્તાની પણ સાર્થકતા છે.

**શ્રી :**

**—इति शिवम्—**

**स्वामिश्री स्वरूपानन्दतीर्थ, शंकराचार्य**

શારદાપીઠ–( પ્રભાસપાટણ )

॥ શ્રીમચ્છંકરાચાર્યપ્રણીતા ॥

# ઉપદેશસાહસ્રી

(શ્રીરામતીર્થવિરચિત પદયોજનિકા નામની વ્યાખ્યાવડે યુક્તા).

## ( ગદ્યબન્ધ પ્રથમ ભાગ. )

## શિષ્યપ્રતિબોધવિધિ પ્રકરણ.

प्रणम्य रामाभिधमात्मधीपदं जगत्प्रसूतिस्थितिसंयमायनम् ।
तदात्मकान्शंकरपूर्वकान्गुरुन्मयोपदेशार्थविभाग उच्यते ॥ १ ॥

**અર્થ:**—જગતની પ્રસૂતિ–ઉત્પત્તિ, સ્થિતિ અને સંયમના અયનરૂપ (અધિષ્ઠાન) **રામ** નામના આત્મધીપદને (આત્મવાચક) પદને પ્રણામ કરી, તદાત્મક ( આત્મધીપદાત્મક ) શંકરપૂર્વક–ગુરૂઓને પ્રણામ કરી, મેં વડે ઉપદેશના અર્થવિભાગનું કથન કરાય છે. ૧

અહીં, ભગવપાદાભિધાન ભગવાન્ ભાષ્યકાર, સર્વ ઉપનિષદોની સારસંગ્રહિકારૂપ ઉપદેશસાહસ્રીને ગદ્યવિભાગ તથા પદ્યવિભાગરૂપ ગ્રન્થ-રચનાવડે પ્રગટ કરતાં, આદિમાં ગદ્યબન્ધને આરંભ કરતાં, પ્રારંભ કરવાને ઇચ્છેલા ગ્રન્થની પરિસમાપ્તિ તથા પ્રચયગમન ( અભિવૃદ્ધિ )-આદિ પ્રયોજનયુક્ત શિષ્ટાચારવિશેષપ્રાપ્ત એવા મંગળનું, '**અથ**' ઇતિવાક્યાર્થ વડે આચરણ કરે છે:—

**अथ मोक्षसाधनोपदेशविधिं व्याख्यास्यामो मुमुक्षुणां श्रद्दधानानामर्थिनामर्थाय ॥ १ ॥**

**વાક્યાર્થ:**—હવે, અમે (આ ઉપદેશશાસ્ત્રાર્થ પરત્વે ) વિશ્વાસવંત, આ શાસ્ત્રાર્થજ્ઞાનના અર્થી એવા મુમુક્ષુ અર્થે, મોક્ષસાધનના ઉપદેશ વિધિનું વ્યાખ્યાન કરીએ છીએ. ૧

**पदयोजनिका व्याख्या:—**

ॐकारश्चाथशब्दश्च द्वावेतौ ब्रह्मणः पुरा ।

कंठं भित्त्वा विनिर्यातौ तस्मान्मांगलिकावुभौ ॥

**अर्थः—ओं**કાર શબ્દ અને **અથ** શબ્દ આ બે, પૂર્વે બ્રહ્માના કંઠને ભેદી વિનિર્ગત થયલા તેથી, તે ઉભય માંગલિક છે એમ સ્મૃતિ પરત્વે, **અથ** શબ્દનો માંગલિકત્વાવગમ ( મંગળતા–જણાવવાપણું ) હોવાથી, અથવા આનન્તર્યાર્થક આ **અથ** શબ્દ, ઉચ્ચારમાત્રવડે અન્યાર્થ કરાતા મૃદંગાદિ ધ્વનિના શ્રવણાદિવત્, મંગલપ્રયોજનક હોય છે.

'આનન્તર્યાર્થતા' કેમ ? એમ કહે તો–વિસ્તારવડે અનેક શાસ્ત્રાર્થ-નિબન્ધ નિર્માણ થયલા તેની આનન્તર્યાર્થતા ( તદનન્તર–હોવાપણું ) એમ અમે કહીએ છીએ.પ્રશ્ન, પ્રતિવચન, આક્ષેપ તથા સમાધાનના પ્રકારોવડે, અનેક પ્રમાણ તથા યુક્તિવિશેષોવડે નિપુણતરપૂર્વક અવધારિત કરેલ એવા સમસ્ત ઉપનિષદોના શાસ્ત્રાર્થ પરત્વે, અનેક વાક્યયુક્તિના અનુસંધાનના વ્યવધાન વિના સાક્ષાત્ અનુભવના ઉદયાર્થ, સંગ્રહનિરૂપણ–પ્રવૃત્તિની ઉપપત્તિ હોવાથી.

અત્ર, ચિકીર્ષિત વિષયની પ્રતિજ્ઞા કરતાં, તેની પ્રવૃત્તિની અંગતાએ કરી '**मोक्षसाधन**' ઇતિ વાક્યાર્થવડે, શાસ્ત્રીય અનુબંધજાલને સંગૃહીત કરે છે.

વિસ્તારે કરીને શાસ્ત્રાર્થનું નિરૂપણ કરી, તદનન્તર ( **અથ** ) મોક્ષસાધનના ઉપદેશવિધિનું કથન કરીશું. **मोक्षसाधनोपदेशविधिम्-** **मोक्ष**–નિષ્પ્રપંચબ્રહ્માત્મતાનો અવિર્ભાવ, તેનું **साधन**–ઔપનિષદ અદ્વિતીય આત્મતત્વજ્ઞાન, તેનું **उपदेशः**–ઉપદેશન, તદર્થ વાક્યોના અર્થવિભાગ વડે શિષ્યપ્રતિ પ્રતિપાદન, તેનો **विधिः**–પ્રકારવિશેષ, તેને **व्याख्यास्यामः**–વિ–વિસ્પષ્ટપૂર્વક, **आख्यास्यामः**–કથન કરીશું.

**मोक्ष**શબ્દવડે. પ્રત્યક્તત્ત્વ રૂપ બ્રહ્મવિષય નિર્દિષ્ટ છે. **साधन** શબ્દવડે તત્ત્વજ્ઞાનની ઉક્તિ હોવાથી, તત્સાધ્ય એવા અજ્ઞાનાદિ–બંધની

નિવૃત્તિ, તે પ્રયોજનરૂપે સૂચિત છે. **ઉપદેશવિધિ** શબ્દવડે, શાસ્ત્રવિષયક બોધ્યબોધકલક્ષણસંબંધ દર્શિત છે.

‘ **मुमुक्षूणाम्** ’ ઈતિ વાક્યાર્થવડે, હવે અધિકારનું કથન કરે છે:—

**मुमुक्षूणाम्**—મોક્ષમાત્રની ઇચ્છા કરનારાઓના. આ પદવડે, ઐહિક તથા આમુષ્મિક અર્થની તૃષ્ણાલેશવડે સંપન્ન હોય તેમને પણ, અત્ર અનધિકાર છે એમ સૂચિત છે.

**श्रद्दधानाम्**—આ ઉપદેશશાસ્ત્રાર્થ પરત્વે વિશ્વાસવંત હોય તેમના. આ પદવડે, મુમુક્ષુ સતા પણ જેઓ, કર્મ પરત્વે વા અન્ય શાસ્ત્રો પરત્વે પણ શ્રદ્ધા કરે તેમને અનધિકાર હોવાનું સૂચવાય છે.

**अर्थिनाम्**—આ શાસ્ત્રાર્થજ્ઞાનના અર્થીઓના; આ પદવડે, શ્રદ્ધા કરનારા હોય તથાપિ, જે પાંડિત્ય–વિસ્તાર પ્રતિ પ્રવણમતિવાળા હોય તેમનો આ વિષયમાં અનધિકાર હોવાનું ધ્વનિત છે.

તેમજ વળી, એવિધ અધિકારીઓના ઉપકારાર્થ ( **अर्थाय** ) વ્યાખ્યાન કહીએ છીએ એમ અન્વય છે.

‘ **तदिदं** ’ ઈતિ વાક્યાર્થવડે, ઉક્ત અર્થનું સંગ્રહવડે વિવરણ કરે છે:—

**तदिदं मोक्षसाधनं ज्ञानं साधनसाध्यादनित्यात्सर्वस्माद्विरक्ताय त्यक्तपुत्रवित्तलोकैषणाय प्रतिपन्नपरमहंसपारिव्राज्याय शमदमदयादियुक्ताय शास्त्रप्रसिद्धशिष्यगुणसंपन्नाय शुचये ब्राह्मणाय विधिवदुपसन्नाय शिष्याय जातकर्मवृत्तविद्याऽभिजनैः परीक्षिताय ब्रूयात् पुनः पुनः यावद्ग्रहणं दृढीभवति ॥ २ ॥**

**वाक्यार्थः**—હવે વક્ષ્યમાણ એવું તે મોક્ષસાધનરૂપ જ્ઞાન, સાધનસાધ્ય, અનિત્ય એવા સર્વ ભોગ્યજાતથી વિરક્ત, પુત્ર, વિત્ત તથા લોકૈષણાને ત્યક્ત કરનાર, પરમહંસ પારિવ્રાજ્યને પ્રતિપન્ન, શમ· દમ તથા દયાદિવડેયુક્ત, એવા શાસ્ત્રપ્રસિદ્ધ શિષ્યગુણવડે સંપન્ન,

શુચિ, બ્રાહ્મણજાતિના, વિધિવત્ ઉપસન્ન, જાતિ, કર્મ, વૃત્ત, વિદ્યા અને અભિજનોવડે પરીક્ષિત એવા શિષ્યને, તેનું ( તે જ્ઞાનનું ) ગ્રહણ યાવત દઢીભૂત થાય તાવત્પર્યંત પુનઃ પુનઃ નિરૂપણ કરવું. ૨

**પ૦ વ્યા૦:—**

**તદિદં મોક્ષસાધનં જ્ઞાનં વિધિવદુપસન્નાય શિષ્યાય બ્રૂયાત્** એમ અન્વય છે. તે મોક્ષસાધનભૂત જ્ઞાન, ગ્રન્થાન્તરો મધ્યે, વિસ્તારવડે પ્રતિપાદિત છે.

**ઇદમ્**—હવે, અહીં વક્ષ્યમાણ છે એમ અર્થ છે.

મોક્ષસાધનભૂત એવું તે (જ્ઞાન) કયું ?, હેતુસહિત બન્ધનિવૃત્તિ વડે, બ્રહ્માત્મના આવિર્ભાવનું જે નિમિત્ત રૂપે ઉક્ત છે તે આ જ્ઞાન, વક્ષ્યમાણ છે એમ અર્થ છે.

'**મોક્ષસાધનં**' પદનું વ્યાખ્યાન થયેલું છે. '**ઉપદેશવિધિ**' પદનું વ્યાખ્યાન, અગ્રે શિષ્યાચાર્યની પ્રશ્નાદિ–પરમ્પરાએ કરતાં, '**મુમુક્ષૂણામ્**' ઇત્યાદિ વડે ઉક્ત અધિકારીનું, '**સાધન**' ઇત્યાદિવડે વ્યાખ્યાન કરશે.

સંગ્રહ વિષે, અધિકારિ–બહુત્વનો નિર્દેશ કરેલો છે તે, પ્રદર્શનાર્થક છે; તે કાંઈ વિવક્ષિત ન હોય; એથીજ, તેના વિવરણ વિષે એકવચન છે; કેમકે એકાત્મવાદ પરત્વે, બહુ નિરપેક્ષ મુમુક્ષૂઓનો અસંભવ હોય છે.

'**નાવિરક્તાય સંસારાન્નાનિરસ્તૈષણાય ચ અર્થ:**—અવિરક્ત ન હોય, અને સંસારથી જેની એષણાઓ નિરસ્ત થયલી ન હોય, ' ઇત્યાદિ શાસ્ત્રનો અંગીકાર કરીને, '**સાધનસાધ્યાત્**' ઇતિ વાકયવડે કથન કરે છે—

દૃષ્ટ તથા અદૃષ્ટ અર્થવાળાં એવાં કૃષિ–ખેતી–આદિ તથા યાગાદિ–સાધનોવડે સાધ્ય એવા ઐહિક અને આમુષ્મિક ભોગ્યવિષયોથી; એથીજ, **અનિત્યાત્**–અશાશ્વત એવા બ્રહ્મલોકાંત સર્વ ભોગ્યવિષયોથી–પણ વિગતરાગવાળાને, અર્થાત્ નિવૃત્ત અભિલાષાવાળાને (**વિરક્તાય**).

આ ( શિષ્ય ) વિરક્ત છે તે કેમ અવગમિત થાય ? ઇતિ અપેક્ષા પરત્વે, '**त्यक्त**' ઇતિ વિશેષણાન્તરવડે વિરક્ત, ( મુમુક્ષુ )ના ચિહ્નનું કથન કરે છે:—

અત્ર, કામ શબ્દના અપર પર્યાયરૂપ **एषणा** શબ્દવડે, તત્પ્રયુક્તા પ્રવૃત્તિ લક્ષિત થાય છે.

તત્ર, પુત્રાર્થ દારસંગ્રહ પરત્વે પ્રવૃત્તિ તે **पुत्रैषणा**, કર્માદિ–અનુષ્ઠાનાર્થ, અપરવિદ્યા તથા ગવાદિરૂપ ઉભયવિધ વિત્તપરિગ્રહ તે **वित्तैषणा**, પુત્ર, કર્મ અને અપરવિદ્યાવડે સાધ્ય એવા આ લોક, પિતૃલોક તથા દેવલોકની પ્રાપ્તિરૂપ ફલૈષણા તે **लोकैषणा**; આ એષણાંઓ ત્યક્ત હોય જેવડે તેને ( **त्यक्तपुत्रवित्तलोकैषणाय** ). **અર્થાત્**, સાધનો પરત્વે પ્રવૃત્તિની ઉત્સુકતાના કેવળ ત્યાગથી, સાધ્યાભિલાષાની શૂન્યતા ગમિત–સિદ્ધ–થાય છે.

તેજ પ્રકારે વળી,

'**न कर्मणा न प्रजया धनेन त्यागेनैके अमृतत्वमानशुः ।** ( **याज्ञिक्यु॰ १०** ) અર્થ:–ન કર્મવડે, ન પ્રજાવડે, ન ધનવડે; ત્યાગવડે કેટલાયેક અમૃતત્વને પ્રાપ્ત કરેલું,' ઇતિ શ્રુતિ કહે છે.

હવે,

'**एतमेव प्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजन्ति ।** ( **बृ॰ ४–४–२२** ) અર્થ:–આ જ લોકની ઇચ્છા કરનારા પ્રવ્રાજીઓ, ( સંન્યાસીઓ ) પ્રવ્રજન કરે છે.'

'**तानि वा एतान्यवराणि तपांसि न्यास एवात्यरेचयेत्** ( **याज्ञिक्यु॰ ७९** ) અર્થ:–નિશ્ચે, કેવળ સંન્યાસ તે, આ અવરસ્વરૂપ એવાં તપોથી અતિરિક્ત હોય છે,' ઇત્યાદિ, શાસ્ત્રનો અનુરોધ કરી, '**प्रतिपन्न**' ઇતિ પદાર્થવડે કથન કરે છે:—

**परमहंस** વિશેષણ, કુટીચક આદિ સ્માર્ત સંન્યાસીની વ્યાવૃત્તિ (નિષેધ) અર્થ ( પ્રયોજેલું ) છે. દ્વૈતાદ્વૈતવાદિઓને નિશ્ચે, અદ્વિતીય

આત્મતત્ત્વના ઉપદેશ-ગ્રહણ પરત્વે અધિકાર હોતો નથી એમ ભાવ છે. આટલા વડે, **मुमुक्षु** પદ વ્યાખ્યાત થયું.

અત્રાપિ, આશ્રમધર્મમાત્રનિષ્ઠ હોય તેને અધિકાર હોતો નથી એમ વિવક્ષા કરતાં, મુમુક્ષુને, '**शमदमदयादियुक्ताय**' ઇતિ પદાર્થવડે વિશિષ્ટ કરે છે.

**शमः**—અન્તઃકરણની અનાત્મ વિષયોથી વ્યાવૃત્તિ; **दमः**—બાહ્ય ઇન્દ્રિયોની અનાત્મ વિષયોથી વ્યાવૃત્તિ; **दया**:—ભૂતો પરત્વે અદ્રોહ; **आदि** પદવડે, ઉપરતિ, તિતિક્ષા, સમાધાન અને શ્રદ્ધા સંગૃહીત કરાય છે; આ વડે, **श्रद्धधानाम्** ઇતિ પદાર્થનું આ વ્યાખ્યાન થયું.

' अमान्यमत्सरो दक्षो निर्ममो दृढसौहृदः ।

असत्वरोऽर्थजिज्ञासुरनुसुयुरमोघवाक् ॥

અર્થઃ—માન્ય તથા મત્સરથી રહિત, દક્ષ, નિર્મમ, દૃઢ સૌહૃદવાળો, અ-સત્વર, અર્થજિજ્ઞાસુ, અસૂયારહિત, અમોઘવાણીવાળો,' ઇત્યાદિ વચનને અનુસરી, '**शास्त्रप्रसिद्ध**' ઇતિ પદાર્થવડે તે મુમુક્ષુને પુનઃ વિશિષ્ટ કરે છે; આવડે, '**अर्थिनाम्**' ઇતિ પદાર્થ વ્યાખ્યાત થયું.

'**नाशुचिर्ब्रह्म कीर्तयेत्** અર્થઃ—અશુચિ પુરૂષે, બ્રહ્મ-કીર્તન કરવું નહિં, '**त्रिसन्ध्यादौ स्नानमाचरेत्** અર્થઃ—ત્રિસન્ધ્યાદિ પરત્વે સ્નાનાચરણ કરવું,' ઈત્યાદિ શાસ્ત્રને આશ્રિત થઇ, '**शुचये**' ઇતિ પદાર્થવડે કથન કરે છે. અર્થાત્, બાહ્ય સહિત આભ્યન્તર શૌચવડે સંપન્ન હોય તેને.

'**ब्राह्मणो निर्वेदमायात् ( मुं. १-१-१२ )** અર્થઃ—બ્રાહ્મણે નિર્વેદને પ્રાપ્ત કરવો,' '**एतद्ध स्म वै तत्पूर्वे ब्राह्मणा अनूचाना विध्वांसः प्रजां न कामयन्ते**,' '**एतं वै तमात्मानं विदित्वा ब्राह्मणो. ( बृ० ६-४-११, बृ० ५-५-१० )**'

અર્થઃ—તત્પૂર્વે, વિદ્વાન બ્રાહ્મણો પ્રજાની કામના કરતા નથી, આજ આત્માને જાણીને બ્રાહ્મણો,' ઇત્યાદિ શાસ્ત્રોને અનુસરી,

'**ब्राह्मणाय**' ઇતિ પદાર્થવડે કથન કરે છે. ક્ષત્રિયાદિ મનુષ્યો વિવિદિષાસંપન્ન હોય તથાપિ તેમને, પારમહસ્યસંન્યાસધર્મ પરત્વે અધિકાર હોતો નથી એમ ભાવ છે. એથી જ, જ્ઞાન ઉત્પન્ન થયેલું તથાપિ જનકાદિઓએ, ગાર્હસ્થ્યતાનો પરિત્યાગ કરેલો નહિ એમ શ્રુતિપ્રસિદ્ધ છે.

વળી, આ શાસ્ત્ર કેવળ યથોક્ત સંન્યાસાધિકારિક છે. આશ્રમાન્તરનું અધિકારક હોતું નથી. આશ્રમાન્તરની પ્રવૃત્તિધર્મપરાયણતાને લઈ તેનો (પ્રવૃત્તિનો) અત્યાગ હોય, તદ્વિરૂદ્ધ એવી નિવૃત્તિનિષ્ઠાપરાયણતાનો અયોગ હોય, અને તેના ત્યાગપરત્વે આશ્રમાન્તરની અનુપપત્તિ થાય તેથી.

વળી, ભગવાન્ ભાષ્યકાર કહે છે—

'**अहं ब्रह्मास्मि कर्ता च भोक्ता चास्मीति ये विदुः ।**

**ते नष्टाज्ञानकर्मभ्यां नास्तिकाः स्युर्न संशयः ॥**

અર્થઃ–હું બ્રહ્મ છું, અને હું કર્તા અને ભોક્તા છું, એમ જેઓ જાણે તેઓ જ્ઞાન તથા કર્મથી નષ્ટ છે. તેઓ નાસ્તિક હોય એમાં સંશય નથી,'

વળી તેમણે કહ્યું છે કે-

'**संन्यासिभ्यः प्रवक्तव्य शान्तेभ्यः शिष्टबुद्धिना ।**

અર્થઃ–શિષ્ટ બુદ્ધિવાળાએ શાંત સંન્યાસીઓને તે પ્રવક્તવ્ય છે.'

એથી, **पारिव्राज्य** વિશેષણ નિત્યાધિકારતાના ખ્યાપનાર્થ (નિર્દેશાર્થ) પ્રયોજેલું છે, આશ્રમાન્તરની વ્યાવૃત્તિ અર્થ નહિ, એમ કેટલાયેકનું વ્યાખ્યાન ચિન્ત્ય રૂપ છે.

'**तद्विज्ञानार्थं सगुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ।**

(મું. ૧–૧–૧૨)

અર્થઃ–તેના વિજ્ઞાનાર્થ, પોતાના પાણિ વિષે સમિત્ ધારણ કરી, તેણે કેવળ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરૂપ્રત્યે અભિગમન કરવું,' ઇત્યાદિ શ્રુતિને આશ્રિત થઇ, '**विधिवदुपसन्नाय**' ઇતિ પદાર્થવડે કથન કરે

છે; અર્થાત્, વિદ્યાગ્રહણાર્થ ગુરૂપાદગ્રહણપૂર્વક **अधीहि भगव** ( **छां** ७–१–१ ) અર્થઃ—હે ભગવન્! અધ્યયન કરાવ,' ઇત્યાદિ મંત્રોચ્ચારણ વડે અભિસંવાદનરૂપ ઉપસત્તિ, તે-કરનારા—ને.

**शिष्याय**—શાસનાર્હ, પૂર્વશ્રુતત્વ–આદિ નિમિત્તક ઔદ્ધત્યતાથી રહિત, વિનયયુક્ત હોય તેને, એમ અર્થ છે.

' **किं गोत्रो नु सोम्यासि ( छां. ४–४–४ )**

અર્થઃ—હે સૌમ્ય! તું કયા ગોત્રનો છું.?'

' तान्हस ऋषिरुवाच भूय एव तपसा श्रद्धया—

ब्रह्मचर्येण संवत्सरं संवत्स्यथ । ( **प्रश्न १–२** )

અર્થઃ—તે ઋષિએ તેને કહ્યું તમે તપવડે, શ્રદ્ધાવડે, બ્રહ્મચર્યવડે ભૂયઃ એવ સંવત્સર પર્યંત સંવાસ કરો.'

' **नासंवत्सरवासिने ब्रूयात्.**

અર્થઃ—અ-સંવત્સરવાસી હોય તેને તે વિદ્યાનું કથન કરવું નહિ,' ઇતિ શ્રૌતલિંગનું અવષ્ટંભન (અવલંબન) કરી, '**जातिकर्म**' ઇત્યાદિવડે કથન કરે છેઃ—

**जाति**પરીક્ષણ, કુંડ ( છિનાળાનું અપત્ય ), ગોલક ( વિધવા-જન્ય અપત્ય ) તથા ક્ષત્રિયાદિ ( જાતિ )ની વ્યાવૃત્ત્યર્થ હોય છે. **कर्म**-પરીક્ષણ, પતિતતા, અભિશસ્તતા–આદિની ( અભિશ્રાપિતતા ) રાહિત્યતા એ કરીને શિષ્ટતાજ્ઞાનાર્થ હોય છે. **वृत्तम्**—આચાર વા શીલ તેનું પરીક્ષણ, વિદ્યાગ્રહણના ઉત્તરકાલે પણ તેના પરિપાલનની યોગ્યતાના જ્ઞાનાર્થ હોય છે. **विद्या**—પૂર્વાધીત એવી વેદશાસ્ત્રાદિરૂપા, વા ઉપાસ્ય–દેવતા–આદિ-વિશેષ વિષયરૂપા; તે પણ, ઉક્તાર્થનું ગ્રહણ તથા ધારણ આદિની યોગ્યતા તથા અયોગ્યતાના નિશ્ચયાર્થ, પરીક્ષણીયા હોય છે.

વળી, શ્રુતિમાં તેમજ કહ્યું છેઃ—

' **नाप्रशान्ताय दातव्यं नापुत्रायाशिष्याय वा पुनः (श्वे. ६–२२)**

અર્થ:—અપ્રશાંત, અપુત્ર વા અશિષ્ય હોય તેને તે પુનઃ દાતવ્ય ન હોય.'

**અભિજન**:—કુલ, જન્મ તથા સ્થાન; તે પણ પરીક્ષણીય હોય છે; કેમકે માતાથી, પિતાથી અને ગુરૂઓથી શિક્ષિતત્વ તથા અશિક્ષિતત્વનું જ્ઞાન થાય છે તેથી.

'यथा मातृमान् पितृमानाचार्यवान्ब्रूयात् ।

અર્થ:—જે પ્રકારે માતૃમાન્, પિતૃમાન્, તથા આચાર્યવાન્ હોય, તે પ્રકારે તે વાણી વદે,' ઇતિ શ્રૌતલિંગ હોય છે તેથી.

એવંવિશિષ્ટ શિષ્યને, આ જ્ઞાનનો બોધ કરવો એમ આચાર્યને શિક્ષા દે છે.

ઉપદેશની દૃષ્ટાર્થતાના અભિપ્રાયને લઈ, '**पुनःपुनः**' ઇતિ પદાર્થવડે કથન કરે છે:—

'**यावद्ग्रहणं द्रढीभवति**' ઇતિ વાક્યાર્થ વડે, આ જ્ઞાનના અવધિનું કથન કરેલું છે. '**शिष्यस्य**' ઇતિ પદ શેષરૂપે છે.

એ રીતે, ઉક્ત વિશેષણવાળા શિષ્યે, ગુરૂ પાસે ઉપસત્તિ કરવી, અને ગુરૂએ તેને વિદ્યાનો ઉપદેશ કરવો, ઇત્યુક્ત અર્થ પરત્વે, '**श्रुतिश्च**' ઇતિ વાક્યાર્થ વડે, શ્રુતિનું ઉદાહરણ કરે છે—

**श्रुतिश्च—'परीक्ष्य लोकान्', 'तत्त्वतो ब्रह्मविद्याम्', इति । दृढगृहीता हि विद्या आत्मनः श्रेयसे संतत्यै च भवति । विद्यासंततिश्च प्राण्यनुग्रहाय भवति नौरिव नदीं तितीर्षोः । शास्त्रं च—'यद्यप्यस्मा इमामद्भिः परिगृहीतां धनस्य पूर्णां दद्यात् एतदेव ततो भूयः' इति । अन्यथा च ज्ञानप्राप्त्यभावात्—'आचार्यवान पुरुषो वेद', 'आचार्याद्धैव विद्या विदिता', 'आचार्यः प्लावयिता', 'सम्यग्ज्ञानं प्लव इहोच्यते', इत्यादि श्रुतिभ्यः, 'उपदेक्ष्यन्ति ते ज्ञानं' इत्यादि स्मृतेश्च ॥ ३ ॥**

**वाक्यार्थः—**

વળી, શ્રુતિમાં કહ્યું છેઃ—‘ લોકોની પરીક્ષા કરીને ’, ‘ તત્ત્વતઃ બ્રહ્મવિદ્યાને ’. વિદ્યા દૃઢ ગ્રહણ કરેલ હોય તે નિશ્ચે, **આત્મ—શ્રેયસ્કર** અને સતત પ્રવાહરૂપ સિદ્ધ થાય છે. અને વિદ્યાસંતતિ, નદીને તરવાની ઇચ્છાવાળાને નાવ જેમ અનુગ્રાહક થાય તેમ, પ્રાણિઓને અનુગ્રાહક થાય છે. વળી, શાસ્ત્રમાં કહ્યું છેઃ—‘ યદ્યપિ સમુદ્ર વડે પરિવેષ્ટિત, વિત્ત-વડે ઉપચિત એવી આ પૃથિવી, આને અર્પણ કરે ( તથાપિ તેને આ દર્શન અર્પણ કરવું નહિ કેમકે આ જ તેનાથી અધિકતર છે. ’

વળી, ‘ આચાર્યવાન્ પુરૂષ જ્ઞાનને પ્રાપ્ત કરે છે, ’ કેવળ આચાર્યથી વિદ્યા વિદિતા હોય છે, ‘ આચાર્ય પ્લાવયિતા (નાવિક) હોય છે, ’ સમ્યગ્જ્ઞાન અહીં પ્લવ ( નાવ ) કહેવાય છે,’ ઇત્યાદિ શ્રુતિઓથી, અને ‘ તેઓ જ્ઞાનનો ઉપદેશ કરશે, ’ ઇત્યાદિ સ્મૃતિથી, અન્યથા જ્ઞાન-પ્રાપ્તિનો અભાવ હોય છે તેથી. ૩

**प० व्या०—**

‘ **परीक्ष्य लोकान् कर्मचितान् ब्राह्मणो निर्वेदमायात्** ’ ( मुं. १–१–१२ )

અર્થઃ—કર્મ વડે પ્રાપ્ત થયેલા લોકનું નિરીક્ષણ કર્યા પછી બ્રાહ્મણે, ભોગ્ય પદાર્થમાંથી વૈરાગ્ય ગ્રહણ કરવો, ’ ઇતિ ઉપક્રમ કરીને, **‘ येनाक्षरं पुरुषं वेद सत्यं प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्याम् ’ ( मुं. १–२–१३. )**

અર્થઃ—‘ જે ઉપદેશ કરવાથી અક્ષર તથા સત્ય પુરૂષને તે જાણી શકે છે, તે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ તેને તત્ત્વ વડે કરવો, ’ ઇત્યન્ત ગ્રન્થ વડે, ઉક્ત અર્થ નિરૂપિત કરેલો છે એમ અર્થ છે.

શિષ્યને બ્રહ્મવિદ્યાનું દૃઢ ગ્રહણ થાય તાવત્ પર્યંત, ગુરૂવડે પુનઃ પુનઃ તે વિદ્યા ઉપદેષ્ટવ્યા ( ઉપદેશયોગ્યા ) હોય છે એમ, **‘दृढगृहीता’** ઇતિ પદાર્થ વડે અત્ર હેતુકથન કરેલું છે.

અવિદ્યાદિ-દોષ તથા સંસારની નિવૃત્તિ, તે આત્માનું શ્રેય છે. ( **आत्मनः श्रेयसे** ); **संततिः**—શિષ્ય-પ્રશિષ્ય-આદિ-સંચાર વડે વિદ્યાનો અવિચ્છેદ.

'**विद्या**' ઇતિ પદાર્થ વડે, વિદ્યા-સન્તતિનો ક્યાં ઉપયોગ હોય તે અત્ર કહેલું છે. અર્થાત્, જેમ નદીતરણાર્થ, તત્રપ્રવિષ્ટ અગાધ જલ વિષે નિમજ્જન થનાર નરને પાર પ્રાપ્ત કરાવવા, કૃપાલુ પુરૂષ વડે નાવ ઉપસ્થાપિત કરાય, તેમ સંસારસાગર વિષે નિમજ્જન થનારા પ્રાણિના ઉદ્ધરણને લઇ, તત્પાર એવા વિષ્ણુના પરમ પદને પ્રાપ્ત કરાવવા વિદ્યાસંતાનનું સંરક્ષણ કરવું, તે વિદ્યાસન્તતિનો ઉપયોગ છે.

પૂર્વોક્તશિષ્યગુણસંપન્ન, પરીક્ષિત, કેવળ વિધિવત્ ઉપસન્ન, કેવળ તેવા મુમુક્ષુને, વિદ્યા દેવા યોગ્ય છે; યથાકથંચિત્ પ્રાપ્ત એવાને, તે દેવી યોગ્ય ન હોય; વા, ધનાદિ લોભના લીધે તે વિદ્યા, દેવી યોગ્ય **નથી** એમ ગુરૂના નિયમાર્થ, '**शास्त्रं च**' ઇતિ વાક્યાર્થ વડે, શ્રુતિશાસનનું ઉદાહરણ કરે છે. વળી, અત્ર નિયામક શાસ્ત્ર છે એમ અર્થ છે; તેનું જ '**यद्यपि**' ઇતિ વાક્યાર્થ વડે કથન કરેલું છેઃ—

યદ્યપિ કોઈ મનુષ્ય, સમુદ્ર-પરિવેષ્ટિતા, ( **अद्भिः परिगृहीताम्** ) વિત્ત વડે ઉપચિતા ( **धनस्य पूर्णाम्** ) એવી આ પૃથિવીનું ( **इमाम्** ) દાન કરે તથાપિ, તેને આ દર્શનનું (જ્ઞાનનું-વિદ્યાનું-) દાન કરવું નહિ. કેમકે આ દર્શન, વિત્તપૂર્ણ પૃથિવીના દાનથી પણ ( **ततः** ) અધિકતર છે ( **भूयः** ) એમ યોજના છે.

આ પૃથિવીદાન, તે પૃથિવીદાનથી પણ અધિકતર આકાશાદિ-સમસ્ત ભૂતભૌતિકના અધિષ્ઠાનરૂપ અપરિચ્છિન્ન એવા બ્રહ્મદાનની અનુરૂપ નથી એમ ભાવ છે.

વળી, શ્રુતિમાં તેમજ કહ્યું છેઃ—

**'पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृतंदिवि' (तै.आ.३-१२).**

અર્થઃ—' વિશ્વ–ભૂતપ્રાણિઓ આ ( બ્રહ્મ ) ના એકપાદરૂપે છે. આનું ત્રિપાદ દ્યુલોક વિષે અમૃત સ્વરૂપે છે.' એ રીતે, આચાર્ય વડે પરીક્ષિત એવા શિષ્યને, કેવળ કૃપા વડે બ્રહ્મવિદ્યા વક્તવ્યા હોય છે એમ તે ઉક્તિ કરેલી છે.

ન્યાયાદિનું અનુસરણ કરનારા જિજ્ઞાસુને સ્વયંમેવ વિદ્યોદયનો સંભવ હોવાથી, આચાર્યોપગમન વડે શું પ્રયોજન? એમ તત્ર શંકા કરે તો તે પરત્વે, '**अन्यथा**' ઇતિ વાક્યાર્થ વડે કહેલું છે. યદ્વા, એ રીતે સંકટનું અવષ્ટંભન કરીને આચાર્ય વડે, વિદ્યા દેયા–દેવાયોગ્ય–હોય તે કેમ ?; શું શિષ્ય સ્વયમેવ તે વિદ્યાનું નયન ન કરે? એમ કોઇ કહે એથી, તેના પ્રતિ '**आचार्यवान्**' ઇત્યાદિ વાક્યાર્થવડે કહેલું છે.

'आचार्याद्धैव विद्या विदिता साधिष्ठं प्रापत्'

અર્થઃ—' કેવળ આચાર્યથી વિદિતા એવી વિદ્યા, સાધિષ્ઠતાને ( સ્થિરતાને ) પ્રાપ્ત કરે છે', ઇતિ વાક્યશેષ છે.

**आदि** પદથી, '**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया। उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ( गीता ४–३४ ).**

અર્થઃ—તે જ્ઞાનને પ્રણિપાત, પરિપ્રશ્ન, અને સેવા વડે પ્રાપ્ત કર. તત્ત્વદર્શી જ્ઞાનિઓ, તને તે જ્ઞાનનો ઉપદેશ કરશે,' ઇત્યાદિ વચન ગ્રહણ કરાય છે.

તેમજ વળી, અતિસૂક્ષ્મ એવા પરમાર્થનો નિર્ણય, સ્વબુદ્ધિ–સામર્થ્યમાત્ર વડે સંપાદન કરવા અશક્ય છે એમ આ વાક્યો વડે, ગમિત થાય છે એમ અર્થ છે.

જીજ્ઞાસુ ઉક્તવિશેષણવાળા શિષ્યને, એક વાર ઉપદેશ–ગ્રહણથી જ વિદ્યા–દાર્ઢ્યતા ઉત્પન્ન હોવાથી, તેને પુનઃ પુનઃ ઉપદેશ કાર્ય હોય છે એમ કેમ કહેલું? આમ કોઇ કહે એથી, '**शिष्यस्य**' ઇતિ વાક્યાર્થ વડે કહે છે—

**शिष्यस्य ज्ञानाग्रहणं च लिंगैर्बुद्ध्वा अग्रहणे हेतून् अधर्म**

**लौकिक-प्रमाद-नित्यानित्यविवेकाविषयासंजातदृढपूर्वश्रुतत्व-लोकचिन्तावेक्षण-जात्याद्यभिमानादीन् तत्प्रतिपक्षैः श्रुतिस्मृतिविहितैः अपनयेत् अक्रोधादिभिरहिंसादिभिश्च यमैः ज्ञानाविरुद्धैश्च नियमैः ॥ ४ ॥**

**ભાષાર્થ.**—

વળી, શિષ્યના જ્ઞાનના અગ્રહણને લિંગો વડે જાણી, અધર્મ તથા લૌકિક પ્રમાદ, નિત્યાનિત્યવિવેકનો જે વિષય, તે વિષે અસંજાત—અનુત્પન્ન—એવું દૃઢપૂર્વશ્રુતત્વ, લોકચિંતાવેક્ષણ, જાતિઆદિ તથા અભિમાન—આદિ જે, જ્ઞાનાગ્રહણ પરત્વે હેતુરૂપે હોય તેને, શ્રુતિસ્મૃતિવિહિત તત્પ્રતિપક્ષો વડે, અક્રોધાદિ અને અહિંસાદિ યમો વડે, અને જ્ઞાનને અવિરૂદ્ધ એવા નિયમો વડે, અપનયન (દૂર) કરવા. ૪

**વ૦ વ્યા૦**—

**च**કારથી વિપર્યયગ્રહણ ( વિપરીત જ્ઞાન, ) સૂચિત છે. શિષ્યના જ્ઞાનાગ્રહણને (જ્ઞાન—ન—ગ્રહણ—કરવાપણાને) અને જ્ઞાનના વિપર્યયગ્રહણને, મુખાદિ ચેષ્ટા તથા વચન—વ્યક્તિ—આદિ લિંગોવડે જાણીને, અગ્રહણ—આદિના હેતુઓનું, તન્નિવર્તક ( **तत्प्रतिपक्षैः** ) શ્રુતિવિહિત હેતુઓ વડે અપનયન કરવું એમ સંબંધ છે.

' **अधर्म** ' ઇત્યાદિ વડે, તે હેતુઓનું કથન કરેલું છે. **अधर्मः**= સંચિત. (અદૃષ્ટ). **लौकिक**=ઇદાનીંતન; (દૃષ્ટ). **प्रमादः**=કામચારી (યથેષ્ટ) વાદ તથા ભક્ષણાદિ; તત્ર, સૂર્યાદિ—દેવતોપાસનાદિના નિયમોપદેશ વડે, અધર્મક્ષપણ—અધર્મનાશ—કારણીય ( કરવાયોગ્ય,) છે. વર્જ્યાવર્જ્ય—આદિ યાતધર્મશાસ્ત્ર વડે, પ્રમાદનિરાસ કારણીય છે.

નિત્યાનિત્યવિવેકનો જે ચેતનાચેતનરૂપ વિષય, તે પરત્વે તત્પર્યંત નહિ—પ્રસરેલ ( **असंजातं** ) એવું જે દૃઢપ્રકારનું પૂર્વશ્રુતત્વ તેનું, યુક્તિવિશેષ—આદિ ઉપન્યાસ વડે અપનયન કરી, વિવેકપર્યન્તતા પ્રતિનયન કરવું એમ અર્થ છે.

**[illegible]**—લોકોના વ્યવહાર-સાધુત્વ તથા વ્યવહાર-અસાધુત્વવિચારલક્ષણ, (સાઇનરસું) વા લોકોથી પૂજાસન્માન-આદિની અપેક્ષાએ, તત્સંસર્ગોપરોધ વડે વ્યવહરણ કરવું તે. આ લોકચિન્તાવેક્ષણ, વક્ષ્યમાણ એવા અ-માનિત્વ-અદંભિત્વ ઇત્યાદિ શાસ્ત્રોક્ત નિષ્ઠોપદેશ વડે દૂર કરવાયોગ્ય છે.

**जात्यादि** ઇત્યાદિ પદથી, કુલવિદ્યાદિનું ગ્રહણ કરાય છે. અર્થાત્, ત્વંપદાર્થપરિશોધનના ઉપદેશ વડે, જાત્યાદિ અભિમાનનો ત્યાગ કરવો.

**अभिमानादीन्** ઇત્યાદિ પદ વડે, તત્પ્રયુક્ત અન્ય પુરૂષના ધિક્કરણ ( ધિક્કાર ) આદિનું ગ્રહણ કરાય છે.

**अक्रोधादिभिः** ઇતિ અત્ર **आदि** પદ વડે, અકામ-આદિનું ગ્રહણ કરાય છે. અને **अहिंसादिभिश्च** ઇત્યાદિ પદથી, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહનું ગ્રહણ કરાય છે. તત્ર, અક્રોધ-આદિનો તથા અહિંસા-આદિનો ઉપદેશ, ઉપાયઉપેયભાવે બોદ્ધવ્ય છે.

શૌચ, સંતોષ, તપ અને સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાન, તેમના નિયમરૂપે કહેવાય છે. **ज्ञानाविरुद्धैः** ઇતિ વિશેષણવડે, તીર્થયાત્રા, ચાંદ્રાયણ વ્રત, ઉપવાસ-આદિ, અને કર્મકાંડપરાયણ એવાં બાહ્યસાધન, અને ક્રિયાપ્રધાન એવી ઇશ્વરપૂજાનિષ્ઠા-આદિ જે જ્ઞાનનિષ્ઠાને વિક્ષેપ કર હોય તેની અનાદરણીયતા દર્શાવે છે; યમનિયમનો ઉપદેશ તો, સર્વ દોષનિરાસના સાધારણ ઉપાયરૂપે છે એમ દ્રષ્ટવ્ય છે.

એ રીતે, જ્ઞાનગ્રહણ-પ્રતિબન્ધકના નિવર્તક ( ઉપાયનો ) ઉપદેશ કરી, '**अमानित्वादिगुणम्**' ઇતિ વાકયાર્થવડે, જ્ઞાનોદયના હેતુજાતનો (હેતુસમૂહ) ઉપદેશ કરે છે—

**अमानित्वादिगुणं च ज्ञानोपायं सम्यक् ग्राहयेत् ॥ ५ ॥**

**वाक्यार्थः**—

વળી, અમાનિત્વ-આદિ-ગુણવાળા જ્ઞાનોપાયને, સમ્યક્ પ્રકારે ગ્રહણ કરાવવો. ૫

**પ૦ વ્યા૦**

**आदि** પદથી અદંભિત્વાદિથી લઈ, તત્ત્વજ્ઞાનના **અર્થદર્શનાન્ત** સુધીનું ગ્રહણ કરાય છે. યદ્વા, **अमानित्व**વડે અદમ્ભિત્વાદિકનું સહ-પઠિત્વવડે ( એકઠુંપઠન ) ઉપલક્ષણ કરી, **आदि** પદવડે '**अद्वेष्टा सर्वभूतानाम्** અર્થઃ—સર્વ ભૂતોનો અદ્વેષ્ટા,' ઇત્યાદિવડે ઉક્ત એવા અ—દ્વેષ્ટૃત્વાદિ ધર્મો ગ્રાહ્ય છે.

અત્ર, **सम्यक्** પદ એતન્નિષ્ઠ પુરૂષની સર્વદોષપરિહારવડે અયત્નલભ્ય જ્ઞાનદાર્ઢ્યતા દર્શાવવાને અર્થ ( પ્રયોજેલું છે ). '**आवृत्तिरसकृदुपदेशात् । ब्र. सू. ४—१—१** અર્થઃ—અસકૃત્ ( વારંવાર ) ઉપદેશથી આવૃત્તિ કરવી,' ઇતિ-ન્યાયથી; સકૃત્ગ્રહણ-માત્રથી વિદ્યાદૃઢ રીતે નિશ્ચે, ઉત્પાદન થતી નથી એમ આ પદનો ભાવ છે.

વળી, શ્રવણોત્તરકાળે મનનાદિનું વિધાનસામર્થ્ય કહેલું છે તેથી, સકૃત્ગ્રહણથી વિદ્યા, દૃઢ ઉત્પાદન ન થાય એમ ભાવાર્થ છે.

નિશ્ચે, દૃઢત્વવડે વિદ્યાનું ફલપર્યન્તત્વ વિવક્ષિત છે. એથી, ફલા-નુકૂલતાએ કરી યાવત્ નિર્વિચિકિત્સપૂર્વક તે ઉત્પન્ન થાય તાવત્ પર્યંત, શિષ્યને કૃતાર્થ કરવાને પ્રવૃત્ત, વા વિદ્યોપયોગાર્થ પ્રવૃત્ત એવા ગુરૂવડે અવશ્ય ઉપદેશ કાર્ય છે.

એ રીતે, આચાર્યકૃત્યની ઉક્તિ કરી, '**आचार्यस्तु**' ઇતિ વાક્યાર્થવડે તેના લક્ષણને કહે છેઃ—

**आचार्यस्तूहापोहग्रहणधारणशमदमदयाऽनुग्रहादिसंपन्नो लब्धागमो दृष्टादृष्टभोगेष्वनासक्तः त्यक्तसर्वकर्मसाधनो ब्रह्म-वित् ब्रह्मणि स्थितोऽभिन्नवृत्तो दम्भदर्पकुहकशाठ्यमायामा-त्सर्यानृताहंकारममत्वादिदोषवर्जितः केवलपरानुग्रहप्रयोजनो विद्योपयोगार्थी पूर्वमुपदिशेत्—' सदेव सोम्येदमग्र आसीदेक-**

मेवाद्वितीयम्' 'यत्र नान्यत्पश्यति,' 'आत्मैवेदं सर्वम्,' आत्मा वा इदमेक एवाग्र आसीत्,' सर्वं खल्विदं ब्रह्म, इत्याद्याः आत्मैक्यप्रतिपादनपराः श्रुतीः ॥ ६ ॥

**वाक्यार्थः**—આચાર્ય તો, ઊહાપોહ, ગ્રહણ, ધારણા, શમ-દમ-દયા-અનુગ્રહ-આદિ વડે સંપન્ન, (પોતાના ગુરૂઓ પાસેથી) વિદ્યોપદેશપ્રાપ્ત, દૃષ્ટ તથા અદૃષ્ટ ભોગ વિષે અનાસકત, સર્વકર્મ-સાધનને ત્યકત કરેલ, બ્રહ્મવેત્તા, બ્રહ્મ વિષે સ્થિત, વૃત્તાચારનું ઉલ્લંઘન ન કરેલ, દમ્ભ-દર્પ-પરતારણ-શાઠ્ય-માયા-માત્સર્ય-અનૃત-અહંકાર-મમત્વ-આદિ દોષવર્જિત, કેવલ પરાનુગ્રહ રૂપ પ્રયોજનવાળો, વિદ્યાનો-વિનિયોગાર્થી, એવંવિધ હોય; તેણે, '**सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्** અર્થ:—હે સોમ્ય! (સૃષ્ટિના) અગ્રે, કેવળ એક અદ્વિતીય સત્, તત્ત્વ હતું', '**यत्र नान्यत्पश्यति**' અર્થ:—યત્ર અન્યને જોતો નથી', '**आत्मैवेदं सर्वं** અર્થ:—આ સર્વ તે કેવળ આત્મા છે', '**आत्मा वा इदमेक एवाग्र आसीत्** અર્થ:—નિશ્ચે, આ પુરોવર્તિ જગત્ તેની સૃષ્ટિ પૂર્વે, કેવળ એક આત્મા હતો', '**सर्वं खल्विदं ब्रह्म** અર્થ:—આ સર્વ જગત્, નિશ્ચે બ્રહ્મ છે', ઈત્યાદિ આત્મૈકયને પ્રતિપાદનપરાયણ એવી શ્રુતિઓનો ઉપદેશ કરવો. ૬

**प० व्या०—**

વળી, તત્ત્વજિજ્ઞાસુ અધિકારીવડે પ્રાપ્તવ્ય એવિધ આચાર્ય, ઉપ-ગન્તવ્ય-હોય છે અન્યાદૃશ નહિ એમ દર્શાવવા, આ નિયોગ કરાય છે. આચાર્ય તેણે, એવિધ ગુણો વડે યુકત હોવું જોઇએ એમ નિયોગ તો કરાતો નથી કેમકે, તેની કૃતાર્થતા સિદ્ધ હોય છે તેથી એમ દ્રષ્ટવ્ય છે.

**वाक्यार्थः —ऊहः**—શિષ્યવડે અનુક્ત હોય તે વસ્તુનું પણ ઉહન કરવું તે; શિષ્ય પ્રતિપત્તિને અનુકૂલ અપૂર્વ યુક્તિ-કલ્પન. **अपोहः**—મિથ્યાગ્રહણનું અપાકરણ-(દૂરીકરણ) સામર્થ્ય; વા, સિદ્ધાન્ત પ્રતિ-પક્ષનું નિરાકરણ-સામર્થ્ય. **ग्रहणम्**:—શિષ્યકૃત પ્રશ્ન તથા આક્ષેપ

–વાક્યાર્થોનું **સદ્યઃ**–અવધારણ–સામર્થ્ય; **धारणम्**–ગૃહીત એવાં તે વાક્યાર્થોના સારાસારનું અવધારણા–પૂર્વક પ્રત્યુક્તિ સમયે સ્મરણ-યોગ્યતાનું આપાદન ( પ્રાપ્તિ ); **शमदम** પદોનો અર્થ કહેવાઇ ગયો છે; **दया**–દુઃખી પ્રતિ અનુજિઘૃક્ષા ( અનુગ્રહ–કરવાની–ઇચ્છા ); તદનન્તર દુઃખીના દુઃખાપકરણ પરત્વે પ્રવૃત્તિ તે–**अनुग्रहः**

**आदि** શબ્દથી, ઉપસન્ન અનુગૃહીત વિનીત–શિષ્યનો અપરિત્યાગ ગ્રહણ કરાય છે.

'**हिंसानुग्रहयोरनारंभी ( गौतम० ३–२४ )** અર્થઃ—હિંસા અને અનુગ્રહનો અનારંભ કરનાર ' ઇતિ ગૌતમવડે તો જે સંન્યાસિધર્મ દર્શિત છે, વળી, જે '**न व्याख्यानपरो यतिः ( गौतम० ३–२५ )** અર્થઃ–સંન્યાસી વ્યાખ્યાનપરાયણ હોતો નથી, ' ઇત્યાદિ વચન છે તે, ખ્યાતિ, લાભ, પૂજા, પાંડિત્ય, તથા વૃષ્ઘ્યાદિની હેતુરૂપ પ્રવૃત્તિનું વિષયક છે એમ અદોષવાળું છે.

**संपन्नः** ઇતિ પદ વડે, પૂર્વોક્ત ગુણોવડે આઢ્યતા, તેની ઉક્તિ કરાય છે.

**लब्धागमः**—સ્વગુરૂઓથી વિદ્યોપદેશપ્રાપ્ત હોય તે; આ વિશેષણ વડે, ગુરૂનું સાંપ્રદાયિકત્વ પણ શિષ્ય વડે અન્વેષણીય હોય છે એમ સૂચન કરે છે.

દૃષ્ટ ભોગો ઐહિક હોય છે; અદૃષ્ટ ભોગો પારલૌકિક હોય છે તે પરત્વે અનાસક્ત—**दृष्टादृष्टभोगेष्वनासक्तः** અર્થાત્, તત્સાધનરૂપ એવાં લોકારાધન તથા તપ–યજ્ઞ–આદિની પ્રવૃત્તિથી શૂન્ય; કેમકે ધન, દારા, સંગ્રહ, શિખા અને યજ્ઞોપવીત–આદિ, સર્વકર્મસાધનો જેણે ત્યક્ત કરેલાં હોય છે તે, તે પ્રકારનો હોય છે એથી, ભોગો પરત્વે અનાસક્ત છે ઇતિ વિદિત હોય છે એમ અર્થ છે.

**ब्रह्मवित**–મહાવાક્યાર્થ વડે, પ્રત્યગાત્માના તત્ત્વજ્ઞાનવડે સંપન્ન એમ અર્થ છે.

---

**ટિપ્પણુઃ–સદ્યઃ–જલ્દી; અવધારણ–સામર્થ્ય–નિર્ણય કરવાની શકિત; દુઃખાપકરણ–દુઃખ દૂરીકરણ; વિનીત–વિનયસંપન્ન; આઢ્યતા–યુક્તતા;**

તે (**ब्रह्मवित्त्व**) શું કેવળ પરોક્ષ સ્વરૂપે હોય? નાહ એમ, '**ब्रह्मणि स्थितः**' ઇતિ પદાર્થ વડે કહેલું છે. **ब्रह्मणि स्थितिः** એટલે નિશ્ચે, 'હું નિત્ય અપરોક્ષ બ્રહ્મ છું,' એ રીતે સ્ફુટ અનુભાવે કરીને અવસ્થાન કરવું તે.

એવિધ હોય તથાપિ, તે યથેષ્ટચેષ્ટાવાન્ ન હોય એમ '**अभिन्नवृत्त**' ઇતિ પદાર્થ વડે કહેલું છે; **अभिन्नवृत्तः**—ન ઉલંઘિત કરેલ છે **वृत्तं**—આચાર જેણે, તે પ્રકારનો તે હોય છે; અર્થાત્, તે શિષ્ટ પુરૂષો વડે વિગર્હિત ( નિન્દિત ) હોતો નથી.

**दम्भ**=ધર્મધ્વજિતા; પોતાનું લોકવિષે યાવત્—ધાર્મિકત્વ—ખ્યાપન; **कुहकं**—પર પુરૂષનું પ્રતારણ ( વંચન કરવું ); **शाठयं**—નિષ્ઠુરતા; **माया**—પરવ્યામોહન; **मात्सर्यं**—ગુણો વિષે દોષખ્યાપન કરવું તે; **अनृतं**—મિથ્યાભાષણ; **अहंकारः**—દેહાભિમાન; **ममत्वं**=પુત્ર તથા શિષ્યાદિ—પરત્વે સ્વત્વાભિમાન; અર્થાત્, આ દંભાદિ—દોષોવડે વર્જિત.

એવિધ આચાર્યને, અન્યોપદેશ પરત્વે કેમ પ્રવૃત્તિ હોય ? એમ કોઈ કહે એથી તત્પરત્વે, '**केवल**' ઇત્યાદિ પદાર્થવડે કહેલું છે—

**केवलपरानुग्रहप्रयोजनः**—સંસારસાગરથી નિર્વિણ્ણ હોય ( **परस्य** ) તેના પ્રતિ, જે પરમપદ—પારપ્રાપણ રૂપ અનુગ્રહ તેજ પ્રયોજન છે જેને, તે તથા પ્રકારનો હોય છે. **केवल** વિશેષણવડે આનુષંગિક એવા પ્રવૃત્તિ—હેતુભૂત પ્રયોજનાન્તરનું પણ વારણ કરે છે.

જો આમ હોય તો, પરાનુગ્રહપરત્વે આની (આ આચાર્યની) કેવળ નિર્નિમિત્ત પ્રવૃત્તિ, તે શું ઉન્મત્ત પુરૂષની પ્રવૃત્તિવત્ યાદચ્છિકી નથી ? તેના ઉત્તરમાં, '**विद्योपयोगार्थी**' ઇતિ પદાર્થ વડે, તેમ નથી એમ કહે છે.

**उपयोगः**—વિનિયોગ. '**चात्वाले कृष्णविषाणां प्रास्यति** અર્થઃ—ચાત્વાલ વિષે ( હવ્યાન્ન જેમાં પ્રાપ્ત થાય છે તેવું ભૂમિ વિષે

---

ટિપ્પણઃ—ધર્મધ્વજિતા—ધર્મધ્વજા ચઢાવવાપણું: દોષખ્યાન-દોષદર્શન; આનુષંગિક—અનુસંગી; પ્રયોજનાન્તર—અન્યપ્રયોજન: યાદચ્છિકી—સ્વચ્છંદી; કૃષ્ણવિષાણુ—કાળુ શીંગડું.

જે છિદ્ર યજ્ઞમાં કરેલું હોય છે તે વિષે ) કૃષ્ણ-વિષાણને નાંખે છે', (**तै. सं. ६-१-३**) ઇત્યાદિ વત્ '**त्यजधर्ममधर्मं च उमे सत्यानृते त्यज। उमे सत्यानृते त्यक्त्वा येन त्यजसि तत्त्यज ॥**

અર્થ:—ધર્મ અને અધર્મને ત્યજ. સત્ય તથા અનૃત ઉભયને ત્યજ. સત્ય તથા અનૃત ઉભયને ત્યજી, જેવડે તેને ત્યજે છે તેને ત્યજ,' ઇતિ અત્ર, જે જ્ઞાનવડે ધર્માદિપરત્વે પ્રવૃત્તિનિરોધવડે તેનો પરિત્યાગ કરે છે તે જ્ઞાનનો પરિત્યાગ કર, ઇતિ ઉક્તિ કર્યે, જ્ઞાનની અમૂર્તતા લીધે સ્વરૂપે કરીને તેના ત્યાગનો અયોગ હોવાથી, વિશિષ્ટ શિષ્ય પરત્વે તેનું પ્રતિપાદન-પ્રતિપત્તિ-કરાય છે. અને તે (જ્ઞાન), વસ્તુ-મહિમાએ કરીને પરાનુગ્રહતાને પ્રતિપન્ન થાય છે એમ ભાવ છે.

'એવિધ આચાર્યે પૂર્વે ઉપદેશ કરવો' (**पूर्वमुपदिशेत्**) એમ કહેલું તત્ર, ઉપદેશક્રમ દર્શાવે છે—

પ્રથમ શેનો ઉપદેશ કરે ઇતિ અપેક્ષા પરત્વે, આત્મૈકત્વનાં પ્રતિ પાદક વાક્યોનો ઉપદેશ કરવો એમ, '**सदेव**' ઇત્યાદિ વાક્યો વડે તે વાક્યોનું પઠન કરે છે.

ઇતિ આત્મૈકત્વ-પ્રતિપાદન-પરાયણ શ્રુતિઓનો પૂર્વે ઉપદેશ કરવો એમ સંબંધ છે.

'**यत्रनान्यत्पश्यति**' (**छां. ७-२४-१**) ઇતિ અત્ર, '**नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमा**। અર્થ:—તે અન્યનું દર્શન કરતો નથી, અન્યનું શ્રવણ કરતો નથી, અન્યનું વિજ્ઞાન પ્રાપ્ત કરતો નથી તે ભૂમા-સર્વવ્યાપક-બ્રહ્મ છે' ઇતિ વાક્યશેષ છે. '**ब्रह्मैवेदं विश्वमिदं वरिष्ठम्** (**मुं. २-२-११**) અર્થ:-આ વિશ્વ કેવળ બ્રહ્મ છે, આ વરિષ્ઠ બ્રહ્મ છે,' ઇતિ શેષ છે; અત્ર, **सत्-भूमा-आत्मा** અને **ब्रह्म** શબ્દો, પર્યાય વાચક છે.

'**गतिसामान्यात्**' અર્થ:-'ગતિસામાન્યતા લીધે,' (**ब्रह्मसूत्र. १-१-११**) ઇતિ ન્યાયે, અનેકશાખાદિગત વાક્યનું ઉદાહરણ, અવિરોધ લીધે સ્વાર્થ તથા પરાર્થના નિરૂપણ અર્થે કરેલું છે. ૬

( **अवतरणिका०** )–તે બ્રહ્મ–આદિ શબ્દો વડે કયી વસ્તુની ઉક્તિ કરાય છે? અને તે અદ્વિતીય તત્ત્વ કયા પ્રકારે અવગમિત થાય! ઇતિ અપેક્ષાપરત્વે, '**उपदिश्य च ग्राहयेत्ब्रह्मणो लक्षणम्** ' ઇતિ વાક્યાર્થ વડે કથન કરે છે—

**' उपदिश्य च ग्राहयेत् ब्रह्मणो लक्षणम्–' 'य आत्माऽपहत-पाप्मा, ' ' यत्साक्षादपरोक्षाद्ब्रह्म ' ' योऽशनायापिपासे, ' ' नेतिनेति, ' ' अस्थूलमनणु, ' ' स एष नेति, ' ' अदृष्टं द्रष्टृ, ' ' विज्ञानमानन्दम्, ' ' सत्यं ज्ञानमनन्तम्, ' 'अदृश्येऽनात्म्ये,' ' स वा एष महानज आत्मा, ' ' अप्राणो ह्यमनाः, ' ' सबाह्याभ्यन्तरो ह्यजः, ' ' विज्ञानघन एव, ' ' अनन्तरमबाह्यम्, ' ' अन्यदेवतद्विदितादथो अविदितात्, ' ' आकाशो वै नाम, ' इत्यादिश्रुतिभिः ।। ७ ।।**

**वाक्यार्थः**—

વળી, ' જે આત્મા, અપહત થયેલ છે પાપ જેમાંથી તેવા છે, ' જે સાક્ષાત્ અપરોક્ષ બ્રહ્મ છે, ' ' જે અશનાપિપાસાને ' ' એ નહિ ' ' એ નહિ ' ' અસ્થૂલ, અનણુ, ' ' તે આ એમ નહિ, ' ' અદ્રષ્ટ–દ્રષ્ટા, ' ' વિજ્ઞાન, જ્ઞાન તથા આનન્દરૂપ, ' ' સત્ય તથા જ્ઞાન, અનન્તરૂપ, ' ' અદૃશ્ય, અનાત્મ્યપરત્વે, ' ' તે આત્મા નિશ્ચે મહાન્ અજન્મા રૂપ છે, ' ' તે નિશ્ચે અપ્રાણ, અમનસ્ક છે, ' ' તે નિશ્ચે બાહ્યસહિત અભ્યન્તર, અજન્મા છે, ' ' તે કેવળ વિજ્ઞાનઘન છે, ' ' તે અનન્તર, અબાહ્યરૂપ છે, ' ' તે વિદિત પદાર્થથી કેવળ અન્યસ્વરૂપ, તેમજ અવિદિત પદાર્થથી અન્ય સ્વરૂપ છે, ' ' આકાશ નિશ્ચે, ' ઇત્યાદિ શ્રુતિઓ વડે ઉપદેશ કરી, બ્રહ્મતત્ત્વનું લક્ષણ ગ્રહણ કરાવવું. ૭

**प० व्या०**—

**' योऽशनायापिपासे शोकं मोहं जरां मृत्युमत्येति**

અર્થઃ–જે અશના–ક્ષુધા–અને પિપાસાને (તૃષાને) શોક, મોહ, જરા

તથા મૃત્યુને ઉલ્લંઘન કરે છે,' ઇતિ વાક્ય શેષ છે. **आनन्दम् अनन्तम्** ઇતિ ઉભયત્ર **ब्रह्म** શબ્દ શેષરૂપે છે; એ રીતે, સર્વત્ર, વાક્યો વિષે શેષ અક્ષરો શ્રુતિપરિચયવડે પૂરણીય હોય છે. તે ગ્રન્થભૂયસ્ત્વ-વિસ્તાર-લીધે સર્વત્ર પ્રદર્શાવાતા નથી.

'**य आत्माऽपहतपाप्मा**' (**छां.** ૮-૭-૧) ઇત્યાદિ પ્રાજાપત્ય વાક્યવડે જાગ્રત-આદિ-અવસ્થા વિષે દ્રષ્ટૃત્વવડે અનુગત, અવસ્થાધર્મ-રહિત, અશરીરી, પ્રિયાપ્રિયભાવવડે અસંસ્પૃષ્ટ એવો કેવળ પ્રત્યગાત્મા, તે પરંજ્યોતિ પરંબ્રહ્મ રૂપે ઉપાસ્ય અને જ્ઞેય છે ઇતિ પ્રકરણાર્થના ઉપન્યાસવડે, પ્રત્યગાત્મા તથા બ્રહ્મની ઐક્યતાનું ઉપલક્ષણ કરવું એમ અર્થ છે.

જે આત્મા, સર્વાન્તર, બુદ્ધિવૃત્તિલક્ષણ એવી દૃષ્ટિનો દ્રષ્ટા, પ્રાણનાદિ-વ્યાપારોપલક્ષિત હોય છે કેવળ તે, અશનાયા-ક્ષુધા-આદિ પ્રાણ, અન્તઃકરણ તથા શરીરના ધર્મથી અતીત (પાર), સાક્ષાત્ અપરોક્ષ બ્રહ્મ છે એમ દ્વિતીય વાક્યનો અર્થ છે.

'**नेति नेति**' ઇત્યાદિ વાક્યો, સકલ દૃશ્યના પ્રવિલાપન-નિષેધ-વડે અદ્વિતીય આત્મતત્ત્વનાં ઉપલક્ષણપરાયણ હોય છે.

'**अदृष्टं दृष्टृ**' ઇત્યાદિવડે, '**नान्यदतोऽस्ति दृष्टृ**' ઇત્યાદિ વાક્યો વડે સર્વસાક્ષિ એવો કેવળ પ્રત્યગાત્મા, અક્ષર સ્વરૂપ છે જે વિષે, અવ્યાકૃત આકાશથી લઇને પૃથિવી પર્યંત જગત્ ઓત અને પ્રોત છે એમ તત્ત્વં પદાર્થના પરિશોધનપૂર્વક, વાક્યાર્થ સંદર્શિત છે. તત્ર, '**अपूर्वम्**' ઇત્યાદિવડે કાર્યકારણત્વ-આદિ-ધર્મરહિતતા-વડે, **तत्**પદાર્થ ઉપલક્ષિત છે; '**सर्वानुभूः**' ઇતિ સર્વ સાક્ષિતાએ કરીને, **त्वं**પદાર્થ (ઉપલક્ષિત છે); '**अयमात्मा ब्रह्म**' (**અર્થઃ**-આ આત્મા બ્રહ્મ છે) ઇતિ વાક્યાર્થ છે એમ વિભાગ છે.

મન-પ્રાણ-આદિ પરત્વે, પ્રકાશકત્વ અને પ્રેરકત્વ વડે ઉપલક્ષિત એવું આત્મતત્ત્વ રૂપ બ્રહ્મ, વિદિત તથા અવિદિત કાર્યકારણથી અન્ય

છે એમ તેના સ્વરૂપનું, '**अन्यदेव तद्विदितादथो अविदितादधि**' (**केन ३**) આ વાક્યાર્થવડે નિવેદન કરાય છે.

ક્વચિત્, આકાશ શબ્દવડે પણ બ્રહ્મ લક્ષિત થાય છે એમ, '**आकाशो वै नाम**' ઇતિ વાક્યાર્થ વડે કહેલું છે.

'**तद्ब्रह्म तदमृतं स आत्मा (छां. ८-१४-१)** અર્થઃ–તે આત્મા, તે અમૃત, બ્રહ્મરૂપ છે,' એમ વાક્યશેષથી, જગદ્બીજભૂત અવ્યાકૃત એવાં નામરૂપનો જે નિર્વહિતા તથા વ્યાકર્તા, (તેનો બોધ થાય છે); યદન્તરા–જેના મધ્યે–તે નામરૂપ વર્તે છે તેનાથી તે નામરૂપ, પૃથક્–સ્વતંત્ર–હોતાં નથી. અર્થાત્, '**दहरोऽस्मिन्नन्तराकाशः**' (**छां. ८-१-२**) અર્થઃ–આ વિષે દહરાકાશ છે,' ઇતિ અત્ર, આકાશ શબ્દવડે પણ બ્રહ્મ લક્ષિત થાય છે.

**आदि** પદથી, '**प्राणोऽस्मि प्रज्ञात्मा. (कौ. ३-२)—प्राण इति होवाच**' (**छां. १-११-५**) અર્થઃ–હું પ્રાણ છું; પ્રાણ પ્રજ્ઞાત્મા છે.' 'પ્રાણ એમ કહેલું,' ઇત્યાદિ શ્રુતિઓ ગ્રહણ કરાય છે.

(**अव०**)—કેવળ શ્રુતિઓ વડે બ્રહ્મલક્ષણનું ગ્રહણ કરાવે અપિ તુ સ્મૃતિઓ વડે પણ ગ્રહણ કરાવે એમ, '**स्मृतिभिश्च**' ઇતિ વાક્યાર્થ વડે કહે છે—

**स्मृतिभिश्च–'न जायते म्रियते वा,' 'नादत्ते कस्यचित्पापम्,' 'यथाऽऽकाशः स्थितो नित्यम्,' 'क्षेत्रज्ञं चापि मां विद्धि,' 'न सत्तन्नासदुच्यते,' 'अनादित्वान्निर्गुणत्वात्,' 'समं सर्वेषु भूतेषु,' 'उत्तमः पुरुषः' इत्यादिभिः श्रुत्युक्तलक्षणाविरुद्धाभिः परमात्मासंसारित्वप्रतिपादनपराभिः तस्य सर्वेणानन्यत्वप्रतिपादनपराभिश्च ॥ ८ ॥**

---

ટિપ્પણઃ–નિર્વહિતા–નિર્વાહ કરનાર; અવ્યાકૃત–અવ્યક્ત; વ્યાકર્તા–વ્યક્ત કરનાર.

**वाक्यार्थः—**

વળી, તે ( બ્રહ્મ ) જન્મતું નથી વા મરતું નથી, ' તે કોઇના પાપને ગ્રહણ કરતું નથી, ' ' યથાકાશ સ્થિત, નિત્ય છે, ' ' મને વળી ક્ષેત્રજ્ઞ જાણ ' ' તે નહિ સત્યસ્વરૂપ, નહિ અસત્ય સ્વરૂપ એમ કહેવાય છે, ' ' અનાદિત્વ તથા નિર્ગુણત્વ લીધે, ' સર્વભૂતો વિષે સમાનરૂપ, ' ' ઉત્તમપુરૂષ, ' ઇત્યાદિ–શ્રુત્યુક્તલક્ષણથી અવિરૂદ્ધ, પરમાત્માના અસંસારિત્વને પ્રતિપાદનપરાયણ અને તેનું ( બ્રહ્મનું ) સર્વવડે અનન્યત્વ, તેને પ્રતિપાદનપરાયણ એવી સ્મૃતિઓ વડે. ૮

**प० व्या०—**

અને શ્રુત્યુક્તલક્ષણાન્ત ઇતિ તત્ત્વ ઉપલક્ષિત છે એમ અર્થ છે.

' **विज्ञानमानन्दं ब्रह्मेति को न्वेनं जनयेत्पुनः । मर्त्यः स्विन्मृत्युना वृक्णः कस्मान्मूलात्प्ररोहति** અર્થઃ—બ્રહ્મ, વિજ્ઞાન સ્વરૂપ, આનન્દ સ્વરૂપ (છે) તેને નિશ્ચે પુનઃ કોણ જન્માવે ? મર્ત્ય પુરૂષ મૃત્યુ વડે છેદાયલ, કયા મૂલથી પ્રરોહણ કરે ? ઇતિ પૃષ્ટ (પૂછાયલ) જગતના મૂલકારણત્વવડે ઉપલક્ષિત (એવા બ્રહ્મ)નું સ્વરૂપ, વિજ્ઞાન તથા આનન્દ લક્ષણ છે ' એમ તત્પદાર્થતત્ત્વ ઉપલક્ષિત છે એમ અર્થ છે.

એ રીતે, ' **ब्रह्मविदाप्नोति परम्** ( **तै०** આનંદવલ્લીઃ) અર્થઃ–બ્રહ્મવેત્તા પર પદને પ્રાપ્ત થાય છે ' એમ પ્રકૃત બ્રહ્મતત્ત્વના ' **सत्यं ज्ञानमनन्तं ब्रह्म** અર્થઃ–બ્રહ્મ, સત્ય જ્ઞાન તથા અનન્ત સ્વરૂપ છે, ' ઇતિ–સ્વરૂપનો નિર્દેશ કરી, ' **तस्माद्वाएतस्मादात्मन आकाशः संभूतः** અર્થઃ–તે આ આત્મામાંથી નિશ્ચે આકાશ, સંભૂત–ઉત્પન્ન–થયલું. ' ઇત્યાદિ વડે તે બ્રહ્મને જગત્કારણત્વવડે ઉપલક્ષિત કરી, સૃષ્ટ–સરજેલ–એવા કાર્યકારણના સંઘાતો વિષે તે બ્રહ્મના જ પ્રવેશને દર્શાવી, ' **अदृश्येऽनात्म्योऽनिरुक्ते** અર્થઃ—અદૃશ્ય, અશરીરી, અનિરૂક્ત-પરત્વે, ' ઇત્યાદિવડે પ્રપંચાપવાદ વડે સર્વાધારરૂપ, સર્વસાક્ષિ રૂપ,

---

ટિપ્પણઃ–સંઘાત–સમૂદાય; પ્રપંચાપવાદવડે–પ્રપંચનો બાધ કરી.

આનન્દરૂપ આત્માનું, અને '**ब्रह्मपुच्छं प्रतिष्ठा** અર્થ: બ્રહ્મપુચ્છ પ્રતિષ્ઠારૂપ છે,' ઇતિ '**अथ सोऽभयं गतो भवति** અર્થ:—હવે તે અભયતાને ગત થાય છે,' '**स यश्चायं पुरुषे, यश्चासावादित्ये स एकः** અર્થ:—અને તે જે આ પુરૂષ વિષે, અને જે આ આદિત્ય વિષે છે તે એક છે' ઇતિ તત્ત્વનું ઉપલક્ષણ કરવું એમ અર્થ છે.

'**स वा एष महानज आत्मा योऽयं विज्ञानमयः प्राणेषु य एषोऽन्तर्हृदय आकाशस्तस्मिञ्छेते सर्वस्य वशी** અર્થ:— વળી, તે આ મહાન અજન્મા આત્મા જે, આ વિજ્ઞાનમય પ્રાણો મધ્યે જે આ હૃદયની અંદર આકાશ છે તે વિષે શયન કરે છે, સર્વનો જે નિયન્તા છે,' ઇત્યાદિવડે જાગ્રદાદિ અવસ્થાધર્મો તે વડે અયુક્ત, અસંગ, કામ તથા અકામપૂર્વક સંસાર તથા મોક્ષના અનુભવ કરનાર બુદ્ધિ—આદિનો સાક્ષિ એવા ચિદાત્માનો, હૃદય વિષે રહેલા આકાશશબ્દવાચ્ય અજર અમર તથા અભયાદિ—લક્ષણ બ્રહ્મથી અભેદ છે એમ તત્ત્વનું ઉપલક્ષણ કર્યું છે એમ અર્થ છે.

'**दिव्योह्यमूर्तः पुरुषः सबाह्याभ्यन्तरो ह्यजः। अप्राणो-ह्यमनाः शुभ्रो ह्यक्षरात्परतः परः** (**मुं २–१–२**) અર્થ:— આ અક્ષર બ્રહ્મ નિશ્ચે પ્રકાશમાન, અમૂર્ત તથા પુરૂષરૂપ, અર્થાત્ સર્વત્ર પૂર્ણરૂપ છે; તે બાહ્ય તથા અંદર સર્વને વિષે વ્યાપી રહેલો છે; તે જન્મથી રહિત, પ્રાણથી રહિત તથા મનથી રહિત છે, તે શુભ્ર—સ્વચ્છ—રૂપ છે, તે મહાન્ અક્ષરથી પણ પર—શ્રેષ્ઠ—છે' ઇતિ, '**अथ परा यया तदक्षरमधिगम्यते यत्तदद्रेश्यम** (**मुं १–१–५**) અર્થ:—જે પરાવિદ્યા વડે અક્ષરબ્રહ્મનું જ્ઞાન થાય છે તે વિષે હવે કહેવામાં આવે છે. આ અક્ષર બ્રહ્મ અદૃશ્ય રૂપે,' ઇત્યાદિવડે ગ્રાહ્ય તથા ગ્રાહક—આદિ અનેક ઉપાધિઓના પ્રતિષેધ વડે ઉપલક્ષિત, અને સર્વભૂતયોનિત્વ વડે સંભાવિત સર્વજ્ઞ—સર્વવેત્તા—(એવા અક્ષર બ્રહ્મ)નું, અગ્નિવિસ્ફુલિંગાદિવત્ જીવ રૂપે વિભક્તત્વોક્તિએ કરીને પ્રાપ્ત એવી પરિચ્છેદશંકાના નિરાકરણ વડે, '**ब्रह्मैवेदं विश्वमिदं वरिष्ठम**

( **મું ૨-૨-૧૧** ) **અર્થ**:-આ સર્વ દૃશ્ય **બ્રહ્મ**રૂપ છે તથા **આ બ્રહ્મ** સર્વથી શ્રેષ્ઠ રૂપ છે,' ઇત્યન્ત ગ્રંથ વડે પ્રત્યકત્ત્વ ઉપલક્ષિત કરેલું છે.

'**इदं सर्वं यदयमात्मा**અર્થઃ-જે આ સર્વ જગત્ છે તે આ આત્મા છે,' એમ આત્માથી વ્યતિરિક્ત સર્વ દૃશ્યના સ્વરૂપાભાવની ઉક્તિ કરેલી તેનું દુન્દુભિ-આદિ દૃષ્ટાંતો વડે ઉપપાદન કરી, તે આત્માનું શું સ્વરૂપ હોય? ઇતિ અપેક્ષા પરત્વે, '**महद्भूतमनन्तमपारं विज्ञानघन एव** અર્થઃ—તે મહદ્ભૂત, અનન્ત અપાર કેવળ વિજ્ઞાન-ઘન સ્વરૂપ છે,' ઇતિ તત્ત્વને ઉપદિશેલું છે એમ અર્થ છે.

'**तदेतद्ब्रह्मापूर्वमनपरमनन्तरमबाह्यं** અર્થઃ-તે આ બ્રહ્મ અપૂર્વ અનપર અનન્તર અબાહ્ય રૂપ છે,' '**अयमात्मा ब्रह्म सर्वानुभूः** અર્થઃ-આ આત્મા, સર્વાનુભવકરનાર એવા બ્રહ્મ રૂપે છે.

**अविरुद्धाभि**; ઇતિ સ્મૃતિવિશેષણ (છે); શ્રુત્યુક્ત અર્થ પરત્વે સ્મૃતિનું ઉદાહરણ, પ્રતિપત્તિ-દાર્ઢ્યાર્થ હોય છે; તે શ્રુતિની પ્રામાણ્યસિદ્ધિ અર્થે ન હોય. અને વિશેષણ, સાંખ્યાદિસ્મૃતિ પરત્વે અતિપ્રસંગ પ્રાપ્ત થાય તેની વ્યાવૃત્તિ અર્થે છે એમ સમજવું.

**परमात्मत्वप्रतिपादनपरा** અને **असंसारित्वप्रतिपादनपरा** ઇત્યાદિ વિશેષણદ્વય, શ્રુતિ તથા સ્મૃતિ ને સાધારણ છે. **परमात्मा-परमश्चासौ आत्मा**-આ આત્મા પરમરૂપ છે; અને આ આત્માનું **परमत्व** એટલે અવિદ્યા અને તત્કાર્યસંઘાત અને તદવસ્થાની સાક્ષિતાએ કરીને અવ્યભિચારી અલુપ્ત પ્રકાશ-સ્વભાવત્વ; તેનું અસંસારિત્વ-પ્રતિપાદન=અવસ્થાત્રયની ઉપાધિરૂપ કાર્ય સંઘાતથી સમ્યક્ પ્રકારે વિવેચન કરવું તે; અર્થાત્ તત્પરાયણ (સ્મૃતિઓથી) એમ અર્થ છે.

---

ટિપ્પણઃ—પ્રતિપત્તિ-દાર્ઢ્યાર્થ-દૃઢ રીતે પ્રતિપાદન કરવા; વ્યાવૃત્તિ-નિષેધ; પ્રકાશસ્વભાવત્વ-પ્રકાશસ્વરૂપપણું; તત્પરાયણ-પરમાત્માને અસંસારિરૂપે પ્રતિપાદન કરનાર.

તે શોધિત એવા **त्वं** પદાર્થનું, **सर्वेण**—સર્વ જેના વિષે હોય તે સર્વાધિષ્ઠાનરૂપ બ્રહ્મ (**सर्व**) તેની સાથે અનન્યત્વ—તદૈકાત્મત્વ—તાદાત્મ્ય—તેને પ્રતિપાદન પરાયણ એવી (સ્મૃતિઓ)વડે એમ અર્થ છે.

બ્રહ્મનું લક્ષણ, વળી ન્યાય વડે અનુગૃહીત છે એમ અર્થ પરત્વે-**च**કારનો પ્રયોગ કરેલો છે.

(**अव०**)—એ રીતે, વાક્યોપદેશ વડે તેમજ તદર્થોપલક્ષણપરાયણ શ્રુતિ તથા સ્મૃતિના વ્યાખ્યાનવડે પ્રતિબોધેલ શિષ્યને, અજ્ઞાન, સંશય અને વિપર્યયના અપોહન—પરિત્યાગ—વડે ઉપદિષેલ અર્થ પરત્વે મતિ—નિશ્ચલતા સિદ્ધ થાય તે અર્થ આચાર્યે, પુનઃ પૃચ્છા કરવી ઇતિ આચાર્યકૃત્યનું, '**एवं श्रुतिस्मृतिभिः**' ઇત્યાદિ વાક્યાર્થ વડે નિરૂપણ કરે છે—

**एवं श्रुतिस्मृतिभिः गृहीतपरमात्मलक्षणं शिष्यं संसार-सागरादुत्तितीर्षुं पृच्छेत् कस्त्वमसि सोम्येति ॥ ९ ॥**

**वाक्यार्थः**—

એ રીતે, શ્રુતિ તથા સ્મૃતિઓ વડે પરમાત્મતત્ત્વનાં લક્ષણને ગૃહણ કરેલ, સંસારસાગરથી તરી જવાની ઇચ્છાવાળા શિષ્યને, હે સૌમ્ય ! તું કોણ છે ? એમ (આચાર્યે) પૃચ્છા કરવી. ૯

**प० व्या०**—

તેમજ વળી, '**यदि मन्यसे सुवेदेति दभ्रमेवापि नूनं त्वं वेत्थ ब्रह्मणो रूपम्** (**केन** ૨—૧) અર્થઃ—બ્રહ્મને સુષ્ઠુ પ્રકારે જાણેલું છે એમ જો તું માને, તો તું નિશ્ચે બ્રહ્મના રૂપને કેવળ અલ્પપણે જાણે છે,' ઇત્યાદિ શ્રુતિ, શિષ્યની પ્રતિપત્તિની પરીક્ષણાર્થ હોય છે.

---

ટિપ્પણઃ—તદર્થોપલક્ષણપરાયણ—તે અર્થનું ઉપલક્ષણ કરનારી; પ્રતિપત્તિ—વિજ્ઞાનસિદ્ધિ.

હે પ્રિયદર્શન! (**सोम्य**) તું કિમાત્મક છે? (**कस्त्वम्**)

**स यदि ब्रूयात्--ब्राह्मणपुत्रः अदोन्वयः ब्रह्मचार्यासम्-गृहस्थो वा, इदानीमस्मि परमहंसपरिव्राट् संसारसागरात् जन्ममृत्युमहाग्राहात् उत्तीतीर्षुरिति ॥ १० ॥**

**वाक्यार्थः**—તે શિષ્ય જો, (હું) બ્રાહ્મણપુત્ર, આ વંશનો, બ્રહ્મચારી વા ગૃહસ્થ હતો, હવે હું પરમહંસ પરિવ્રાજ—સંન્યાસી—એવો જન્મમૃત્યુરૂપી મહાગ્રહોવાળા સંસારસાગરથી ઉત્તીર્ણ થવા ઉત્સુક છું એમ કહે તો—૧૦

**प० व्या**—

એમ ગુરૂવડે પૂછાયલ શિષ્ય, જો અપ્રતિપત્તિ—આદિ—દોષ-પ્રતિબંધના વશથી, 'હું બ્રાહ્મણ પુત્ર છું' ઇત્યાદિ કહે તો આચાર્યે કહેવું એમ સંબંધ છે. **अदोन्वयः**—આ અન્વય—વંશ—છે જેનો તે હું. અર્થાત્, હું અમુક દીક્ષિતવંશી છું. **महाग्राहः**—નક્ર વા તિમિંગલ.

(**अव०**)—અહો, અદ્યાપિ આ દેહાભિમાન વડે પ્રતિબદ્ધ—જ્ઞાનોદય-વાળો છે એમ (સમજી) આચાર્ય, '**इहैव तव**' ઇત્યાદિવડે તે દેહાભિમાનનો ત્યાગ કરાવે છે:—

**आचार्यो ब्रूयात् इहैव तव सोम्य मृतस्य शरीरं वयोभिरद्यते मृद्भावं वा पद्यते तत्र कथं संसारादुद्धर्तुमिच्छसीति । नहि नद्याः अवरे कूले भस्मीभूते नद्याः पारं तरिष्यतीति ॥ ११ ॥**

**वाक्यार्थः**—હે પ્રિયદર્શન! મરણને પામેલ એવો તું તેનું શરીર, અહીંજ ગૃધ્રાદિ પક્ષિઓવડે ભક્ષણ કરાય છે વા મૃદભાવને પ્રાપ્ત થાય છે ત્યાં, તું સંસારથી ઉદ્ધૃત થવાને ક્યા પ્રકારે ઇચ્છે છે? નિશ્ચે, નદીનો અવર કૂલ (કાંઠો) ભસ્મીભૂત થયે તું નદીને પાર તરીશ નહિ.૧૧

---

ટિપ્પણ:—કિમાત્મક—કોણ; નક્ર—ઝૂડ; તિમિંગલ—મહામત્સ્ય.

૫૦ વ્યા૦—

**वयोभिः**—ગૃધ્રાદિ-પક્ષિઓવડે ઇતિ અર્થ છે.

એ રીતે, સ્થૂલ દેહનું અભિમાન ત્યાજિત થયે, આત્માને તે સ્થૂલ દેહથી વિવિક્ત માનતો સતો તે શિષ્ય, જો હું શરીરથી અન્યરૂપે (છું) ઇત્યાદિ કહે તો આચાર્યે કહેવું એમ ઉત્તર મંત્ર વાક્યવડે અન્વય છે.

( **अव०** )—એથી, આત્માનું શરીરથી અન્યત્વ કેમ અવગત થયું ઇતિ '**शरीरं तु जायते**' ઇત્યાદિવડે કથે છેઃ—

**स यदि ब्रूयात् अन्योऽहं शरीरात्। शरीरं तु जायते म्रियते वयोभिरद्यते शस्त्राग्न्यादिभिश्च विनाश्यते व्याध्यादिभिश्च प्रयुच्यते। तस्मिन् अहं स्वकृतधर्माधर्मवशात् पक्षी नीडमिव प्रविष्टः पुनः पुनः शरीरविनाशे धर्माधर्मवशात् शरीरान्तरं यास्यामि पूर्वनीडविनाशे पक्षीव नीडान्तरम्, एवमेवाहमनादौ संसारे देवमनुष्यातिर्यङ्निरयस्थानेषु स्वकर्मवशादुपात्तमुपात्तं शरीरं त्यजन् नवं नवं च अन्यदुपाददानो जन्ममरणप्रबन्धचक्रे घटीयन्त्रवत् स्वकर्मणा भ्राम्यमाणः क्रमेणेदं शरीरमासाद्य संसारचक्रभ्रमणात् अस्मान्निर्विण्णो भगवन्तमुपसन्नोऽस्मि संसारचक्रभ्रमणप्रशमाय। तस्मान्नित्य एवाहं शरीरादन्यः शरीराणि आगच्छन्त्यपगच्छन्ति च वासांसीव पुरुषस्येति ॥ २२ ॥**

**वाक्यार्थः**—તે શિષ્ય જો હું શરીરથી અન્ય છું એમ કહેતો શરીર તો જન્મે છે, મરે છે, પક્ષિઓ વડે ભક્ષણ કરાય છે, અને શસ્ત્ર તથા અગ્નિ-આદિવડે વિનાશ કરાય છે, અને વ્યાધિ-આદિવડે પ્રયુક્ત થાય છે. પક્ષિ માળામાં પ્રવેશ કરે તેમ હું, સ્વકૃત ધર્માધર્મવશથી તે શરીર વિષે પ્રવિષ્ટ થઇ, પુનઃ પુનઃ શરીર વિનાશ થતાં ધર્માધર્મ વશથી શરીરાન્તરને પ્રાપ્ત થઇશ;

પૂર્વનો માળો વિનાશ પામતાં, પક્ષી જેમ અન્યમાળા પ્રતિ (પ્રાપ્ત થાય તેમ) એ રીતેજ હું અનાદિ-સંસાર વિષે, દેવ-મનુષ્ય-પક્ષી તથા નરક-સ્થાનો વિષે સ્વકર્મવશથી, વારંવાર ઉપાત્ત શરીરનો ત્યાગ કરતો અને અન્ય નવનવાં શરીરનું ગ્રહણ કરતો, જન્મમરણ-પ્રબન્ધના ચક્ર વિષે ઘટીયંત્રવત્ સ્વકર્મવડે ભ્રમણ કરતો, ક્રમે કરીને આ શરીરને પ્રાપ્ત કરી આ સંસારચક્રભ્રમણથી નિર્વેદને પ્રાપ્ત થઇ, સંસારચક્રભ્રમણના ઉપશમાર્થ, ભગવંત પ્રતિ ઉપસન્ન થયો છું.

તેથી, હું કેવળ નિત્ય-સ્વરૂપ તથા શરીરથી અન્ય છું; અને શરીરો પુરૂષનાં વસ્ત્રોની પેઠે આવે છે અને જાય છે. ૨૨

**પ૦ વ્યા૦**—

શરીરાવસ્થાના દ્રષ્ટાપણાના લીધે, વિકારી દૃશ્યથી, હું અવિકારી દ્રષ્ટા અન્ય છું એમ અર્થ છે; જો એમ હોય તો દેહથી અન્ય એવા તને દેહાભિમાનપૂર્વકત્વ કેમ ઘટે? અવિદ્યા પ્રયુક્ત એવા કામવડે પ્રવર્તિત એવા ધર્માધર્મવશથી તેમ (છે) એમ '**तस्मिन्नहम्**' ઇતિ વાક્યાર્થ વડે કહે છે.

'**स्वकृत**' વિશેષણ વડે, અહંકારપૂર્વકત્વનું દ્યોતન થાય છે: અને અવિદ્યા વિના અહંકારનો કેવલ આત્મા વિષે અસંભવ હોય છે તેથી અવિદ્યાપ્રયુક્ત અભિમાન, ધર્માધર્મના મૂલરૂપે હોય છે એમ ભાવ છે.

જો એ રીતે તું જાણનાર છે તો તું કર્મ મ કરીશ એમ કહેતો તેના ઉત્તરરૂપે, પૂર્વકૃત કર્મવાસનાની વશતાએ કરીને હું, ઉત્તરોત્તર કર્મપ્રવૃત્તિનો નિરોધ કરવાને શક્તિમાન્ નથી એમ અભિપ્રાયથી શિષ્ય '**अनादौ**' ઇત્યાદિ વાક્યાર્થ વડે કહે છે.

'વહી જતી કાલનદીઓને કવચિત્ તરે, કવચિત્ નહીં (તરે)' ઇત્યાદિ ન્યાયે કરી, **क्रमेणेदं शरीरमासाद्य** (ક્રમે કરી આ શરીરને પ્રાપ્ત કરી) એમ કહેલું છે.

---

ટિપ્પણ:—ઉપાત્ત-પ્રાપ્ત; દ્યોતન-પ્રકાશન.

બહુકર્મોની સંચિતતા હોય તથાપિ, ફલારંભ કેવળ ક્રમવડે પ્રાપ્ત થાય, તે યુગપત્ પ્રાપ્ત ન થાય એમ **क्रम** શબ્દવડે એક ભવિત્વવાદનો નિરાસ કરાય છે.

આ વડે આત્માનો નિત્યાનિત્યવિવેક ઉત્પન્ન થયો એમ ફલિતનું, '**तस्मान्नित्य एव**' ઇતિ વાક્યાર્થવડે કથન કરેલું છે. ૨૨

( **अव०** )—આચાર્ય તો તે વિવેકોક્તિની પ્રશંસા કરી, '**साध्ववादीः**' ઇતિ વાક્યાર્થવડે અભ્યનુજ્ઞા કરે છે—

**आचार्यो ब्रूयात् साध्ववादीः सम्यक्पश्यसि कथं मृषाऽवादीः ब्राह्मणपुत्रोऽदोन्वयो ब्रह्मचार्यासम्, गृहस्थो वा इदानीमस्मि परमहंसपरिव्राडिति ॥ १३ ॥**

**वाक्यार्थः**—આચાર્યે–તેં સાધુકથન કર્યું. તું સમીચીન જોનાર છે; હું બ્રાહ્મણ–પુત્ર, આ અન્વયનો બ્રહ્મચારી હતો વા ગૃહસ્થ હતો, અધુના હું પરમહંસ પરિવ્રાજક છું, એમ તું કેમ મૃષા વદેલો ? એમ—કહેવું.

**प० व्या०—**

એમ, વિવેકવંત એવા તને વર્ણાશ્રમાદિનું અભિમાન કેવળ ભ્રાંતિમૂલક હતું એમ '**कथं मृषाऽवादीः**' ઇતિ વાક્યાર્થવડે કહેલું છે. ૧૩

( **अव०** )—મને કેમ ભ્રાંતિ થઇ એમ પૃચ્છા કરનારને આચાર્યે કહેવું એમ '**तं**' ઇતિ વાક્યાર્થવડે કથન કરે છે;—

**तं प्रति ब्रूयादाचार्यः स यदि ब्रूयात्–भगवन्, कथमहं मृषाऽवादिषमिति ॥ १४ ॥ यतस्त्वं भिन्नजात्यन्वयसंस्कारं शरीरं जात्यन्वयवर्जितस्यात्मनः प्रत्यभ्यज्ञासीः ब्राह्मणपुत्रोऽदोन्वय इत्यादिना वाक्येनेति ॥ १५ ॥**

---

ટિપ્પણ:—નિરાસ–નિરાકરણ; અભ્યનુજ્ઞા કરે છે–યાદ આપે છે.

**वाक्यार्थः—**

તે જો એમ કહે—હે ભગવન્! મેં મિથ્યાવચનોક્તિ શી રીતે કરી? તો તેના પ્રત્યે આચાર્યે કહેવું; કેમકે તેં જાતિ તથા અન્વયથી વર્જિત એવા કૂટસ્થ આત્માનું સ્વરૂપ હોય તેમ હું બ્રાહ્મણપુત્ર છું, આ વંશનો છું, ઇત્યાદિ વાક્ય વડે, અનાત્મભૂત એવાં જાતિ અન્વય તથા સંસ્કારવાળા શરીરનો હું રૂપે ઉલ્લેખ કરી પ્રત્યભિજ્ઞા કરી (તેથી તેં મિથ્યોક્તિ કરેલી). ૧૪–૧૫

**प० व्या०—**

(આચાર્યે) શું કહેવું? તે '**यतस्त्वम्**' ઇત્યાદિ વડે કહેલું છે. **जाति**—જન્મ. **अन्वयः**—પિતૃ–આદિ અન્વય. **संस्कारः**—જાત કર્મ–આદિ અને ઉપનયન–આદિ. **भिन्नजात्यन्वयसंस्कारम्**= અનાત્મભૂત જાતિ, અન્વય, અને સંસ્કારો જે શરીરના તેને તે પ્રકારે.

જાતિ અન્વય અને સંસ્કારથી વર્જિત એવા કૂટસ્થ આત્માનું સ્વરૂપ હોય તેમ હું–રૂપે ઉલ્લેખ કરતાં, હું બ્રાહ્મણ પુત્ર છું ઇત્યાદિ વાક્યવડે શરીરને (આત્મસ્વરૂપે) જાણેલું. એથી તે વિપરીત જ્ઞાનને લીધે તેં મિથ્યોક્તિ કરેલી એમ અર્થ છે. ૧૪–૧૫

(**अव०**)–ઉક્ત અર્થનું વિશદીકરણ–સ્પષ્ટીકરણ–કરવા '**स यदि**' ઇતિ વાક્યાર્થ વડે શિષ્ય, પ્રશ્નનું ઉત્થાપન કરે છે—

**स यदि पृच्छेत् कथं भिन्नजात्यन्वयसंस्कारं शरीरं, कथं वा अहं जात्यन्वयसंस्कारवर्जित इति ॥ १६ ॥**

**वाक्यार्थः—**

શરીર, કેવી રીતે અનાત્મભૂત એવાં જાતિ અન્વય તથા સંસ્કાર વાળું હોય? વા, હું જાતિ અન્વય તથા સંસ્કારથી કેવી રીતે વર્જિત છું? એમ જો તે પૃચ્છા કરે તો—૧૬

---

ટિપ્પણ:—પ્રત્યભિજ્ઞા=ઓળખ.

**प० व्या०**—

સ્પષ્ટાર્થ છે.

( **अव०** )–'**आचार्य**' ઇતિ વાક્યાર્થવડે ગુરૂના ઉત્તરદાનાર્થ પ્રવૃત્તિકથન કરે છે—

**आचार्यो ब्रयात् शृणु सोम्य, यथेदं शरीरं त्वत्तोऽभिन्नं-भिन्नजात्यन्वयसंस्कारं त्वं च जात्यन्वयसंस्कारवर्जितः इत्युक्त्वा तं स्मारयेत्–स्मर्तुमर्हसि सोम्य, परमात्मानं सर्वात्मानं यथोक्तलक्षणं श्रावितोऽसि. 'सदेव सोम्येदम्' इत्यादिभिः श्रुतिभिः स्मृतिभिश्च। लक्षणं च तस्य श्रुतिभिः स्मृतिभि श्च ॥ १७ ॥**

**वाक्यार्थः**—

આચાર્યે કહેવું—હે પ્રિયદર્શન શિષ્ય! સાંભળ; જેમ તારા આત્માથી ભિન્ન એવું આ શરીર, ભિન્ન જાતિ અન્વય અને સંસ્કાર-વાળું હોય છે અને તું ( તારો આત્મા ), જાતિ અન્વય અને સંસ્કારથી વર્જિત છે તેમ, એમ ઉક્તિ કરી તે શિષ્યને સ્મરણ કરાવવું—હે પ્રિયદર્શન! '**सदेवसोम्येदम्** ( **छां. ६–२–१** ) અર્થઃ—હે પ્રિયદર્શન! આ કેવળ સત્ય સ્વરૂપ છે', ઇત્યાદિ શ્રુતિઓ અને સ્મૃતિઓ વડે તને સર્વાત્મ–સ્વરૂપ પરમાત્માના સ્વરૂપનું યથોક્તલક્ષણપૂર્વક શ્રવણ કરાવેલું છે, અને તે પરમાત્માના લક્ષણનું પણ તને શ્રુતિઓ અને સ્મૃતિઓવડે શ્રવણ કરાવેલું છે તે તને સ્મરણ કરવું ઘટે છે. ૧૭

**प० व्या०**—

વક્તવ્ય અર્થની અતિસૂક્ષ્મદૃષ્ટિ–ગમ્યતાના લીધે, તું સાવધાન થા એમ, '**शृणु सोम्य**' ઇતિ વાક્યાર્થવડે કહેલું છે.

**यथेदं** ઇતિ વાક્યાર્થથી લઈ **वर्जितः** ઇત્યન્ત શિષ્યોક્તિના

---

**ટિપ્પણ:—અતિસૂક્ષ્મદૃષ્ટિગમ્યતા–અતિસૂક્ષ્મ દૃષ્ટિવડે જાણવાપણું.**

અનુવાદવાક્યની ઉક્તિ કરી, તે શિષ્યને પૂર્વોક્ત પરમાત્મલક્ષણનું સ્મરણ કરાવવું એમ વાક્યયોજના છે.

'**सदेव**' ઇત્યાદિ શ્રુતિઓ વડે અને તદર્થાનુકૂલ સ્મૃતિ–વાક્યો વડે, યથોક્તલક્ષણ સર્વાત્મસ્વરૂપ એવા પરમાત્માનું તને શ્રવણ કરાવેલું છે તેથી, હે પ્રિયદર્શન! તને તે પરમાત્માનું લક્ષણ સ્મરણ કરવું યોગ્ય છે એમ ગ્રંથ યોજનીય છે;

'**य आत्माऽपहतपाप्मा** અર્થ:–જે આત્મા, પાપ જેમાંથી અપહત થયલું છે તેવો છે,' ઇત્યાદિ શ્રુતિઓ અને '**न जायते**' (**भ. गी० २–२०**) **અર્થ:**—તે જન્મતો નથી', ઇત્યાદિ સ્મૃતિઓ વડે તને પરમાત્માના લક્ષણનું શ્રવણ કરાવેલું છે;

અને તે આત્માનું પૂર્વોક્તબ્રહ્મોપલક્ષણ સ્મરણમાં લાવવું ઘટે છે એમ અન્વય છે.

(**अव०**)–એ રીતે, ઉક્ત–સ્વરૂપનું સ્મરણ કરાવી, શરીરના ભિન્નજાત્યન્વયસંસ્કારત્વના જ્ઞાપનાર્થ, તે શરીરની ઉત્પત્તિપ્રકારનો, '**लब्धपरमात्म**' ઇત્યાદિ વાકયાર્થવડે ઉપદેશ કરવો એમ કહેલું છે:—

**लब्धपरमात्मलक्षणस्मृतये ब्रूयात्—योऽसावाकाश..मानामरुपाभ्यामर्थान्तरभूतः अशरीरः अस्थूलादिलक्षणः अपहतपाप्मादिलक्षणश्च सर्वैः संसारधर्मैः अनागन्धितः 'यत्साक्षादपरोक्षाब्रह्म,' 'य आत्मा सर्वान्तरः,' 'अदृष्टो द्रष्टा अश्रुतः श्रोता अमतो मन्ता अविज्ञातो विज्ञाता नित्यवि.ानस्वरुपः अनन्तरः अबाह्यः विज्ञानघन एव परिपूर्णः आकाशव. अनन्तशक्तिः आत्मा सर्वस्य अशनायादि वर्जितः आविर्भावतिरो[illegible] श्च स्वात्मावि..णयोः नामरूपयोः जग.बीजभूतयोः स्वात्म-**

**स्ययोः तत्त्वान्यत्वाभ्याम निर्वचनीययोः र्स्यंवद्ययोः सद्भाव मात्रेणाचिन्त्यशक्तित्वाद् व्याकर्ता अव्याकृतयोः ॥ १८ ॥**

**वाक्यार्थः—**

પરમાત્મલક્ષણુવિષયક અનુસંધાન–લબ્ધ શિષ્યને ગુરૂએ કહેવું:— નામ તથા રૂપથી અર્થાન્તરભૂત મૂર્તિવર્જિત અસ્થૂલાદિ–લક્ષણુ અને અપહત–પાપાદિ–લક્ષણુ સર્વ સંસારધર્મોથી અસંશ્લિષ્ટ 'જે સાક્ષાત્ અપરોક્ષકારથી બ્રહ્મ,' 'જે આત્મા સર્વાન્તર રૂપ છે,' જે અદષ્ટ દ્રષ્ટારૂપ, અશ્રુત શ્રોતારૂપ, અમત મન્તારૂપ, અવિજ્ઞાત વિજ્ઞાતારૂપ, નિત્યવિજ્ઞાનસ્વરૂપ, અનન્તર, અબાહ્ય, કેવળ વિજ્ઞાનઘન, આકાશવત્ પરિપૂર્ણ, અનન્તશક્તિવાળું, અશનાયા–આદિ–રહિત અને આવિર્ભાવ તથા તિરોભાવથી રહિત એવું આ **આકાશ**નામનું (બ્રહ્મ) તત્ત્વ, તે સ્વાત્મવિલક્ષણ અર્થાત્ અચેતન, સ્વાત્મસ્થ– –આત્મનિષ્ઠ–તત્ત્વ અને અન્યત્વ વડે કરીને અનિર્વચનીય, સ્વયંવેદ્ય, જગતદ્બીજભૂત એવાં અનભિવ્યક્ત નામરૂપનો, સદ્ભાવ માત્રવડે અચિન્ત્યશક્તિતાને લીધે વ્યાકર્તા–વ્યક્ત કરનાર–સર્વના આત્મારૂપ છે. ૨૮

**प० व्या०—**

લબ્ધ કરેલ છે પરમાત્મલક્ષણા **સ્મૃતિ**–અનુસંધાન–જેણે તે શિષ્યને કહેવું એમ અર્થ છે;

ઉપલક્ષણત્વવડે ઉક્ત–વાક્યાર્થને જ પ્રગટ કરતાં આત્મ–સકાશથી સંઘાતોત્પત્તિ કયા પ્રકારે થાય તેનું, '**યોऽसौ**' ઇત્યાદિ વડે કથન કરેલું છે;

જે શાખાન્તર અને પ્રકરણાન્તર વિષે આત્મા આદિ શબ્દોવડે પ્રસિદ્ધ, '**आकाशो वै नामरूपयोर्निर्वहिता ते यदन्तरा** ( **छां. ८–१४–१**) અર્થ:—નિશ્ચે, જેને આકાશ કહેવામાં આવે છે તે નામરૂપનું

નિર્વાહક છે, તેઓ જે મધ્યે,' ઇતિ અત્ર છાંદોગ્ય વિષે નિર્દિષ્ટ, જેને **આકાશ** નામે કહેવામાં આવે છે, સ્વાત્મવિલક્ષણ એવાં નામરૂપનું જે વ્યક્ત કરનાર છે તે સર્વ જગતના આત્મારૂપે છે એમ અન્વય છે;

'**आकाशनामा**' એમ કહેતાં ભૂતાકાશની શંકા થાય તેનો '**आकाशोऽर्थान्तरत्वादिव्यपदेशात्** (**ब्र. सू.** १–३–४१) અર્થઃ–આકાશ (પરબ્રહ્મ છે), અર્થાન્તરત્વાદિકના વ્યપદેશથી,' ઇતિ ન્યાયવડે '**नामरूपाभ्यामर्थान्तरभूत**' ઇતિ પદાર્થથી પરિહાર કરે છે; નામરૂપ વિષે ભૂતાકાશના અન્તઃ પાતિત્વને લીધે તે નામ રૂપનો આધારભૂત આત્મા, આધેય એવાં આકાશાદિથી અન્ય છે એમ અર્થ છે;

અસંગાદિવડે આકાશ–સામ્યતાને લીધે પરમાત્મા પણ શ્રુતિઓ મધ્યે ક્વચિત્ ગૌણવૃત્તિએ કરીને '**आकाश**' શબ્દવડે નિર્દેશાય છે એમ સમજવું; એથીજ, (આકાશરૂપ છે તેથી) **अशरीरः**=મૂર્તિવર્જિત;

**अशरीर** પદ અનિન્દ્રિયત્વાદિનું પણ ઉપલક્ષણ છે એમ અભિપ્રાયે '**अस्थूलादिलक्षण**' ઇતિ પદાર્થવડે વિશિષ્ટ કરે છે; અથવા, **अशरीरः**–શરીરાદિસંઘાતથી રહિત એમ અત્ર, '**अस्थूलादिलक्षण**' ઇતિ પદાર્થવડે પ્રમાણ–સૂચન કરે છે;

શરીર–ઇન્દ્રિય–મન–પ્રાણ–આદિથી રહિત છે એથીજ આત્મા, **अपहतपाप्मादिलक्षण** છે; અભિમાન કરાતી વસ્તુના અભાવે–અભિમાનનો અભાવ હોવાથી, એમ અર્થ છે; **च** શબ્દવડે સ્વતઃ વિકારરાહિત્યતાનો સમુચ્ચય કરાય છે;

**सर्वैः** ઇતિ પદાર્થવડે સર્વ વિશેષણો વડે સિદ્ધ અર્થનું કથન કરે છે; **अनागन्धितः**=અસંશ્લિષ્ટ;

---

*ટિપ્પણઃ–નિર્વાહક=વ્યક્ત કરનાર; અન્તઃપાતિત્વ–અન્તર્ગત હોવાપણું; આધેય–આશ્રિત; અનિન્દ્રિયત્વ=ઇન્દ્રિય–રહિતપણું; વિકારરાહિત્યતા=વિકાર–રહિતપણું.

ભલે એ રીતે પરમાત્માનું અશરીરાદિ–લક્ષણત્વ સિદ્ધ હોય તથાપિ, જીવ કેવળ શરીરાદિ–લક્ષણ સિદ્ધ થાય એમ આશંકા કરી, તેના સાથે તેના અનન્યત્વ શ્રવણને લીધે એમ મ હો એમ અભિપ્રાયે, '**यत्साक्षात्**' ઇત્યાદિ પદાર્થવડે કથેલું છે;

**विज्ञाता** એમ કહેતાં વિજ્ઞાનકતૃત્વ પ્રાપ્ત થાય તેનું, '**नित्य विज्ञानस्वरूप**' ઇતિ પદાર્થવડે વારણ કરે છે; તત્ર, '**अनन्तर**' ઇત્યાદિવડે પ્રમાણકથન કરેલું છે;

**आकाशवत् परिपूर्णः** એમ અન્વય છે; **पूर्णः** એમ નિષ્ઠા–પ્રત્યય, કર્મપરત્વે નહિ કિંતુ કર્તાપરત્વે પરિચ્છેદાભાવનું દ્યોતન કરનાર છે એમ આકાશનો દૃષ્ટાંત છે;

એવંલક્ષણ પરમાત્માને 'દૃષ્ટત્વાદિક' કેમ કહેલું છે? એમ કોઇ કહે એથી, '**अनन्तशक्तिः**' ઇતિ પદાર્થવડે કહેલું છે;

'**इन्द्रो मायाभिः पुरुरूप ईयते** અર્થઃ–માયાઓવડે ઇન્દ્ર બહુરૂપ કહેવાય છે,' ઇતિ શ્રુતિથી **अनन्ता**–અનવચ્છિન્ના–દુર્લક્ષ્યા–માયાવસ્થારૂપી **शक्तिः**–ઉપાધિઓ–છે જેની તે **अनन्तशक्तिः**; તે અનન્તશક્તિ બ્રહ્મ, માયાના કાર્યરૂપ અન્તઃકરણ અને ઇન્દ્રિયરૂપ ઉપાધિઓને લઇ 'દૃષ્ટત્વાદિ' વ્યપદેશને ધારણ કરનારો થાય છે એમ ર્થ છે; અર્થાત્, આત્મા સ્થાવરજંગમ એવા સર્વ પ્રપંચના સ્વરૂપરૂપે છે;

તેનું નિત્ય–અસંસારિત્વ સ્વાભાવિક છે એમ '**अशनायादि**' ઇતિ પદાર્થવડે કથેલું છે; અર્થાત્, આવિર્ભાવ અને તિરોભાવની સાક્ષિતાને લીધેજ, તે તેનાથી વિવર્જિત હોય છે;

એ રીતે, આત્મસ્વભાવ–સ્વરૂપની–ઉક્તિ કરી, '**स्वात्मविल-**

---

***ટિપ્પણ:**—**વારણ–નિષેધ; નિષ્ઠાપ્રત્યય–નિષ્ઠાજ્ઞાન; વ્યપદેશ=નામનિર્દેશ; સંજ્ઞા; આવિર્ભાવ–પ્રગટથવાપણું; તિરોભાવ–અન્તર્હિત થવાપણું.**

**ग्रणयोः'** ઇત્યાદિવડે નામરૂપાત્મક અનાત્મ સ્વભાવને પ્રપંચિત કરે છે; **'जगद्बीजमूलयोः'** ઇતિ ઉપાદાનત્વની ઉક્તિ કરાય છે;

જો આમ હોય તો, આત્મોપાદાનત્વશ્રુતિ કેમ ઘટે એમ કોઈ કહે એથી તે પરત્વે, **'स्वात्मस्थयोः'** ઇતિ પદાર્થવડે કથન કરેલું છે;

ઉપાદાનાધારતામાત્રવડે ઉપાદાનત્વસિદ્ધિ કેમ થાય એમ કહે તે પરત્વે, **'सद्भावमात्रेण'** ઇતિ પદાર્થવડે કથન કરેલું છે; સત્ત્વને **सद्भाव** કહે છે; અર્થાત્, કેવળ આત્મસત્તામાત્રે કરીને આત્માવિષે સ્થિત; પૃથક્ સત્તાવાળાં નહિ; અર્થાત્, આત્મનિષ્ઠ નામરૂપ; તેમજ વળી, સ્વાત્મૈકતાને પ્રાપ્ત એવાં નામરૂપનો **व्याकर्ता** સ્વાત્માનો જ **व्याकर्ता**—વ્યક્ત કરનાર—છે એમ આત્માની ઉપાદાનત્વસિદ્ધિ છે એવો અભિપ્રાય છે;

ચિદ્રૂપ આત્માને એ રીતે, અચિદ્રૂપે શાથી સ્વાત્મ—વ્યાકરણ હોય એમ કહે એથી, **'अचिन्त्यशक्तित्वात्'** એમ પદાર્થવડે કહેલું છે; **अव्याकृतयोः**—અનભિવ્યક્ત હોય તેનો; અનભિવ્યક્તતાએ કરીને સ્થિત હોય તે નિશ્ચે વ્યક્તીભૂત કરાય; જે વસ્તુ પૂર્વે અસત્યરૂપે હોય તેને વ્યક્તીભૂત ન કરાય કેમકે, તેથી અતિ પ્રસંગ થાય એમ ભાવાર્થ છે. ૧૮

(**अथ०**)—ઉક્તલક્ષણ નામરૂપનો જ્યારે આ (આત્મા) નિષ્પાદયિતા છે તો તે (નામરૂપ) પ્રથમ કયા સ્વરૂપે નિષ્પાદિત થાય તેનું, '**ते नामरूपे**' ઇત્યાદિવડે કથન કરે છેઃ—

**ते नामरूपे अव्याकृते व्याक्रियमाणे तस्मादेतस्मादात्मन आकाशनामाकृती संवृत्ते। तच्चाकाशाख्यं भूतमनेन प्रका-**

---

*ટિપ્પણઃ—આત્મોપાદનત્વશ્રુતિ—આત્મા ઉપાદાન કારણ રૂપે હોવાનું જણવનારી શ્રુતિ; ઉપાદાનાધારમાત્રતા—ઉપાદાન કારણરૂપી આધારમાત્રપણું; સ્વાત્મૈક્તા=સ્વાત્મ—સ્વરૂપ; સ્વાત્મવ્યાકરણ—પોતાના સ્વરૂપનો વિકાર; અનભિવ્યક્તના—અવ્યક્તતા; નિષ્પાદયિતા—વ્યક્ત કરનાર.

**रेण परमात्मनः संभूतं प्रसन्नादिव सलिलान्मलमिवफेनः । न सलिलं न च सलिलादत्यन्तभिन्नं फेनम् । सलिलव्यतिरेकेणादर्शनात् । सलिलं तु स्वच्छं अन्यत्फेनान्मलरूपात् । एवं परमात्मा नामरूपाभ्यामन्यः फेनस्थानीयाभ्यां शुद्धः प्रसन्नः तद्विलक्षणः । ते नामरूपे अव्याकृते सती व्याक्रियमाणे फेनस्थानीये आकाशः नामाकृती संवृत्ते ॥१९॥**

**वाक्यार्थः—**

તે નામરૂપ અનાભિવ્યક્ત સતાં તે આત્માથી વ્યક્તીભૂત થતાં, આકાશ નામની આકૃતિરૂપે વ્યવહારયોગ્ય થયેલાં; અને તે આકાશાખ્ય ભૂતપદાર્થ, પ્રસન્ન સલિલથી મલની પેરે ફીણ સમુત્પન્ન થાય તેમ, આ પ્રકારે પરમાત્માથી સમુત્પન્ન થયેલ છે.

ફીણ, તે સલિલ ન હોય તેમજ તે સલિલથી અત્યન્ત ભિન્ન ન હોય; સલિલ–વ્યતિરેકે* કરીને તેનું અદર્શન હોય છે તેથી, સલિલ તો મલરૂપ ફેનથી અન્ય સ્વચ્છ રૂપે છે;

એ રીતે, પરમાત્મા ફેનસ્થાનીય નામરૂપથી અન્ય, શુદ્ધ, નિર્મળ અને તે નામરૂપથી વિલક્ષણ હોય છે;

તે નામરૂપ અનભિવ્યક્ત સતાં વ્યક્તીભૂત થતાં, ફેનસ્થાનીય આકાશનામની આકૃતિરૂપે સંવૃત્ત થાય છે; ૧૯.

**प० व्या०—**

**तस्मात्**—અપહત–પાપ્મત્વાદિ લક્ષણ એવા, તેથી; **एतस्मात्** =અચિન્ત્યશક્તિવાળો સર્વજ્ઞ, તેથી;

**आकाशनामाकृती संवृत्ते**=આકાશ ઇતિ નામવાચક; આકૃતિ= વાચ્યાકાર; એમ આકાશાકારે સંવૃત્ત થયેલાં (**संवृत्ते**) અર્થાત્, એ રીતે નામરૂપ વ્યવહાર યોગ્ય થયલાં;

---

*ટિપ્પણ:—વ્યતિરેક–અભાવ.

( **तात्पर्य** ):—સદાત્મક બ્રહ્મ જ, માયાવશથી વાચ્યવાચકાકારેં આકાશાદિ–શબ્દાર્થાત્મકરૂપે અભિવ્યક્ત થયેલું હોય છે એમ તાત્પર્યાર્થ છે;

ચિદાત્માની અચિદાત્મક આકાશસ્વરૂપે નિષ્પત્તિ કેમ હોય એમ શંકાનું, '**तथाकाशाख्यः**' ઇત્યાદિ પદાર્થથી દૃષ્ટાંતવડે પ્રત્યાખ્યાપન કરે છે;

દૃષ્ટાંતનું વિવરણ કરતાં, '**न सलिलम्**' ઇત્યાદિવડે આત્માની પરિણામિત્વ–શંકાનું વારણ કરે છે; સલિલથી વ્યતિરિક્ત ફેનનો સ્વરૂપતઃ પૃથક્ અનુપલંભ હોય છે તેથી એમ અર્થ છે;

ફેનનો સલિલથી ભેદાભાવ હોય એટલે સલિલનો પણ તે ફેન–ફીણ–થી ભેદ હોતો નથી એથી, '**सलिलं**' ઇતિ પદાર્થવડે કથન કરે છે; એથી, ફેને તે સલિલ જ ન હોય તેમજ તેનાથી ભિન્ન ન હોય, કિંતુ અનિર્વચનીય છે; શ્રુતિમાં વળી તેમજ કહ્યું છેઃ–'**वाचारंभणं विकारो नामधेयम्**' **छां. ६–१–४** અર્થઃ—નામધેય, વાચારંભણ વિકારરૂપ છે;

'**एवं परमात्मा**' ઇતિ પદાર્થવડે દાષ્ટાન્તિક–કથન કરેલું છે; '**ते नामरूपे**' ઇતિ પદાર્થવડે નિરૂપિત એવી આકાશોત્પત્તિનું નિગમન કરે છે.

( **अव०** )—હવે, '**ततोऽपि**' ઇત્યાદિવડે તે આકાશથી વાયુ–આદિની ઉત્પત્તિને પ્રતિપાદિત કરે છેઃ—

**ततोऽपि स्थूलभावमापद्यमाने नामरूपे व्याक्रियमाणे वायुभावमापद्येते ततोऽप्याग्निभावं अग्नेरब्भावं ततः पृथ्वीभावं**

---

*ટિપ્પણઃ–સદાત્મક=સત્યસ્વરૂપ; અચિદાત્મક–જડાત્મક; નિષ્પત્તિ–ઉત્પત્તિ; પ્રત્યાખ્યાપન–નિરાકરણ; પરિણામિત્વશંકા–પરિણામસ્વરૂપે હોવાપણાની શંકા; વ્યતિરિક્ત–ભિન્ન; અનુપલંભ–અનુપલબ્ધિ; દાર્ષ્ટાન્તિક–સિદ્ધાંત;

**इत्येवंक्रमेण पूर्वपूर्वानुप्रवेशेन पंचमहाभूतानि पृथिव्यन्तान्युत्प- न्नानि । ततः पंचमहाभूतगुणविशिष्टा पृथ्वी । पृथ्व्याश्च पंचात्मिक्यो व्रीहियवाद्या ओषधयो जायन्ते । ताभ्यो भक्षि ताभ्यो लोहितं च शुक्रं च स्त्रीपुरुषसंबन्धि जायते । तदुभयमृतुकाले अविद्याप्रयुक्तकाममन्थनिर्मथनोद्धृतं मंत्र- संस्कृतं गर्भाशये निषिच्यते । तत्स्वयोनिरसानुप्रवेशेन विवर्धमानं गर्भीभूतं नवमे दशमे वा मासि संजायते ॥ २० ॥**

**वाक्यार्थः—**

તેથી પણ સ્થૂલભાવને આપન્ન થનારાં નામરૂપ, વિકારને પ્રાપ્ત થતાં વાયુભાવને આપન્ન થાય છે; તેથી પણ (વાયુથી) અગ્નિ- ભાવને, અગ્નિથી જળભાવને, તેથી (જળભાવથી) પૃથ્વીભાવને આપન્ન થાય છે;

એ રીતે, ક્રમે પૂર્વપૂર્વાનુપ્રવેશવડે પૃથિવી–પર્યન્તનાં પંચમહાભૂતો ઉત્પન્ન થયલાં તેથી પૃથિવી, પંચમહાભૂતગુણવડે વિશિષ્ટા હોય છે; અને પૃથિવીથી વ્રીહિ–યવ–આદિ પંચાત્મિકી ઓષધિઓ જન્મે છે; અને તે ઓષધિઓ ભક્ષિત થતાં, સ્ત્રીપુરૂષ સંબંધી લોહિત–રજ– અને વીર્ય ઉત્પન્ન થાય છે; ઋતુકાલે અવિદ્યાપ્રયુક્ત એવો કામમ- ન્થાના નિર્મથનવડે ઉધ્ધૃત, મંત્રપૂત એવાં તે ઉભય (લોહિત અને વીર્ય) ગર્ભાશય વિષે નિષિક્ત થાય છે; તે સ્વયોનિરસાનુપ્રવેશ વડે વિવૃદ્ધ થતાં ગર્ભીભૂત થઇ, નવમે વા દશમે માસે સમુત્પન્ન થાય છે. ૨૦

**પ૦ વ્યા૦—**

આકાશસ્વરૂપે સ્થિત એવાં નામરૂપ, તદનુગત–સ્વરૂપે વિકારને

---

*ટિપ્પણ:–આપન્ન=સંપન્ન; પ્રાપ્ત; વાયુભાવ–વાયુસ્વરૂપ; અવિદ્યાપ્રયુક્ત– અજ્ઞાનજન્ય; નિષિક્ત થાય છે–સિંચાય છે; સ્વયોનિરસાનુપ્રવેશ વડે–પોતાની યોનિ વિષે રસસ્વરૂપેઅનુપ્રવેશ કરે તે વડે; તદનુગત–આકાશાનુગત.

પ્રાપ્ત થતાં તે આકાશથી પણ સ્થૂલભાવને આપન્ન થતાં સતાં, વાયુભાવને આપન્ન થાય છે એમ ( વાક્ય ) યોજના છે;

**स्थूलभाव**:—સ્પર્શગુણવડે ઉપચયને પ્રાપ્ત થવું તે; જે નામરૂપ આકાશાત્મતાને પ્રાપ્ત થયેલાં તેજ વિકારભાવને પ્રાપ્ત થતા, વાયુભાવને આપન્ન થાય છે એમ વદતાં, વિકારના વિકારાન્તરના ઉપાદાનત્વને વારણ કરે છે; એ રીતે, ઉત્તરત્ર પણ સમજવું;

એ રીતે તે ભૂતોત્પત્તિની ઉક્તિ કરી, તે ભૂતોથી સંઘાતસ્થૂલ–પદાર્થના ઉત્પત્તિ–પ્રકારનું, '**पृथिव्याश्च पंचात्मिकय**' ઇતિ પદાર્થવડે કથન કરેલું છે; **पंचात्मिकय**:–પંચીકૃત પંચભૂતથી નિવર્તિત; **तदुभयम्**–સ્રિનું લોહિત અને પુરૂષનું વીર્ય એમ અર્થ છે; **काम** તેજ **खज**–વિલોડકમન્થા, તે મન્થાવડે નિર્મથન કરતાં ઉદ્દ્ભૂત થયેલું એમ અર્થ છે; "**गर्भं धेहि सिनीवालि गर्भं धेहि सरस्वति तै. अ. १–१३** અર્થઃ–હે *શ્વેતમુખિ ! તું ગર્ભ ધારણ કર; હે સરસ્વતિ ! તું ગર્ભ ધારણ કર,' ઇત્યાદિ ગર્ભાધાન મંત્રોવડે સંસ્કૃત એમ અર્થ છે. ૨૦

( **अथ०** )—એ રીતે, ઉપોદ્ઘાતતાએ કરીને શરીરોત્પત્તિનો ઉપદેશ કરી, તે શરીરના ભિન્નજાત્યન્વય તથા ભિન્નસંસ્કારપણાની પૃચ્છા કરેલી તેને, '**तज्जातम्**' ઇત્યાદિવડે પ્રતિપાદન કરે છેઃ—

**तज्जातं लब्धनामाकृतिकं जातकर्मादिभिः मंत्रसंस्कृतं पुनः उपनयनसंस्कारयोगेन ब्रह्मचारिसंज्ञं भवति। तदेव शरीरं पत्नीयोगसंस्कारयोगेन गृहस्थसंज्ञं भवति। तदेव वनस्थसंस्कारेण तापससंज्ञं भवति। तदेव क्रियाविनिवृत्तिनिमित्त संस्कारेण परिव्राट्संज्ञं भवति। इत्येवं त्वचो भिन्नं भिन्न जात्यन्वयसंस्कारं शरीरम् ॥ २१ ॥**

---

*ટિપ્પણ:—ઉપચય–વૃદ્ધિભાવ; ઉત્તરત્ર–આગળ વિષે; પંચીકૃત–પંચીકરણ કરેલ; ઉપોદ્ઘાતતાએ કરીને–ઉપોદ્ઘાત સ્વરૂપે.

**वाक्यार्थः—**

જન્મને પ્રાપ્ત થયેલું નામ તથા આકૃતિને લબ્ધ થયેલું, જાતકર્મ–આદિ સંસ્કારોવડે મંત્રસંસ્કૃત એવું તે શરીર, પુનઃ ઉપનયન–સંસ્કારના યોગેં બ્રહ્મચારી સંજ્ઞક થાય છે.

તેજ શરીર, પત્નીયોગસંસ્કારના યોગેં ગૃહસ્થસંજ્ઞક થાય છે; તેજ શરીર, વનસ્થસંસ્કારવડે તાપસસંજ્ઞક થાય છે; તેજ શરીર, ક્રિયા–વિનિવૃત્તિ–નિમિત્તક સંસ્કાર વડે પરિવ્રાટ્સંજ્ઞક થાય છે; એમ એ રીતે શરીર, તારા આત્માથી ભિન્ન એવાં ભિન્ન જાતિ અન્વય તથા સંસ્કારવાળું ( થાય ) છે. ૨૧

**प० व्या०—**

'**लब्धनामाकृतिकम्**' ઇતિ પદાર્થવડે, '**जातम्**' પદની વ્યાખ્યા ( આપેલી છે );

ભૂતોપાદાનત્વ અને પિત્રાદિનિમિત્તકત્વ વડે શરીરનાં ભિન્નજાતિ-પણા તથા ભિન્નાન્વયપણાની ઉક્તિ કરી, હવે '**जातकर्मादिभिः**' ઇતિ પદાર્થ વડે શરીરના સંસ્કારનું કથન કરેલું છે. ૨૧

( **अव०** )—એ રીતે, શિષ્યને સ્થૂલશરીરના અભિમાનથી વ્યુત્થાપિત કરી તેના સૂક્ષ્મ શરીરાભિમાનનો પણ ત્યાગ કરાવી, તે ( સૂક્ષ્મ ) શરીરના પણ ભૌતિકત્વનું, '**मनश्च**' ઇત્યાદિ વાક્યાર્થ વડે કથન કરે છે:—

**मनश्चेन्द्रियाणि च नामरूपात्मकान्येव 'अन्नमयं हि सोम्य मनः' इत्यादिश्रुतिभ्यः ॥ २२ ॥**

---

*ટિપ્પણ:—મંત્રસંસ્કૃત–મંત્રપૂત; ક્રિયાવિનિવૃત્તિ–નિમિત્તક–કર્મસંન્યાસના નિમિત્તવાળો; ભૂતોપાદાનત્વ–પંચમહાભૂતોનું ઉપાદાનકારણપણું; પિત્રાદિનિમિત્તકત્વ–પિતા આદિ નિમિત્તરૂપ હોવાપણું: વ્યુત્થાપિત કરી–ચ્યુત કરાવી.

**वाक्यार्थः**—

'**अन्नमयं हि सोम्य मनः** અર્થ:–હે પ્રિયદર્શન! મન નિશ્ચે, અન્નમય છે,' ઇત્યાદિ શ્રુતિઓથી, મન અને ઇન્દ્રિયો કેવળ નામ-રૂપાત્મક છે. ૨૨

**प० व्या०**—

**नामरूपात्मकान्येव**=કેવળ ભૌતિક સ્વરૂપ; તત્ર, '**अन्नमय**' ઇતિ વાક્યાર્થવડે પ્રમાણ–કથન કરેલું છે; એથી, મન આદિ સૂક્ષ્મ-સંઘાત પણ આત્મા નથી; કેમકે, સ્થૂલ પદાર્થની પેઠે તે ભૌતિક રૂપે હોય છે એમ અર્થ છે. ૨૨

( **अव०** )—શરીર, કેવી રીતે ભિન્નજાત્યન્વય–સંસ્કારવાળું છે એમ આ પ્રશ્નના ઉત્તરનું અભિધાન કરી, અને 'હું કેવી રીતે જાત્ય-ન્વય–સંસ્કારથી વર્જિત છું' એવી શિષ્યોક્તિનો અનુવાદ કરી, '**कथं च**' ઇત્યાદિ વાક્યાર્થ વડે ઉત્તર–કથન કરે છે:—

**कथं चाहं भिन्नजात्यन्वयसंस्कारवर्जित इत्येतच्छृणु। योऽसौ नामरूपयोर्व्याकर्ता नामरूपधर्मविलक्षणः स एव नामरूपे व्याकुर्वन् सृष्ट्वेदं शरीरं स्वयं संस्कारधर्मवर्जितो नामरूपे इह प्रविष्टः अन्यैरदृष्टः स्वयं पश्यन् तथाऽश्रुतः शृण्वन्–अमतो मन्वानो–अविज्ञातो विजानन् 'सर्वाणि रूपाणि विचित्य धीरो नामानि कृत्वाऽभिवदन् यदास्ते' इति। अस्मिन्नर्थे श्रुतयः सहस्रशः 'तत्सृष्ट्वा तदेवानुप्राविशत्' अन्तः प्रविष्टः शास्ता जनानाम्'–'स एष इह प्रविष्टः' 'एष त आत्मा,' स एतमेव सीमानं विदार्यैतया द्वारा प्रापद्यत,' 'एष सर्वेषु**

---

*ટિપ્પણ:—સંઘાત=સમુદાય.

भूतेषु गूढोत्मा.' ' सेयं देवतैक्षत हन्ताहामिमास्तिस्रो देवताः' इत्याद्याः ॥ २३ ॥

**वाक्यार्थः—**

અને હું કેવી રીતે ભિન્ન એવાં જાતિ અન્વય તથા સંસ્કારથી વર્જિત છું એમ કહે તો, આ સાંભળ; જે આ નામરૂપનો વ્યાકર્તા નામરૂપ ધર્મથી વિલક્ષણ ( છે ) તેજ નામરૂપને વ્યાકૃત કરતો, આ શરીરને સર્જી સ્વયં સંસ્કારધર્મવર્જિત, અહીં નામરૂપે પ્રવિષ્ટ થઇ, અન્યવડે અદૃષ્ટ પોતે જોતો, તેમજ અશ્રુત એવો શ્રવણ કરતો, અમત એવો મનન કરતો, અવિજ્ઞાત એવો વિજ્ઞાનને પ્રાપ્ત કરતો, '**सर्वाणि रूपाणि विचित्य धीरो नामानि कृत्वाऽभिवदन् यदास्ते** અર્થઃ—સર્વ શરીરોને વિરચી ધીમાન્ ( તત્ર પ્રવેશ કરી ) નામોને રચી, ( હું દેવ છું, હું મનુષ્ય છું ) એમ અભિવાદન આદિ વ્યાપાર કરતો જે રહેલો હોય છે;

આ અર્થપરત્વે, '**तत्सृष्ट्वा तदेवानुप्राविशत्** અર્થઃ–તેને સર્જી તેણે જ અનુપ્રવેશ કરેલો,' '**अन्तः प्रविष्टः शास्ता जनानाम्** અર્થઃ—અન્તઃ પ્રવિષ્ટ, જનોનો શાસ્તા,' **स एष इह प्रविष्टः** અર્થઃ– તે આ અંહી પ્રવિષ્ટ થયલો,' '**एष त आत्मा** અર્થઃ—આ તારો આત્મા,' **स एतमेव सीमानं विदार्यैतया द्वारा प्रापद्यत** અર્થઃ– આજ શિરઃ–કપાલસંધિને વિદારી આ દ્વારા તે પ્રપન્ન થયલો,' '**एष सर्वेषु भूतेषु गूढोत्मा** અર્થઃ—આ સર્વભૂતો વિષે ગૂઢાત્મારૂપે છે,' **सेयं देवतैक्षत हन्ताहमिमास्तिस्रो देवताः** અર્થઃ—તે આ દેવતાએ ઇક્ષણ કર્યું અહો! હું આ ત્રણ દેવતા રૂપે છું,' ઇત્યાદિ હજારો શ્રુતિ છે. ૨૩

**प० व्या०—**

જે તો નામરૂપથી વિલક્ષણ પૂર્વોક્ત રીતે વિલક્ષણ નામરૂપા

---

*ટિપ્પણઃ—અભિવાદન–વાક્યોક્તિ; શાસ્તા–શાસન કરનાર.

ત્મક સર્વ ( જગત્ )નો સ્રષ્ટા, જાત્યન્વય-સંસ્કાર-વર્જિત, તેજ અવિકૃત એવો સરજેલા કાર્યકારણસંઘાતો વિષે પ્રવિષ્ટ થયલો જીવાત્મારૂપ છે એમ શ્રુતિસ્મૃતિ-પ્રસિદ્ધતાને લીધે તેને (તે પરમાત્માને) જાત્યન્વય સંસ્કારનો સંબંધ હોતો નથી એમ પ્રતિપાદન કરતાં, '**योऽसौ**' ઇત્યાદિ વાક્યાર્થવડે કથન કરેલું છે;

પક્ષી જેમ માળામાં પ્રવિષ્ટ થાય તેમ, જો પરમાત્મા જ આ શરીર વિષે પ્રવિષ્ટ હોય તો, તે સર્વ કોઇ વડે કેમ ઉપલબ્ધ થતો નથી એમ કહે તો તત્ર, '**अन्यैरदृष्टः**' ઇતિ પદાર્થવડે કથન કરેલું છે;

'**अदृष्टो द्रष्टा** અર્થઃ—અદ્રષ્ટ દ્રષ્ટારૂપ,' ઇત્યાદિ શ્રુતિ અંહી અર્થતઃ દર્શિત કરેલી છે;

જે સર્વનો વિજ્ઞાતા હોય તે સર્વાવભાસકતાને લીધે અન્યવડે અવભાસાતો નથી; તે વિદ્યમાન હોય છે જ; અંહી શરીરમાં તે પ્રવિષ્ટ થયલ છે એમ ભાવાર્થ છે;

'**सर्वाणि**' ઇતિ વાક્યાર્થ વડે અત્ર મંત્રોદાહરણ કરે છે:- **रूपो**-શરીરોને-વિરચી ( **विचित्य** ) ધીમાન્-સર્વજ્ઞ ( **धीरः** ) તત્ર પ્રવેશી, નામોને સંપાદન કરી, 'હું દેવ છું' 'હું મનુષ્ય છું' એમ અભિવાદન આદિ વ્યાપાર કરતો જે સ્થિત હોય છે તેને, '**वेदाहमेतं** અર્થ:—મેં તેને જાણેલો છે,' એમ પૂર્વાર્ધવડે અન્વય છે;

'**अस्मिन्नर्थे**' અર્થાત્ સ્રષ્ટાનોજ જીવરૂપે પ્રવેશ, આ વિષયમાં એમ અર્થ છે; '**तत्सृष्ट्वा**' ઇત્યાદિ વડે અત્ર બ્રાહ્મણવાક્યોનું ઉદાહરણ કરે છે; '**एष ते आत्माऽन्तर्याम्यमृतः** અર્થઃ—આ તારો આત્મા, અન્તર્યામી અમૃતસ્વરૂપ છે,' એમ વાક્યશેષ છે;

તેણે ઇક્ષણપૂર્વક જગતને સર્જી, આ જ પ્રસિદ્ધ શિરઃકપાલ-સંધિ ( **सीमानम्** ) ને ભેદી, ( **विदार्य** ) આ બ્રહ્મરન્ધ્રવાચ્ય

---

*ટિપ્પણઃ—સર્વાવભાસકતા-સર્વ પદાર્થને પ્રકાશાવવાપણું; શિરઃકપાલ-સંધિ-માથાની ખોપરી વિષેનું બ્રહ્મરન્ધ્ર.

છિદ્રવડે ( **द्वारा** ) પ્રપન્ન થયલો અર્થાત્, દેહમધ્યે પ્રવિષ્ટ થયલો; ઇત્યાદિ શ્રુતિઓ ( **इत्याद्याः** );

'**अन्तः प्रविष्टं कर्तारमेतं** ( **तै. आ. ३-११** ) અર્થઃ—આ અન્તઃ-પ્રવિષ્ટ કર્તાને, '**भर्ता सन् भ्रियमाणो बिभर्ति** ( **तै. आ. ३-१४** ) અર્થઃ—ભર્તા સતો ભરતો ધારણ કરે છે,' '**एको देवो बहुधा निविष्टः** અર્થઃ—એક દેવ બહુધા નિવિષ્ટ થયલ,' '**इन्द्रं मित्रं वरुणमग्निमाहुरथो दिव्यः स सुपर्णो गरुत्मान् । एकं सद्विप्रा बहुधा वदन्त्यग्निं यमं मातरिश्वानमाहुः** ( **ऋग्वेद १-१६४-१६८** ) અર્થઃ—તેને ઇન્દ્ર મિત્ર વરુણ અગ્નિરૂપે કહે છે; હવે તે સુંદર પાંખવાળો દિવ્ય ગરૂડ; એક સતાને, વિપ્રો અગ્નિ યમ માતરિશ્વા ( વાયુ ) એમ બહુધા વદે છે,' ઇત્યાદિ મંત્રબ્રાહ્મણવાદોનું પણ અત્ર સૂચન કરે છે.

(**अव०**)—'પરમાત્મા તેજ ક્ષેત્રજ્ઞ છે' એમ શ્રુત્યુક્ત અર્થ પરત્વે, '**स्मृतयोऽपीति**' ઇતિ વાક્યાર્થ વડે સ્મૃતિઓ પણ ઉદાહરણ કરે છે:—

**स्मृतयोऽपि 'आत्मैव देवताः सर्वाः' 'नवद्वारे पुरे देही' 'क्षेत्रज्ञं चापि मां विद्धि' 'समः सर्वेषु भूतेषु' 'उपद्रष्टानुमन्ता च' 'उत्तमः पुरुषस्त्वन्यः' 'अशरीरं शरीरेषु' इत्याद्याः । तस्मात् जात्यन्ध संस्कारवर्जितस्त्वभिति सिद्धम् ॥ २४ ॥**

**वाक्यार्थः**—

'આત્મા જ સર્વ દેવતા રૂપ છે,' 'નવદ્વારવાળી પુરી વિષે દેહી,' 'અને ક્ષેત્રજ્ઞ પણ મને જાણો,' 'સર્વભૂતો વિષે સમાન રૂપ,' 'ઉપદ્રષ્ટા અને અનુમન્તા રૂપ,' 'ઉત્તમ પુરૂષ તો અન્ય છે,' 'શરીરો મધ્યે અશરીરી,' ઇત્યાદિ સ્મૃતિઓ પણ ( પરમાત્મા તેજ

ક્ષેત્રજ્ઞ છે એમ ઉદાહરણુ કરે છે ) તેથી તું જાતિ, અન્વય, સંસ્કારથી વર્જિત છે એમ સિદ્ધ થયું. ૨૪

**प० व्या०**—

શરીર મધ્યે વર્તનાર હોય તથાપિ તેના શરીર ધર્મના અસંસ્પર્શિત્વ પરત્વે, '**अशरीरं शरीरेषु**' ઇતિ પદાર્થવડે શ્રુતિનું પ્રમાણ આપે છે;

**आदि** શબ્દાર્થ વડે, '**स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरं शुद्धमपापविद्धम् ( ईशा० ८ )** અર્થ:—તે સર્વવ્યાપક સ્વચ્છ કાયરહિત વ્રણુરહિત સ્નાયુરહિત શુદ્ધ અપાપવિદ્ધ છે, ' ઇત્યાદિ શ્રુતિનો બોધ થાય છે;

એ રીતે, શ્રુતિ સ્મૃતિ તથા ન્યાય વડે કરીને, આત્મા દેહાદિથી ભિન્ન અસંગ અને તે ( દેહાદિ ) થી અસંસ્પૃષ્ટ છે તેથી;

'**तस्मात्**' ઇતિ વાક્યાર્થ વડે પ્રકૃત વિષયનો ઉપસંહાર કરે છે. ૨૪

( **अव०** )—એ રીતે, પરમાત્માભેદોપદેશવડે કરીને જીવાત્માની જાત્યન્વય–સંસ્કાર–રાહિત્યતા કહેલી તેનો નિશ્ચય કરી, તત્ર '**स यदि**' ઇતિ વાક્યાર્થ વડે સ્વાનુભવવિરોધની શંકા કરે છે:—

**स यदि ब्रूयात्-अन्य एवाहमज्ञः सुखी दुःखी बद्धः संसारी—अन्योऽसौ मद्विलक्षणः असंसारी देवः तमहं बल्युपहारनमस्कारादिभिः वर्णाश्रमकर्मभिश्चाराध्य संसारसागरादुत्तितीर्षुरस्मि-कथमहं स एवेति ॥ २५ ॥**

**वाक्यार्थः**—

તે જો કહે કે—અજ્ઞ સુખી દુઃખી બદ્ધ સંસારી એવો હું કેવળ

---

*ટિપ્પણ:—અસંસ્પર્શિત્વ–સ્પર્શરહિતપણું; અપાપવિદ્ધ–અપાપલિપ્ત; પરમાત્માભેદોપદેશવડે–પરમાત્માથી અભેદ હોવાના ઉપદેશવડે.

અન્ય છું; મારાથી વિલક્ષણ આ અસંસારી દેવ, અન્ય છે; હું બલિ-ઉપહાર-નમસ્કાર-આદિ અને વર્ણાશ્રમ કર્મોવડે તે દેવની આરાધના કરી, સંસાર સાગરથી ઉત્તીર્ણ થવાની ઇચ્છાવાળો છું; હું ( સંસારી ) તે, તે ( અસંસારી દેવ ) જ કેમ હોઉં. ૨૫

**प० व्या०**—

સ્વાત્મા વિષે અજ્ઞત્વ આદિની અનુભવસિદ્ધતાને લીધે તદ્વિલક્ષણ એવા ઇશ્વરાત્મત્વની શ્રુતિ આદિવડે ઉક્તિ કરેલી છે તથાપિ, મને તે ( ઐક્યતા ) ની સંભાવના પ્રાપ્ત થતી નથી; કિન્તુ, હું તે ઉત્કૃષ્ટ ઇશ્વરને ભિન્ન સ્વરૂપે જ માનું છું કેમકે, તે ઇશ્વરને નિકૃષ્ટ સંસારી સ્વરૂપે જોનારાને પ્રત્યવાયાપત્તિ થાય છે.

એથી, તે દેવને સ્વકર્મ અને ભક્તિવડે આરાધી, તેના પ્રસાદથી હું મુક્તસંસાર થઇશ એમ મારી મતિ થાય છે એમ શિષ્યાભિપ્રાય છે એમ અર્થ છે.

( **अव०** )—' એમ મા વદ ' કેમકે, ભેદદર્શન પરત્વે જ પ્રત્યવાયશ્રવણ હોય છે; એમ ગુરૂ, '**नैवं सौम्य**' ઇતિ વાક્યાર્થ વડે ( શંકાનો ) પરિહાર કરે છે:—

**आचार्यो ब्रूयात्–नैवं सोम्य, प्रतिपत्तुमर्हसि प्रतिषिद्धत्वाद्भेदप्रतिपत्तेः। कथं प्रतिषिद्धा भेदप्रतिपत्तिरित्यत आह– 'अन्योऽसावन्योऽहमस्मीति न स वेद,' ब्रह्म तं परादाद्योऽन्यत्रात्मनो ब्रह्म वेद,' 'मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति,' इत्येवमाद्या ॥ २६ ॥**

---

*ટિપ્પણુ—ઇશ્વરાત્મત્વ–ઇશ્વર તથા જીવાત્માની ઐક્યતા; પ્રત્યવાયાપત્તિ–દોષાપત્તિ.

**वाक्यार्थः**—

હે પ્રિયદર્શન ! ભેદપ્રતિપત્તિની પ્રતિષિદ્ધતાને લીધે એ રીતે પ્રતિપાદન કરવું તને યોગ્ય ન હોય એમ આચાર્યે કહેવું;

ભેદપ્રતિપત્તિ કેવી રીતે પ્રતિષિદ્ધા હોય? એમ કહે એથી, કહે છે-' આ અન્ય છે, હું અન્ય છું એમ ( કહે ) તે જાણતો નથી, ' જે બ્રહ્મને આત્માથી અન્યત્ર હોવાનું જાણે છે તેને બ્રહ્મ, તત્ત્વવિમુખ કરે, ' ' જે અંહી ભિન્ન હોય તેમ જુવે તે મૃત્યુથકી મૃત્યુને પ્રાપ્ત થાય છે, ' ઇત્યાદિ શ્રુતિઓ ( એ રીતે ગ્રહણ કરાય છે. ) ૨૬

**प० व्या०**—

'**कथम्**' ઇત્યાદિવડે, સંગ્રહવાકયનું આક્ષેપ તથા સમાધાન-વડે વિવરણ કરે છે;

પ્રત્યક્ષસિદ્ધ ભેદનો, તદ્વિરૂદ્ધ પ્રમાણાંતરવડે કેવી રીતે પ્રતિષેધ થાય એમ આક્ષેપાર્થ છે;

અસંસારી ઇશ્વરની અપ્રત્યક્ષતાને લીધે, તેના ભેદનો સ્વાત્મા-પરત્વે પ્રત્યક્ષત્વાભાવ હોય છે તેથી, સુખિત્વાદિ અનુભવની ઉપપત્તિ પણ ભ્રાંતિમૂલક હોય છે એટલે, તે યુક્તિના બળથી ભેદાધ્યવસાયનો અયોગ સિદ્ધ થાય છે; સિદ્ધાર્થશ્રુતિનિષિદ્ધ ( એવો ) ભેદ, અન્ય પ્રકારે પ્રમાણને યોગ્ય નથી એમ સમાધનનો અભિપ્રાય છે;

વળી, મદ્વિલક્ષણ એવો આ પરમેશ્વર અન્ય છે, હું તદ્વિ-લક્ષણ કેવળ સંસારી તે અન્ય છું એમ જે અન્ય દેવતાની ઉપાસના કરે છે–તેને તાત્પર્યસ્વરૂપે જુવે છે–તે તત્ત્વને જાણતો નથી એમ ભેદદર્શનની અવિદ્યામૂલતાની ઉક્તિ કરી, '**यथा पशुरेवं स देवानाम्** અર્થ:–એમ તે દેવોનો જેમ પશુ હોય એમ તેની દેવપશુત્વ–પ્રાપ્તિને દર્શાવે છે તે યોગ્ય છે; નિશ્ચે, પરાધીન–આત્મત્વથી અન્ય દૈન્યતા વા કષ્ટતા હોતી નથી;

---

*ટિપ્પણ:–ભેદપ્રતિપત્તિ–ભેદજ્ઞાન; ભેદાધ્યવસાય–ભેદનિશ્ચય; સિદ્ધાર્થશ્રુતિ-નિષિદ્ધ–જીવાત્મા તથા પરમાત્માનો અભેદ છે એમ સિદ્ધાંતવડે નિષિધેલ.

તેજ પ્રકારે, જે આત્માથી અન્યત્ર—આ અન્ય જ છે—એમ **બ્રહ્મ**—બ્રાહ્મણજાતિ—ને આત્માથી કેવળ પૃથક્‌સ્વરૂપે હોવાનું જાણે છે તેને તેજ **બ્રહ્મ**—બ્રાહ્મણત્વજાતિ—તત્ત્વવિમુખ કરે ( **परादात्=पराकुर्यात्** ); અર્થાત્, આત્મસ્વરૂપ એવા મને અનાત્મતયા જુવે છે એમ કેવળ મારો દ્વેષ કરે છે; કાંઇયે હિતાવહન કરતો નથી એમ અર્થ છે;

એ રીતે, ' **क्षत्रं तं परादात्** અર્થઃ—ક્ષત્રિયજાતિ તેને તત્ત્વવિમુખ કરે, ' ઇત્યાદિ, ' **सर्वं तं परादात्** અર્થઃ—સર્વ તેને તત્ત્વવિમુખ કરે, ' ઇત્યન્ત ઉદાહરણ દ્રષ્ટવ્ય છે;

આત્માપરત્વે ( **इह** ) જે નાનાસ્વરૂપ હોય તેમ જુવે; **इव** શબ્દ નાનાત્વદર્શનના આભાસત્વનો દ્યોતનાર્થક છે; તે એક સંસારથી બીજા સંસારને ( **मृत्योः मृत्युम** ) અર્થાત્ કેવળ અનર્થ—પરમ્પરાને પ્રાપ્ત થાય છે એમ અર્થ છે;

**इत्येवमाद्याः**—ઇતિ પદાર્થવડે, ' **नेह नानास्ति किंचन** અર્થઃ—અંહી, કાંઇ પણ પદાર્થ નાનારૂપે નથી, ' ' **उदरमन्तरं कुरुते । अथ तस्य भयं भवति**—અર્થઃ—ઇષત્ ભેદને કરે છે તેને તદનન્તર ભય પ્રાપ્ત થાય છે,' (**तै०** ૨—૭) ઇત્યાદિ શ્રુતિઓનું ગ્રહણ કરાય છે. ૨૬

( **अव०** )—ઉદાહરણ કરેલી શ્રુતિઓ, ભેદદર્શનમાત્રને નિષિધે છે એમ નહિ કિન્તુ, ભેદદર્શીને અનર્થ—પ્રાપ્તિરૂપ પ્રત્યવાયનું પણ આવેદન કરે છે એમ, ' **एता एव** ' ઇતિ વાક્યાર્થવડે કહે છે:—

**एता एव श्रुतयो भेदप्रतिपत्तेः संसारगमनं दर्शयन्ति ॥२७॥**

**वाक्यार्थः**—

આજ શ્રુતિઓ, ભેદપ્રતિપત્તિથી સંસારગમનને દર્શાવે છે. ૨૭

( **अव०** )—ભેદદૃષ્ટિને નિન્દી, અભેદદૃષ્ટિની ફલવત્તાએ કરીને

---

*ટિપ્પણ:—નાનાત્વદર્શન—ભેદદર્શન; આભાસત્વ—આભાસપણું; આવેદન—નિરૂપણ;

પ્રશંસા કરતાં, તે અભેદદષ્ટિની જ ઉપાદેયતાને, ' **अभेदप्रतिपत्तेश्च**
ઇત્યાદિ વાક્યાર્થવડે દર્શાવે છેઃ—

**अभेदप्रतिपत्तेश्च मोक्षं दर्शयन्ति सहस्रशः ' स आत्मा-तत्त्वमसि,' इति परमात्मभावं विधाय ' आचार्यवान्पुरुषो वेद ' इत्युक्त्वा ' तस्य तावदेव चिरम् ' इति मोक्षं दर्शयन्त्यभेदविज्ञानादेव सत्याभिसंधस्यातस्करस्येव दाहाद्यभाववत् संसाराभावं दर्शयन्ति दृष्टान्तेन—भेददर्शनादसत्याभिसंधस्य संसारगमनं दर्शयन्ति तस्करस्येव दाहादिदृष्टान्तेन ॥ २८ ॥**

**वाक्यार्थः**—

અને અભેદપ્રતિપત્તિથી તે શ્રુતિઓ સહસ્રશઃ મોક્ષદર્શન કરાવે છે: ' તે આત્મા તે તું છે ' એમ પરમાત્મભાવનું વિધાન કરી, ' આચાર્યસંપન્ન પુરૂષ ( જ્ઞાનને ) પામે છે એમ ઉક્તિ કરી, ' તેનું ત્યાં લગી જ ચિરકાલપર્યન્ત, ' એમ મોક્ષને દર્શાવતી અભેદ–વિજ્ઞાનથી જ, સત્યાભિસંધાન કરનાર અતસ્કર પુરૂષને દાહાદિનો અભાવ હોય તેમ દૃષ્ટાંતવડે સંસારાભાવને દર્શાવે છે; ભેદદર્શનથી અસત્યાભિસંધાન કરનારને, તસ્કરને દાહાદિ દૃષ્ટાંતવડે જેમ તેમ, સંસારગમન દર્શાવે છે. ૨૮

**प० व्या०**—

તત્ર શ્રુત્યેકદેશનું ઉદાહરણ કરી, ' **स आत्मा** ' ઈત્યાદિવડે વ્યાખ્યાન કરે છે; ત્યાં જ, અન્વયવ્યતિરેકોપપત્તિપરાયણ એવા શ્રુત્યર્થનું ઉદાહરણ કરતાં, ઉક્ત અર્થને, **अभेदविज्ञानात् एव** અર્થઃ—અભેદ–વિજ્ઞાનથી જ, ઇતિ વાક્યાર્થવડે દૃઢાવે છે; અર્થાત્, '**पुरुषं सौम्योत हस्तगृहीतमानयन्ति छां ६–१६–१** અર્થઃ—હે પ્રિય-

*ટિપ્પણુઃ—ઉપાદેયતા—ગ્રાહ્યતા; શ્રુત્યેકદેશ—શ્રુતિનો એક ભાગ; અન્વય વ્યતિરેકોપપત્તિપરાયણ—અન્વય તથા વ્યતિરેક રૂપી યુક્તિ, તત્પરાયણ.

દર્શન ! વળી, તેઓ હસ્તગૃહીત પુરૂષને આનયન કરે છે,' એમ ખંડ વિષે આ અર્થને દર્શાવે છે.

( **અવ૦** ) સુષુપ્તિ વિષે પરમાત્મા પરત્વે અભેદસંપત્તિ થાય તથાપિ, તેજ પ્રકારે જ્ઞાનાભાવના અપરાધથીજ શ્રુતિ, પુનરપિ વ્યાઘ્રાદિભાવે ઉત્થાન પામેલાને સંસારનો અવિચ્છેદ પ્રાપ્ત હોય છે એમ દર્શાવે છે; પરમાત્માના અભેદવડે કેવળ આત્મજ્ઞાન, તે મોક્ષના હેતુરૂપે હોય છે એમ સૂચવે છે એમ અભિપ્રાયે, **' त इह व्याघ्रो वा '** ઇત્યાદિવડે કહે છે:—

**' त इह व्याघ्रो वा ' इत्यादिना च अभेददर्शनात् ' स स्वराड्भवति ' इत्युक्त्वा तद्विपरीतेन भेददर्शनेन संसारगमनं दर्शयान्त–' अथ येऽन्यथाऽतो विदुरन्ये राजानस्तेऽक्षय्यलोका भवन्ति ' इति प्रतिशाखम् । तस्मात् मृषैवैवमवादीः ब्राह्मण-पुत्रोऽदोन्वयः संसारी परमात्मविलक्षण इति ॥ २९ ॥**

**वाक्यार्थः**—

વળી, **' त इह व्याघ्रो वा '** અર્થ:–તેઓ અંહી વ્યાઘ્ર,' ઇત્યાદિ વાક્યાર્થવડે અભેદદર્શન સિદ્ધ છે તેથી ' તે સ્વરાટ્રૂપ થાય છે, ' એમ ઉક્તિ કરી, તદ્વિપરીત એવા ભેદદર્શનવડે, ' હવે જેઓ એથી અન્યથા જાણે છે તેઓ અન્યરાજાવશવર્તી એવા, ક્ષય્ય લોકને પ્રાપ્ત થનારા હોય છે' એમ પ્રત્યેક શાખા સંસારગમનને દર્શાવે છે;

તેથી, હું બ્રાહ્મણપુત્ર, આ વંશનો, સંસારી, પરમાત્માથી વિલક્ષણ છું એમ તેં એ રીતે વૃથા વાદ કરેલો. ૨૯

**प० व्या०**—

**' अभेददर्शनात् स स्वराट् '** ઇત્યાદિ વાક્યાર્થવડે, અત્રૈવ ઊદાહરણાન્તરનું કથન કરેલું છે;

---

*ટિપ્પણઃ—અભેદસંપત્તિ–અભેદસિદ્ધિ; અવિચ્છેદ–અનુપરામ; સંસાર-ગમન–સંસારપ્રાપ્તિ.

'**यदा ह्येवैष एतस्मिन्नदृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयनेऽभयं प्रतिष्ठां विन्दते अथ सोऽभयं गतो भवति** અર્થ:-નિશ્ચે, આ જ્યારે આ અદૃશ્ય અશરીરી અનિરૂક્ત અનિલયન એવા બ્રહ્મતત્ત્વ વિષે પ્રતિષ્ઠાને પ્રાપ્ત કરે છે તદનન્તર તે અભયને પ્રાપ્ત થાય છે,' '**यदा ह्येवैष एतस्मिन्नुदरमन्तरं कुरुते अथ तस्य भयं भवति** (तै. उ. २-७) અર્થ:-જ્યારે આજ પુરૂષ નિશ્ચે, આ બ્રહ્મ વિષે ઇષત્ માત્ર અન્તર-ભેદ-કરે છે તદનન્તર તેને ભય થાય છે,' ઇત્યાદિ શ્રુતિઓ પણ ઉદાહરણ કરવાયોગ્ય છે એમ, '**इति प्रतिज्ञातम्**' ઇતિ પદાર્થવડે કહેલું છે;

જે કારણે, એ રીતે ભેદદર્શનની નિન્દા અને અભેદદર્શનની સ્તુતિવડે જીવને બ્રહ્માભેદ અવધારિત કરેલો છે એથી, બ્રાહ્મણુત્વ આદિ અભિમાનનું આત્માવિષે મિથ્યા-દૃષ્ટિત્વ સિદ્ધ છે; '**तस्मात्**' ઇતિ પદાર્થવડે પ્રકૃત વિષયનો ઉપસંહાર કરે છે. ૨૯

(**अव०**)-તે દેવની બલિદાન-ઉપહાર-નમસ્કાર-આદિ વર્ણાશ્રમનાં કર્મોવડે આરાધના કરી એમ જે કહેલું, તે દૃષ્ટિ પણ, કેવળ ભેદદર્શનના અપવાદથી જ સમ્યગ્દૃષ્ટિ નથી એમ, '**तस्मात्प्रतिषिद्धत्वात्**' ઇતિ વાક્યાર્થવડે કહે છે:—

**तस्मात् प्रति[illegible]द्भेददर्शनस्य भेदविषयत्वाच्च कर्मोपादानस्य कर्मसाधनत्वाच्च यज्ञोपवीतादेः कर्मसाधनोपादानस्य परमात्माऽभेदप्रतिपत्त्या प्रतिषेधः कृतो वेदितव्यः। कर्मणां तत्साधननानां च यज्ञोपवीतादीनां परमात्माभेदप्रतिपत्तिविरुद्धत्वात्। संसारिणो हि कर्माणि विधीयन्ते तत्साधनानि च**

*ટિપ્પણ:—અનિલયન-આશ્રયરહિત; બ્રહ્માભેદ-બ્રહ્મ સાથે અભેદ; અવધારિત-નિશ્ચિત;

**यज्ञोपवीतादीनि न परमात्मनोऽभेददर्शिनः । भेददर्शनमात्रेण च ततोऽन्यत्वम् ॥ ३० ॥**

**वाक्यार्थः—**

તેથી ભેદદર્શનની પ્રતિષિદ્ધતા અને કર્મોપાદાનની ભેદવિષયતા અને યજ્ઞોપવીત આદિની કર્મસાધનતાને લીધે, કર્મ તથા કર્મસાધનના ઉપાદાનનો પરમાત્મા સાથે અભેદપ્રતિપત્તિએ કરીને પ્રતિષેધ કરેલો ( છે એમ ) વેદિતવ્ય છે; કેમકે, કર્મો અને તત્સાધનભૂત એવાં યજ્ઞોપવીત આદિની પરમાત્માભેદપ્રતિપત્તિથી વિરૂદ્ધતા હોય છે તેથી;

નિશ્ચે, સંસારીના અર્થ, કર્મો અને તત્સાધનભૂત એવાં-યજ્ઞોપવીતાદિનું વિધાન કરાય છે; પરમાત્માના અભેદદર્શીના અર્થ નહિ; અને ભેદદર્શનમાત્ર વડે તેથી ( પરમાત્માથી ) સંસારીનું અન્યત્વ હોય છે. ૩૦

**प० व्या०—**

ક્રિયા કારક અને ફલભેદના આશ્રય વિના કર્મસ્વરૂપની અસિદ્ધિ હોય છે એમ અર્થ છે;

'**यज्ञोपवीत्येवाधीयीत याजयेद्यजेत वा** तै. आ. २-१. અર્થ:-કેવળ યજ્ઞોપવીતીએ અધ્યયન કરવું યજન કરાવવું વા યજન કરવું' એમ શ્રુતિથી યજ્ઞોપવીતધારણ આદિનો કર્મસાધનત્વરૂપે અવગમ હોવાથી, સાધ્યકર્મના અભાવે તત્સાધનનો પરિગ્રહ નિરર્થક છે એમ અભિપ્રેત થઈ, કર્મસાધન '**कर्मसाधनत्वाच्चयज्ञोपवीतादेः**' ઇતિ પદાર્થવડે કહેલું છે;

કર્મ તથા સાધનનું ઉપાદાન=**कर्मसाधनोपादान**, **तस्य** એમ વિગ્રહ છે;

અભેદપ્રતિપત્તિમાત્રે કરીને કર્મ તથા તત્સાધનના પ્રતિષેધની સિદ્ધિ

---

*ટિપ્પણ:-ભેદવિષયતા-ભેદના વિષયરૂપ હોવાપણું.

કેવી રીતે થાય કેમકે, કર્મને પણ અભેદપ્રતિપત્તિસંભવ હોય છે તેથી એમ આશંકા કરી, '**कर्मणाम्**' ઇતિ વાકયાર્થવડે કહેલું છે; અર્થાત્, 'હું બ્રહ્મ છું' અને 'હું કર્તા છું,' એમ વિરૂદ્ધપ્રતિપત્તિના સમુચ્ચયનો એક પુરૂષ પરત્વે અયોગ હોય છે તેથી;

જો આમ હોય તો અધિકારીના અભાવથી, નિરાલંબન એવું કર્મકાંડ અપ્રમાણ થાય એમ નહિ એમ, '**संसारिणो हि**' ઇતિ પદાર્થવડે કહેલું છે; **संसारिणः**=જાત્યાદિ અભિમાનવાળાને; પરમાત્માના અભેદદર્શીને નહિ એમ અર્થ છે;

સંસારીનું પણ પરમાત્માથી અનન્યત્વ હોવાથી, તેને કેવી રીતે કર્મવિધિ પ્રાપ્ત હોય એમ કહે એથી, '**भेददर्शनमात्रेण च ततोऽन्यत्वम्**' ઇતિ વાક્યાર્થવડે કહે છે;

વસ્તુવૃત્ત્યા કર્મવિધિને ભેદાપેક્ષા હોતી નથી એમ ભાવ છે. ૩૦

(**अव०**)-બ્રહ્માત્મૈક્યની પ્રતિપત્તિએ કરીને કર્મો તથા તત્સાધનોનો શ્રુતિવડે પ્રતિષેધ કરેલો છે એમ જે કહેલું છે તેને, '**यदि कर्माणि**' ઇત્યાદિવડે વ્યતિરેકમુખે સિદ્ધ કરે છે:—

**यदि कर्माणि कर्तव्यानि न निवर्तयिषितानि कर्मसाधनासंबंधिनः कर्मनिमित्तजात्याश्रमाद्यसंबंधिनश्च परमात्मनश्च आत्मनैवाभेदप्रतिपत्तिं नावक्ष्यत् 'स आत्मा तत्त्वमसि' इत्येवमादिभिर्निश्चितरूपैर्वाक्यैः, भेदप्रतिपत्तिनिन्दां च नाभ्यधास्यत् 'एष नित्यो महिमा ब्राह्मणस्य' अनन्वागतं पुण्येनान्वागतं पापेन, अत्र स्तेनोऽस्तेनः' इत्यादिना ॥ ३१ ॥**

**वाक्यार्थः**—

જો કર્તવ્ય કર્મો નિવૃત્ત કરવાનું ઇષ્ટ ન હોય તો, કર્મસાધનના અસંબંધી અને કર્મનિમિત્તક જાતિ તથા આશ્રમ આદિના અસંબંધી એવા

---

*ટિપ્પણ:—નિરાલંબન—આશ્રયરહિત; વસ્તુવૃત્ત્યા—વસ્તુવૃત્તિએ કરીને.

પરમાત્માની, '**स आत्मा त ‌‌ ‌मसि** અર્થઃ–તે આત્મા તું છે' એમ ઇત્યાદિ એ રીતનાં નિશ્ચિતરૂપ વાક્યોવડે કેવળ આત્મા સાથે અભેદ-પ્રતિપત્તિનું કથન ન કરત, અને '**एष नित्यो महिमा ब्राह्मणस्य** અર્થઃ–બ્રાહ્મણનો આ નિત્ય મહિમા છે,' '**अनन्वागतं पुण्येनानन्वागतं पापेन, अत्र स्तेनोऽस्तेनः** અર્થઃ–પુણ્યવડે અનન્વાગત, પાપવડે અનન્વાગત, અત્ર સ્તેન અસ્તેન,' ઇત્યાદિવડે ભેદપ્રતિપત્તિ–નિન્દાનું અભિધાન કરત નહિ. ૩૧

**प० व्या०**—

**परमात्मनश्च** ઇતિ **च**કારથી, આત્માની કેવળ બ્રહ્મ સાથે અભેદપ્રતિપત્તિ છે એમ યોગ્ય છે;

**एवमादिः** ઇતિ 'હું બ્રહ્મ છું' ઇત્યાદિ વાક્યનું ગ્રહણ કરાય છે; **निश्चितरूपैः वाक्यैः**=સંવાદિ તથા વિસંવાદિ પ્રમાણાન્તરવડે અસિદ્ધ-વિષયતા સતે, અને અનન્ય શેષતાએ કરીને સ્વાર્થૈકપરત્વવડે નિર્ણિત સ્વભાવવાળાં, તેવડે એમ અર્થ છે;

'અને ભેદપ્રતિપત્તિનિંદાનું **मृत्योः स मृत्युम्** **(कठ. २–४–१०.)** અર્થઃ–તે એક મૃત્યુથી બીજા મૃત્યુને,' ઇત્યાદિ વાક્યોવડે, એમ શેષ ( અધ્યાહાર્ય ) છે.

**ब्राह्मणस्य**–બ્રહ્મવેત્તાનો; '**स ब्राह्मणः** અર્થઃ–તે બ્રાહ્મણ,' એમ શ્રુતિથી તે, નિશ્ચે મુખ્ય બ્રાહ્મણ છે એમ અર્થ છે. ૩૨

**(अव०)**–'**कर्मासंबंधि**' ઇત્યાદિ વાક્યાર્થવડે, ઉદાહૃતવાક્યોના તાત્પર્યનું ક્રમે કરીને કથન કરે છે:—

**कर्मासंबंधिस्वरुपत्वं कर्मनिमित्तवर्णाद्यसंबंधरूपतां च नाभ्यधास्यत् कर्माणि च कर्मसाधनानि च यज्ञोपवीतादी [illegible] [illegible]षितानि तस्मात् ससाधनं कर्म परित्यक्तव्यं**

---

*ટિપ્પણ:—અનન્વાગત–અયુક્ત–અસંગત.

**मुमुक्षुणा. परमात्म ऽभेददर्शनविरोधात् आत्मा च पर एवेति प्रतिपत्तव्यो यथाश्रुत्युक्तलक्षणः ॥ ३२ ॥**

**वाक्यार्थः—**

કર્મો અને યજ્ઞોપવીત આદિ કર્મસાધનો જો પરિત્યાગ કરવાને ઇષ્ટ ન હોય તો, કર્માસંબંધિ સ્વરૂપતાનું અને કર્મનિમિત્તક વર્ણાદિની અસંબંધરૂપતાનું અભિધાન કરત નહિ; તેથી, કર્મને પરમાત્માના અભેદ દર્શનથી વિરોધ હોવાથી, સાધનસહિત કર્મ, મુમુક્ષુવડે પરિત્યક્તવ્ય છે. અને યથાશ્રુત્યુક્તલક્ષણ આત્મા, તે જ પરમાત્મા છે એમ પ્રતિપત્તવ્ય છે. ૩૨

**प० व्या०—**

જો કર્માદિ પરિત્યાગ કરવાં ઇષ્ટ ન હોય તો, એ રીતે સર્વ કહેલું તેનું અભિધાન કરત નહિ એમ સંબંધ છે; શ્રુતિ તો તે અર્થનું અભિધાન કરે છે એથી, બ્રહ્માત્મજ્ઞાનની ઇચ્છા કરનારાએ કર્માદિનો પરિત્યાગ કરવો યોગ્ય છે એમ, '**तस्मात्**' ઇતિ પદાર્થવડે કહેલું છે.

(**अथ०**)–એ રીતે, આગમના અવષ્ટંભવડે નિરૂપિત એવા તે બ્રહ્માત્મૈક્યની, યુક્તિવડે પણ વ્યવસ્થાપન કરવા અર્થ ઉત્તર ગ્રંથ છે; તત્ર, આક્ષેપ્તા એવો શિષ્ય, વિરૂદ્ધધર્મસંસર્ગિતાને લીધે શીતોષ્ણવત્ જીવ અને પરમાત્મા વસ્તુતઃ ભિન્ન છે એમ અનુમાનવડે પ્રત્યવસ્થિત થાય છે એમ, '**स यदि**' ઇત્યાદિ વાક્યાર્થવડે કહે છેઃ–

**स यदि ब्रुयात् भगवन्, दह्यमाने छिद्यमाने वा देहे प्रत्यक्षा-वेदना–अशनायादिनिमित्तं च प्रत्यक्षं दुःखं मम। परश्चायमात्मा, 'अयमात्माऽपहतपाप्मा विरजो विमृत्युर्विशोको विजिघत्सोऽपिपासः सर्वगन्धरसवर्जितः' इति श्रूयते सर्वश्रुतिषु**

---

*ટિપ્પણઃ—પરિત્યક્તવ્ય–પરિત્યાગ કરવાયોગ્ય; પ્રતિપત્તવ્ય–સિદ્ધ કરવાયોગ્ય; આગમ–શાસ્ત્ર; અવષ્ટંભ–અવલંબન; આક્ષેપ્તા–આક્ષેપ કરનાર; પ્રત્યવસ્થિત–સામો વિરોધ કરનાર.

स्मृतिषु च। कथं तद्विलक्षणः अनेकसंसारधर्मसंयुक्तः परमात्मानमात्मत्वेन च मां संसारिणं परमात्मत्वेन अग्निमिव शीतत्वेन प्रतिपद्येयम्। संसारी च सन् सर्वाभ्युदयनिःश्रेयस साधने अधिकृतः अभ्युदयनिःश्रेयससाधनानि कर्माणि-तत्साधनानि च यज्ञोपवीतादीनि कथं परित्येजेयमिति ॥ ३३ ॥

**वाक्यार्थः—**

તે જો એમ કહે હે ભગવન્! દેહ દહન થતાં વા છેદાતાં, તે વિષે વેદના પ્રત્યક્ષ હોય છે અને મને અશનાયાદિ નિમિત્તક દુઃખ પ્રત્યક્ષ થાય છે; અને આ આત્મા પરસ્વરૂપ છે, અને '**अयमात्माऽपहत पाप्मा विरजो विमृत्युर्विशोको विजिघत्सोऽपिपासः सर्व गन्धरसवर्जितः** અર્થઃ—આ આત્મા પાપવર્જિત, રજરહિત, શોકરહિત, અશનાયારહિત, પિપાસારહિત, સર્વગન્ધરસવર્જિત, એમ સર્વશ્રુતિઓ અને સ્મૃતિઓ વિષે શ્રવણ કરાય છે; તદ્વિલક્ષણ અનેકસંસારધર્મ સંયુક્ત એવો હું, અગ્નિને જેમ શીતત્વવડે પ્રતિપાદન કરીએ તેમ, પરમાત્માને આત્મસ્વરૂપે અને મને સંસારીને પરમાત્મસ્વરૂપે કેવી રીતે પ્રતિપાદન કરૂં?

અને હું સંસારી સતો અભ્યુદય અને નિઃશ્રેયસનાં સર્વસાધન-પરત્વે અધિકૃત એવો, અભ્યુદય અને નિઃશ્રેયસનાં સાધનરૂપ કર્મોનો અને તેનાં સાધનરૂપ યજ્ઞોપવીત આદિનો કેવી રીતે પરિત્યાગ કરૂં? ૩૩

**प० व्या०—**

એ રીતે, વિરૂદ્ધધર્મવત્ત્વ–હેતુનું ઉપપાદન કરીને, '**कथं तद्विलक्षण**' ઈતિ પદાર્થવડે અનુમાન–કથન કરે છે;

એમ સતે, ભેદની તાત્ત્વિકતાવડે કરીને, કર્મ તથા તત્સાધનના

*ટિપ્પણઃ—અશનાયારહિત–ક્ષુધા રહિત; તાત્ત્વિકતા–યથાર્થતા.

પરિત્યાગાત્મક એવા સંન્યાસનો અવસર નથી એમ, '**संसारी च**' ઇતિ પદાર્થવડે કથન કરે છે. ૩૩

(**अव०**)–તત્ર, તે અનુમાન પરત્વે '**तं प्रति ब्रूयात्**' ઇત્યાદિ વાક્યાર્થવડે તાવત્ હેત્વસિદ્ધિ દર્શાવવા ઉપક્રમ કરે છેઃ—

**तं प्रति ब्रूयात्–यदवोचो दह्यमाने छिद्यमाने वा देहे–प्रत्यक्षा वेदनोपलभ्यते ममेति तदसत्। कस्मात्। दह्यमाने छिद्यमान इव वृक्षे उपलब्धुरुपलभ्यमाने कर्मणि शरीरे दाहच्छेद वेदनाया उपलभ्यमानत्वात् दाहादिसमानाश्रयैव वेदना। यत्र हि दाहः छेदो वा क्रियते तत्रैव व्यपदिशति दाहादिवेदनां लोकः न वेदनां दाहाद्युपलब्धरीति। कथं। क्वते वेदनेति पृष्ठः शिरसि मे वेदना उरसि उदरे इति वा यत्र दाहादिस्तत्रैव व्यपदिशति न तूपलब्धरीति। यद्युपलब्धरि वेदना स्यात् वेदनानिमित्तं वा दाहाच्छेदादि वेदनाश्रयत्वेनो (नव्य) पदिशेदाहाद्याश्रयवत् ॥ ३४ ॥**

**वाक्यार्थः—**

તેના પ્રતિ કહેવું—તે જે કહ્યું કે દેહનું દહન વા છેદન થતાં, મને પ્રત્યક્ષા વેદના ઉપલબ્ધ થાય છે તે અસત્ય છે; શાથી? દહન તથા છેદન થતા વૃક્ષની પેરે, ઉપલબ્ધાના ઉપલબ્ધ થતા કર્મ રૂપ શરીર પરત્વે દાહ તથા છેદન–વેદના ઉપલબ્ધ થતી હોવાથી, તે દાહચ્છેદાદિ વેદના કેવળ દાહાદિ–સમાનાશ્રયા હોય છે;

નિશ્ચે, યત્ર દાહ વા છેદ કરાય તત્રૈવ લોક દાહાદિવેદનાનો વ્યપદેશ કરે છે; દાહાદિના ઉપલબ્ધા પરત્વે તે વેદનાનો વ્યપદેશ કરતા નથી; કેવી રીતે? તને કયાં વેદના થાય છે એમ પૃચ્છા કરાયલ

---

*ટિપ્પણઃ—હેત્વસિદ્ધિ–હેતુની અસિદ્ધિ; દાહાદિસમાનાશ્રયા–દાહાદિ જ્યાં આશ્રિત હોય ત્યાં આશ્રય કરનાર; ઉપલબ્ધા–સોપાધિક આત્મા; વેદનાને પ્રાપ્ત કરનાર;

( મનુષ્ય ), મને વક્ષસ્થલ વિષે વા ઉદર વિષે વેદના થાય છે એમ યત્ર દાહાદિ હોય તત્રૈવ ( વેદનાનો ) વ્યપદેશ કરે છે, ઉપલબ્ધા પરત્વે નહિ;

વેદના જો ઉપલબ્ધા પરત્વે (ઉપલબ્ધ) હોય તો, (લોક) દાહ આદિના આશ્રય (રૂપ દેહની) પેરે દાહ તથા ચ્છેદાદિ વેદનાનિમિત્તના વેદનાશ્રયત્વવડે (ઉપલબ્ધાનો) ઉપદેશ વા વ્યપદેશ કરે. ૩૪

**प० व्या०**—

'જીવ–પરમાત્મા' ઇતિ પદાર્થવડે શું ઉપાધિભેદવિશિષ્ટ વસ્તુનો યથા પ્રતિપત્તિ નિર્દેશ કરાય છે, કિંવા ચૈતન્યમાત્રાકારે ? આદ્ય પક્ષ પરત્વે, બાધ તથા વ્યભિચાર પ્રાપ્ત થાય; કેમકે આકાશભેદવત્ ઔપાધિક ભેદની અવાસ્તવતા હોય છે અને ભેદમાત્રસાધનપરત્વે, સિદ્ધ–સાધનતા હોય છે તેથી એમં અભિપ્રેત થઇ, દ્વિતીય પક્ષ પરત્વે અસિદ્ધિ–ઉક્તિ કરીને '**तदसत्कस्मात्**' ઇત્યાદિ વાક્યાર્થવડે તે (અસિદ્ધિ)ને ઉપપાદન કરે છે;

વૃક્ષની પેરે દહન કરાતા છેદન કરાતા એવા શરીર પરત્વે દાહચ્છેદન–વેદનાની ઉપલભ્યમાનતા હોય છે તેથી દાહચ્છેદાદિ વેદના, કેવળ દાહાદિ–સમાનાશ્રયા હોય છે એમ ( વાક્ય ) યોજના છે;

કેવળ શરીર પરત્વે તે વેદનાની ઉપલબ્ધૃતાની શંકા થાય તે વારવાને, '**कर्मणि**' ઇતિ પદાર્થવડે તે શરીરને વિશિષ્ટ કરે છે; '**उपलब्धुरूपलभ्यमान**' ઇતિ પદાર્થવડે કર્મત્વને સિદ્ધ કરે છે.

'**यत्र हि**' ઇતિ પદાર્થવડે લોકપ્રસિદ્ધિ વડે ઉક્ત અર્થને દ્રઢાવે છે; '**कथं**' ઇત્યાદિવડે, તત્રૈવ અનુભવનો પણ પ્રશ્નપૂર્વક અભિનય કરે છે;

પુનઃ, '**यदि उपलब्धरि**' ઇતિ વાક્યાર્થવડે તેનુંજ વ્યતિરેક મુખેં ઉપપાદન કરે છે;

---

*ટિપ્પણ:—યથાપ્રતિપત્તિ–પ્રતિપત્તિપૂર્વક; અવાસ્તવતા–અયથાર્થતા; અભિનય–વ્યક્તપણું.

'**उपदिशेत्**' ઇતિ આ પદની પૂર્વે '**उपलब्धारम्**' એમ અધ્યાહાર છે; જો ઉપલબ્ધા પરત્વે વેદના પ્રાપ્ત હોય તો (લોક,) દાહાદિના આશ્રયભૂત એવા દેહદેશવત્ વેદનાના નિમિત્તરૂપે દાહચ્છેદાદિવડે જન્મતી વેદનાના આશ્રયત્વવડે (ઉપલબ્ધાને) ઉપદેશે; તે એ રીતે ઉપદેશાતો ઉપલબ્ધ નથી એથી, વેદના કેવળ દાહચ્છેદાદિસમાનાશ્રયા હોય છે એમ યોજના છે.

(**अव०**)—તત્રૈવ, '**स्वयं च**' ઇતિ વાક્યાર્થવડે યુક્ત્યન્તરનું કથન કરે છેઃ—

**स्वयं च नोपलभ्येत चक्षुर्गतरूपवत् । तस्मात् दाहच्छेदादिसमानाश्रयत्वेन उपलभ्यमानत्वाद्दाहादिवत् कर्मभूतैव वेदना। भावरूपत्वाच्च साश्रया तंडुलपाकवत् । वेदनासमानाश्रय एव तत्संस्कारः । स्मृतिसमानकाल एवोपलभ्यमानत्वात् वेदनाविषयः । तन्निमित्तविषयश्च द्वेषोऽपि संस्कारसमानाश्रय एव । तथा चोक्तम् 'रूपसंस्कारतुल्याऽधी रागद्वेषौ भयं च यत् । गृह्यते धीश्रयं तस्माज्ज्ञाता शुद्धोऽभयः सदाः ॥ ३५ ॥**

**वाक्यार्थः**—

ચક્ષુર્ગતરૂપની પેરે, (આત્મા) પોતે (આત્મગતા વેદનાને) ગ્રહણ કરે નહિ તેથી, દાહચ્છેદાદિ સમાનશ્રયતાવડે કરીને ઉપલભ્યમાન હોવાથી વેદના, દાહાદિવત્ કેવળ કર્મભૂતા છે; અને તંડુલ પાકવત્ ભાવરૂપતાને લીધે વેદના સાશ્રયા હોય છે; તે (વેદનાનો) સંસ્કાર કેવળ વેદનાસમાનાશ્રયક હોય છે; સ્મૃતિસમાનકાલે જ ઉપલભ્યમાન હોવાથી, તે (વેદનાનો સંસ્કાર) વેદનાસમાનવિષયક હોય છે; અને વેદનાનો નિમિત્તભૂત (દાહચ્છેદાદિક) તદ્વિષયક દ્વેષ પણ, કેવળ સંસ્કારતુલ્યાશ્રયક—અનાત્માશ્રયક—હોય છે.

---

*ટિપ્પણઃ—વેદનાસમાનાશ્રયક–વેદના જે સ્થળે આશ્રિત હોય ત્યાં આશ્રય કરનાર.

વળી, '**रूपसंस्कारतुल्याऽधो रागद्वेषौ भयं च यत् । गृह्यते धीश्रयं तस्माज्ज्ञाता शुद्धोऽभयः सदा**' અર્થ:-રૂપસંસ્કાર તેની સમાન ઉપાધિ જે ( રાગદ્વેષ ) ના આશ્રયરૂપ છે તે રાગદ્વેષ અને જે ભય હોય છે તે ( ત્રણે ) ધીસંશ્રિતરૂપે જ ઉપલબ્ધ કરાય છે તેથી, જ્ઞાતા સદા શુદ્ધ અને અભયરૂપ છે એમ ઉક્તિ કરેલી છે. ૩૫

**प० व्या०—**

ચક્ષુર્ગત રૂપ જેમ ચક્ષુવડે ગ્રહણ ન કરાય તેમ આત્મગતા વેદના, કર્મકર્તૃત્વના વિરોધને લીધે આત્માવડે ગ્રહણ કરાય નહિ એમ અર્થ છે;

'**तस्मात्**' ઇતિ પદાર્થવડે આત્માની વેદનાશ્રયતા-નિરાકરણનો ઉપસંહાર કરે છે;

ખરેખર, વેદનાને દુ:ખ કહે છે; દુ:ખ અચેતન દેહ પરત્વે સંભવતું નથી કેમકે, સુખ-દુ:ખાદિ ધર્મો ચેતનાશ્રયત્વ નિયમવાળા હોય છે તેથી;

જો પુન: ચૈતન્યસ્વરૂપ આત્મા પણ વેદનાશ્રય ન હોય તો, શરીર પણ અચેતન હોવાથી તદાશ્રય રૂપ ન હોય, એમ વેદના કેવળ અનાશ્રયા થાય; બૌદ્ધોવડે પણ તેજ પ્રકારે અભ્યુપગમ હોય છે તેથી એમ કહે એથી, '**भावरूपत्वाच्च**' એમ પદાર્થવડે કહેલું છે.

**भावरूपत्वम्**=કાર્યત્વ; વેદના સાશ્રયા હોય છે કાર્યત્વને લીધે, તંડુલપાકાદિવત્ એમ અર્થ છે;

હેતુની અપ્રયોજકતાની આશંકા કરીને, '**वेदनासमाश्रय**' ઇતિ પદાર્થવડે વિપક્ષપરત્વે બાધક-કથન કરે છે; અર્થાત્, જો વેદનાની નિરાશ્રયતા (સિદ્ધ) હોય તો, તે વેદનાનો નાશ થતાં સંસ્કારના અભાવને લીધે કાલાન્તરે સ્મરણ ન થાય;

યદ્વા, '**वेदनासमाश्रय एव तत्संस्कार**' ઇતિ પદાર્થવડે હેત્વસિદ્ધિનો પરિહાર કરે છે;

---

*ટિપ્પણ:—વેદનાશ્રયતા-નિરાકરણ-વેદનાના આશ્રય રૂપે હોવાનો નિષેધ; અભ્યુપગમ-સિદ્ધાંત.

વેદનાની અકાર્યતા પરત્વે, તત્સંસ્કાર અને સ્મૃતિના અભાવથી કાલાન્તરે, મને પાદવિષે વેદના થયલી ઇત્યાદિ વ્યવહાર સિદ્ધ ન થાય એમ અભિપ્રાય છે;

અથવા, વેદના જો સાશ્રયા હોય તો, તે વેદનાના સંસ્કાર અને સ્મૃતિ આદિનો ઉપલંભ કેવળ આત્માવિષે હોવાથી, તે કેવળ આત્માશ્રયા થાય એમ આશંકા કરીને, **'वेदनासमानाश्रय एव तत्संस्कार.'** ઇતિવાક્યાર્થવડે કથન કરેલું છે;

વેદના તેનો સંસ્કાર અને તેની સ્મૃતિના એકાશ્રયત્વનિયમને લીધે અને વેદનાના, ઉપલબ્ધિકર્મનિષ્ઠત્વરૂપે ઉપપાદનને લીધે વેદના જે સ્થાને ઉપલબ્ધ થાય તે સ્થાને જ તજ્જન્યસંસ્કારાદિ હોય છે; તેના સંસ્કાર આદિ, ઉપલબ્ધા–આત્મા–પરત્વે ઉપલબ્ધ હોતાં નથી એમ અર્થ છે;

તેજ વિષયને, **' स्मृतिसमानकाले एव '** ઇત્યાદિ વાક્યાર્થવડે અનુમાનવડે સિદ્ધ કરે છે;

જાગ્રત્ તથા સ્વપ્ન અવસ્થારૂપ સ્મૃતિનો જે કાલ તત્રૈવ ઉપલભ્યમાન હોવાથી અને સુષુપ્તિ આદિ વિષે અનુપલભ્યમાન હોવાથી, ( તે સંસ્કાર ) વેદનાસમાનવિષયક હોય છે; તે વેદનાનો સંસ્કાર, કેવળ સમાનાશ્રયક હોય છે એમ અક્ષરાર્થ હોય છે;

તેમજ વળી, આ પ્રયોગ હોય છે:—વેદના આદિ, અનાત્મપ્રત્યયકાલે જ દેહની કૃશતાની પેરે ઉપલબ્ધિગોચર હોવાથી, અનાત્મ વસ્તુનો આશ્રય કરનાર હોય છે;

આથી પણ વેદના આદિ, અનાત્મવસ્તુનો આશ્રય કરનાર હોય છે એમ, **' तन्निमित्तविषयश्च '** ઇતિ વાક્યાર્થવડે કથન કરેલું છે; અર્થાત્, તે વેદનાનો તે દાહચ્છેદાદિ નિમિત્ત એવો જે તદ્વિષયક દ્વેષ તે પણ સંસ્કારતુલ્ય આશ્રયવાળો–અનાત્મ વસ્તુના આશ્રયવાળો–હોય છે;

આ વિષયમાં આ પ્રઘટ્ટિકાભિપ્રાય છે:—

---

*ટિપ્પણ:—એકાશ્રયત્વનિયમ–એક આશ્રય હોવાપણાનો નિયમ.

દેહનું છેદન અને દહન થતાં, હું છેદાયો અને હું દગ્ધ થયો એમ આત્માને દેહથી અભિન્ન માની જનસંતપ્ત થાય છે; તન્નિમિત્તક વેદના, તત્સંસ્કાર, સ્મૃતિ અને દ્વેષને કેવળ દેહાભિન્ન આત્મા વિષે ઉપલબ્ધ કરે છે; દેહાભિમાનથી હીન અવસ્થાપરત્વે નહિ; અને દેહ, ઉપલભ્યમાન હોવાથી ઉપલબ્ધિના કર્મ રૂપે જ છે, ઉપલબ્ધિના આશ્રય ભૂત હોતું નથી; એમ વેદનાદિ કેવળ સંઘાતનેજ પ્રાપ્ત હોય છે; અસંહત સાક્ષી આત્માને તે પ્રાપ્ત હોતાં નથી; એમ આત્મા કેવળ નિત્યશુદ્ધ છે;

એ રીતે, નિરૂપિત અર્થપરત્વે, '**तथाचोक्तं रूप**'ઇતિ વાક્યાર્થવડે વૃદ્ધસંમતિનું કથન કરે છે;

**रूपसंस्कारतुल्याधीः=रूपं**—નીલ તથા પીતાદિ વિષય, તેનો **संस्कार**—સૂક્ષ્માવસ્થા, વા સ્મૃતિહેતુભૂત એવો તદનુભવ—સંસ્કાર, તે=**रूपसंस्कार;** તેના સહ **तुल्यः**—સમાન **आधिः**—ઉપાધિ, આશ્રય છે જે રાગદ્વેષનો તે=**रूपसंस्कारतुल्याधीः**; અને જે **भय**—ત્રાસ —થાય છે તે પણ **रूपसंस्कारतुल्याधीः** છે એમ અર્થ છે;

આનું ( આ રૂપાદિનું ) શું આશ્રયત્વ ? એમ કહે એથી, '**गृह्यते धीश्रयम्**' ઇતિ વાક્યાર્થવડે કથન કરેલું છે; **गृह्यते तत्त्रयमेतत्** અર્થઃ—તે આ ત્રણે ગ્રહણ કરાય છે એમ શેષ ( વાક્ય ) અધ્યાહાર્ય છે; આ, સંકલ્પ તથા વિચિકિત્સાદિનું પણ ઉપલક્ષણ છે;

**यत्**=જે કારણથી; જે કારણથી રૂપાદિ સંસ્કાર તથા તજ્જન્ય રાગાદિ સર્વ, કેવળ ધીસંશ્રિત ઉપલબ્ધ થાય છે તે સાક્ષિસંશ્રિત હોતાં નથી તેથી, જ્ઞાતા આત્મા સદા શુદ્ધ, રાગદ્વેષરહિત, અને અભય—સંસારરહિત—છે એમ અર્થ છે.

(**अव०**)—યુક્તિ અને સંમતિવડે ઉપપાદિત એવા વેદનાદિના અનાત્મધર્મત્વને પુનઃ પ્રશ્નપૂર્વક શ્રુતિવડે પ્રતિપાદન કરતાં, '**किमाश्रयाः**' ઇત્યાદિ વાક્યાર્થવડે, તે વેદનાના આશ્રયવિશેષને નિર્ધારિત કરે છેઃ—

---

*ટિપ્પણઃ—અસંહત—અસંધીભૂત.

किमाश्रयाः पुनः रूपादिसंस्कारादय इति। उच्यते। यत्र कामादयः। क्व पुनः स्ते कामादयः 'कामः संकल्पो विचिकित्सा' इत्यादिश्रुतेः बुद्धावेव। तत्रैव रूपादिसंस्कारादयोऽपि 'कस्मिन्नु रूपाणि प्रतिष्ठितानीति हृदये' इति श्रुतेः—'कामा येऽस्य हृदि श्रिताः,' 'तीर्णो हि यदा सर्वान् शोकान् हृदयस्य,' 'असंगो ह्ययम्,' 'तद्वा अस्यैतदतिच्छन्दाः' इत्यादि श्रुतिभ्यः, 'अविकार्योऽयमुच्यते,' 'अनादित्वान्निर्गुणत्वात्' इत्यादि। इच्छाद्वेषादि च क्षेत्रस्यैव विषयस्य धर्मो नात्मन इति स्मृतिभ्यश्च कर्मस्थैवाशुद्धिः नात्मस्था इति ॥ ३६ ॥

**वाक्यार्थः—**

પુનઃ, રૂપાદિ તથા સંસ્કાર આદિ શાને આશ્રિત હોય? કહેવાય છે—જ્યાં કામાદિ આશ્રિત હોય ત્યાં; પુનઃ તે કામાદિ, ક્યાં આશ્રય કરનારાં હોય? '**कामः संकल्पो विचिकित्सा** અર્થઃ—કામ સંકલ્પ વિચિકિત્સા,' ઇત્યાદિ શ્રુતિથી તે કેવળ બુદ્ધિને વિષે આશ્રિત હોય છે; રૂપ આદિ તથા સંસ્કાર આદિ પણ ત્યાંજ (આશ્રિત હોય.)

'**कस्मिन्नुरूपाणि प्रतिष्ठितानीति हृदये** અર્થઃ—રૂપ કોને વિષે પ્રતિષ્ઠિત હોય છે? હૃદયવિષે' એમ શ્રુતિથી;

'**कामा ये ऽस्य हृदि श्रिताः** અર્થઃ—જે કામો આના હૃદયને વિષે શ્રિત છે,' '**तीर्णो हि यदा सर्वान् शोकान् हृदयस्य** અર્થઃ—હૃદયના સર્વ શોકોને જ્યારે તે નિશ્ચે તીર્ણ હોય છે;'

'**असंगो ह्ययम्** અર્થઃ—આ નિશ્ચે અસંગ હોય છે,' '**तद्वा अस्यैतदतिच्छन्दाः** અર્થઃ—નિશ્ચે, આનું તે આ (આત્મસ્વરૂપ) અતિગતકામનાવાળું હોય છે' ઇત્યાદિશ્રુતિઓથી; '**अविकार्योऽयमुच्यते**

* ટિપ્પણુઃ—તીર્ણ—તરેલ; અતિગતકામનાવાળું—કામનારહિત.

અર્થઃ—આ અવિકારી કહેવાય છે,' '**अनादित्वान्निर्गुणत्वात्** અર્થઃ—અનાદિતાથી, નિર્ગુણતાથી ' ઇત્યાદિ; અને ઇચ્છાદ્વેષાદિ, કેવળ ક્ષેત્ર વિષયના ધર્મ છે આત્માના નહિ એમ સ્મૃતિઓથી પણ, અશુદ્ધિ કેવળ **કર્મસ્થા** હોય છે, **આત્મસ્થા** હોતી નથી. ૩૬

**प० व्या०—**

ઇત્યાદિ શ્રુતિથી '**एतत्सर्वं मन एव** ' અર્થઃ—આ સર્વ કેવળ મનરૂપ છે ' એમ અવધારણાને લીધે અને મન તથા બુદ્ધિની અંતઃકરણ સ્વરૂપે એકતા હોવાથી કામાદિ, કેવળ બુદ્ધિને વિષે ( શ્રિત ) હોય છે આત્માવિષે નહિ, એમ અવધારિત છે એમ અર્થ છે;

કામાદિની બુદ્ધયાશ્રયતા ભલે હોય તથાપિ, તેની રૂપાદિ સંસ્કારની સમાનાશ્રયત્વસિદ્ધિ કેવી રીતે હોય? એમ આશંકા કરીને, રૂપાદિના પણ બુદ્ધયાશ્રત્વ પરત્વે, '**तत्रैव** ' ઈત્યાદિ પદાર્થવડે શ્રુતિકથન કરે છે;

'**कामा येऽस्य** ' ઇતિ વાક્યાર્થવડે કામાદિના અન્તઃકરણનિષ્ઠત્વપરત્વે વાક્યાન્તરનું પઠન કરે છે; '**तीर्णो हि तदा सर्वान् हृदयस्य** અર્થઃ—નિશ્ચે, ત્યારે તે હૃદયના સર્વ ( શોકને ) તીર્ણ કરે છે ' ઇત્યુક્તિથી, તે કામાદિનું હૃદયાશ્રયત્વ કેવળ સનિદાન—પૂર્વક ગમિત થાય છે તેથી, શોકનિમિત્તક રૂપાદિ સંસ્કારોનું પણ બુદ્ધયાશ્રયત્વ કેવળ યુક્ત છે કેમકે, તેમ ન હોય તો સર્વ વિશેષણની અનુપપત્તિ થાય એમ અર્થ છે;

હવે, '**असंगो हि** ' ઇત્યાદિવડે, આત્માના વેદના કામ તથા દ્વેષાદિવડે અસંસ્પૃષ્ટત્વ પરત્વે શ્રુતિસ્મૃતિઓનું પઠન કરે છે;

**अतिच्छन्दाः** ઇતિ રૂપવિશેષણત્વને લીધે છાન્દસ સ્વરૂપ છે; **अतिच्छन्दम् = छन्दः = कामः** = અર્થાત્, અતિગત કામનાવાળો કામાદિદોષથી અસંસ્પૃષ્ટ એવું આ આત્મસ્વરૂપ;

અને '**निर्गुणत्वात्** ' ઇત્યાદિ સ્મૃતિઓથી એમ સંબંધ છે;

---

* ટિપ્પણઃ—અવધારણા—નિશ્ચય; બુદ્ધયાશ્રયતા—બુદ્ધિવડે આશ્રય હોવાપણું; સમાનાશ્રયત્વસિદ્ધિ—સામાન્ય આશ્રયપણું હોવાની સિદ્ધિ; સનિદાનપૂર્વક—સમુળગું; અસંસ્પૃષ્ટત્વ—અલિપ્તત્વ;

હવે, સિંહાવલોકનવડે કરીને, કામાદિના શ્રુત્યુક્ત અનાત્મધર્મ[*] પરત્વે '**इच्छाद्वेषादि**' ઇતિ વાક્યાર્થવડે સ્મૃતિ કથન કરે છે;

અને '**इच्छाद्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः । एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥** ( भ. गी. १३. ६ )

અર્થ:—ઇચ્છા દ્વેષ સુખ દુઃખ સંઘાત ચેતના ધૃતિ, આ સવિકાર ક્ષેત્રનું સમાસવડે ઉદાહરણ કરેલું છે' ઇત્યાદિ સ્મૃતિઓથી, ઇચ્છા આદિ કેવળ ક્ષેત્રના ધર્મ છે આત્માના નહિ, એમ યોજના છે;

ક્ષેત્રના અનાત્મત્વનું દ્યોતન કરાવવાને, '**विषयस्य**' ઇતિ વિશેષણ છે; '**कर्मस्थैवा शुद्धिर्नाऽऽत्मस्था**' ઇતિ વાક્યાર્થવડે શ્રુતિ તથા સ્મૃતિસિદ્ધ અર્થનો ઉપસંહાર કરે છે;

'**इति सिद्धम**' ઇતિ શેષ ( વાક્ય ) છે;

( **अव०** )—'**अतो रूपादि**' ઇતિ વાક્યાર્થવડે પરમ પ્રકૃત વિષયનો ઉપસંહાર કરે છે:—

**अतो रूपादिसंस्काराद्यशुद्धिसंबन्धाभावात् न परस्मादात्मनो विलक्षणस्त्वमिति प्रत्यक्षादिविरोधाभावात् युक्तं पर एवात्माऽहमिति प्रतिपत्तुम्–'तदात्मानमेवावेदहं ब्रह्मास्मि,' 'एकधैवानुद्रष्टव्यम्' 'अहमेवाऽधस्तात्,' 'आत्मैवाऽधस्तात्,' 'सर्वमात्मानं पश्येत्,' 'यत्र त्वस्य सर्वमात्मैव,' इदं सर्वं यदयमात्मा.' 'स एषोऽकलः,' 'अनन्तरमबाह्यम्,' 'सबाह्याभ्यन्तरो ह्यजः,' 'ब्रह्मैवेदम्,' 'एतया द्वारा प्रापद्यत,' 'प्रज्ञानस्य नामधेयानि,' 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म,' 'तस्माद्वा,' 'तत्सृष्ट्वा-तदेवानुप्राविशत्' 'एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी,' 'अशरीरं शरीरेषु,' 'न जायते म्रियते,' 'स्वप्नान्तं जागरि-**

---

* ટિપ્પણ:—અનાત્મધર્મ–મિથ્યાધર્મ;

**तान्तम्,' 'स म आत्मेति विद्यात्,' 'यस्तु सर्वाणि भूतानि,' 'तदेजति तन्नैजति,' वेनस्तत्पश्यन्,' 'तदेवाग्निः,' 'अहं मनुरभवं सूर्यश्च,' 'अन्तः प्रविष्टः शास्ता जनानाम्,' 'सदेव सोम्य,' 'तत्सत्यं स आत्मा तत्त्वमसि' इत्यादिश्रुतिभ्यः ॥३७॥**

**वाक्यार्थः—**

એથી રૂપાદિ તથા સંસ્કાર આદિ રૂપ અશુદ્ધિ સંબંધના અભાવને લીધે, પર આત્માથી તું વિલક્ષણ નથી એમ પ્રત્યક્ષાદિ વિરોધભાવને લીધે '**तदात्मानमेवावेदहं ब्रह्मास्मि** અર્થઃ–તે કેવળ આત્માને હું બ્રહ્મ છું એમ જાણેલું,' '**एकधैवानुद्रष्टव्यम्** અર્થઃ કેવળ એક ધા અનુદ્રષ્ટવ્ય છે,' '**अहमेवाऽधस्तात्** અર્થઃ–હું જ અધસ્તાત્ છું,' '**आत्मैवाऽधस्तात्** અર્થઃ–આત્મા તે જ અધસ્તાત્ છે,' '**सर्वमात्मानं पश्येत्** અર્થઃ–સર્વને આત્મારૂપે જુવે,' '**यत्र त्वस्य सर्वमात्मैव** અર્થઃ–યત્ર તો આનું સર્વ કેવળ આત્મારૂપ છે,' '**इदं सर्वं यदयमात्मा** અર્થઃ–આ સર્વ જે ને આ આત્મારૂપે છે,' '**स एषोऽकलः** અર્થઃ–તે આ અકલ (કલારહિત) રૂપ છે,' '**अनन्तरमबाह्यम्** અર્થઃ–અનન્તર અબાહ્યરૂપ,' '**सबाह्याभ्यन्तरो ह्यजः** અર્થઃ–બાહ્ય તથા અભ્યન્તર સહિત નિશ્ચે અજન્મારૂપ,' '**ब्रह्मैवेदम्** અર્થઃ–આ કેવળ બ્રહ્મ છે,' '**एतया द्वारा प्रापद्यत** અર્થઃ–આ દ્વારા પ્રપન્ન થયેલો,' '**प्रज्ञानस्य नामधेयानि** અર્થઃ–પ્રજ્ઞાનનાં નામધેયો,' '**सत्यं ज्ञानमनन्तं ब्रह्म** અર્થઃ–બ્રહ્મ સત્ય જ્ઞાન અનન્તરૂપ છે,' '**तस्माद्वा**' અર્થઃ–વા તેથી,' '**तत्सृष्ट्वा तदेवानुप्राविशत्** અર્થઃ–તેને સર્જીને તે વિષે જ અનુપ્રવેશ કરેલો,' '**एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी** અર્થઃ—એક દેવ સર્વભૂતો વિષે ગૂઢ સર્વવ્યાપી' '**अशरीरं शरीरेषु** અર્થઃ–

---

* ટિપ્પણઃ—અધસ્તાત્–નીચે;

શરીરો વિષે અશરીરરૂપ,' '**न जायते म्रियते** અર્થ:–તે જન્મતો નથી, મરતો નથી,' '**स्वप्नान्तं जागरितान्तम्** અર્થ:–સ્વપ્નાંતરૂપ, જાગરિતાન્તરૂપ,' '**स म आत्मेति विद्यात्** અર્થ:–તે મારો આત્મા છે એમ જાણવું,' '**यस्तु सर्वाणि भूतानि** અર્થ:–જે સર્વ ભૂતોને,' '**तदेजति तन्नैजति** અર્થ:–તે કંપાયમાન હોય છે, તે કંપાયમાન હોતો નથી,' '**येनस्तत्पश्यन्** અર્થ:–વેને તેને જોયલો,' '**तदेवाग्निः** અર્થ:–તેજ અગ્નિરૂપ છે,' '**अहं मनुरभवं सूर्यश्च** અર્થ:–હું મનુ અને સૂર્યરૂપે થયલો,' '**अन्तः प्रविष्टः शास्ता जनानाम्** અર્થ:–અન્તઃ પ્રવિષ્ટ, જનોનો શાસ્તારૂપ,' '**सदेव सोम्य** અર્થ:–હે પ્રિયદર્શન! સત્ય તત્ત્વ તેજ,' '**तत्सत्यं स आत्मा तत्त्वमसि** અર્થ:–તે સત્ય સ્વરૂપ છે, તે આત્મા તે તું છે' ઇત્યાદિ શ્રુતિઓથી હું કેવળ પરાત્મા છું એમ પ્રતિપાદન કરવું યુક્ત છે. ૩૭

**प० व्या०**—

રૂપાદિ અને સંસ્કાર આદિરૂપ અશુદ્ધિ સંબંધના અભાવથી જ પ્રત્યક્ષાદિ વિરોધાભાવથી, તું પરમાત્માથી વિલક્ષણ નથી એમ હેતુથી "હું કેવળ પર આત્મારૂપ છું' એમ પ્રતિપાદન કરવું યુક્ત છે એમ (વાક્ય) યોજના છે;

આત્મા સાથે કેવળ અભેદવડે કરીને બ્રહ્મ પ્રતિપત્તવ્ય છે ઇત્યુક્ત અર્થ પરત્વે, '**तदात्मानमेवावेत्**' ઇત્યાદિ વાક્યાર્થવડે, શ્રુતિવાક્યોનું ઉદાહરણ કરે છે; પ્રત્યક્ આત્માને જ 'હું બ્રહ્મ છું' એમ અવગત કરેલું અર્થાત્, પ્રત્યગાત્મા તે બ્રહ્મ છે એમ મેં અવગત કરેલું;

**एकधैव**–કેવળ એક સ્વરૂપે કરીને; વિપયત્વવડે વા ભેદે કરીને તો તે અનુદ્રષ્ટવ્ય નથી એમ આચાર્યના ઉપદેશાનન્તર અનુસંધેય છે;

'**एतदप्रमेयं ध्रुवम्** (बृ. ૪–૪–૨૦) અર્થ:–આ અપ્રમેય નિશ્ચલરૂપ છે' ઇતિ વાક્ય શેષ છે; '**स एवाऽधस्तात्** અર્થ:–તે જ

* ટિપ્પણ:—અવગત–જ્ઞાત.

અધસ્તાત્ છે ' ઇત્યાદિવડે સર્વ વ્યાપી પરમાત્માનો સર્વાધિષ્ઠાનરૂપે ઉપક્રમકરીને, તેની તાટસ્થ્યતા-શંકાની નિવૃત્તિ અર્થ અહંકારાત્મત્વનો ઉપદેશ કરીને પુનઃ, હુંપણાના ઉપરાગકૃત પરિચ્છેદની નિવૃત્તિ અર્થ છાંદોગ્યશ્રુતિ, તેની તત્સાક્ષિપ્રત્યેકરસતાનો નિર્દેશ કરે છે એમ '**अहमेवाधस्तात्**' ઇતિ વાક્યાર્થવડે કહેલું છે;

શમાદિસાધનસંપન્ન સતો સર્વ જગતને આત્મસ્વરૂપે જુવે એમ નિર્દિષ્ટ કરેલા અર્થ પરત્વે હેતુ હોય તેમ, '**तत्र त्वस्य सर्वमात्मैव**' ઇતિ પદાર્થવડે વચનાન્તર-કથન કરે છે;

'**अभूत् तत्केन कं पश्येत्**-( **ब्र ४-५-१५,** ) અર્થઃ-તે થયલું; કોણ વડે કોને જુવે ?' ઇત્યાદિ વાક્યશેષ છે; અર્થાત્ આ સર્વ જે ભોક્તા અને ભોગ્યાદિલક્ષણ વિશ્વ છે તે સર્વ આ આત્મા છે વસ્તુતઃ એથી અન્ય નથી; '**स एषः**' ઇતિ, '**स एषो अकलोऽमृतः** ( **प्रश्न ६-५** ) અર્થઃ-તે આ કલારહિત અમૃતરૂપ' ઇતિપ્રશ્નોપનિષદ્ગત વાક્ય છે; તે આ પ્રત્યગાત્મા, કલાશબ્દવાચ્ય એવી પ્રાણાદિ—ઉપાધિઓથી વિમુક્ત અમૃત સ્વરૂપ છે; કેવળ બ્રહ્મ, અમૃત સ્વરૂપ છે એમ તેનો અર્થ છે;

'**अनन्तरमबाह्यम्**' ઇતિ પદાર્થવડે '**तदेतद्ब्रह्म अपूर्वमनपरमनन्तरमबाह्ममयमात्मा ब्रह्म** અર્થઃ-તે આ બ્રહ્મ અપૂર્વ અનપર અનન્તર અબાહ્ય રૂપ છે, આ આત્મા બ્રહ્મ છે' ઇતિ-બૃહદારણ્યક વાક્યનું ઉદાહરણ કરે છે;

'**सबाह्य**' ઇતિ પદાર્થવડે, વળી તત્સમાનાર્થક એવા મુંડક વાક્યનું કથન કરેલું છે; કેવળ અમૂર્ત પુરૂષ, બાહ્ય તથા અભ્યન્તર સ્વરૂપે ( **सबाह्याभ्यन्तरः** ) સર્વસહ વર્તે છે અન્ય કોઇ નહિ; **अजः**-જન્મે નહિ તે; અર્થાત્, જન્માદિ વિક્રિયારહિત.

---

* ટિપ્પણઃ-ઉપક્રમ-આરંભ; ઉપરાગકૃત-ઉપરક્તિ-આસક્તિ-કૃતઃ

વળી, '**ब्रह्मैवेदममृतं पुरस्तात्** ( **मु ४–५–२१**) અર્થઃ– આ અમૃત સ્વરૂપ બ્રહ્મ તે જ પુરસ્તાત્ છે,' ઇત્યાદિ અત્ર ઉદાહર્તવ્ય છે એમ '**ब्रह्मैवेदम्**' ઇતિ વાક્યાર્થવડે કથેલું છે; અર્થાત્, આ સર્વ જગત્ તે કેવળ બ્રહ્મ છે;

એ રીતે, બ્રહ્માદ્વયાત્મપ્રતિપાદક વાકયોનું ઉદાહરણ કરી, અને જીવની બ્રહ્માભેદપ્રતિપત્તિ અર્થ, કેવળ બ્રહ્મ જીવ–સ્વરૂપે કાર્યપ્રવેશન કરે છે આદિ વાકયોનું, '**एतया द्वारा**' ઇત્યાદિવડે ઉદાહરણ કરે છે;

'**स एतमेव सीमानं विदार्यैतया द्वारा प्रापद्यत** ( **ऐ. उ. १–३–१२** ) અર્થઃ–આ બ્રહ્મરન્ધ્રને વિદારી આ દ્વારા તે પ્રપન્ન થયેલો' ઇતિ ઐતરેય શ્રુતિવાક્ય, શિર તથા કપાલમધ્યે સન્ધિગત છિદ્રવડે દેહને વિષે સ્રષ્ટા ઇશ્વરના પ્રવેશને દર્શાવે છે એમ અર્થ છે;

'**येन वा पश्यति येन वा शृणोति** ( **ऐ. ३–५–१**) અર્થઃ– જેવડે જુવે છે. વા જેવડે શ્રવણ કરે છે' ઇત્યાદિથી '**प्रज्ञानस्य नामधेयानि भवन्ति** અર્થઃ–પ્રજ્ઞાનનાં નામધેય હોય છે' ઇત્યન્ત વાક્ય, તે દેહને વિષે પ્રવિષ્ટ થયલા (ઇશ્વર)ના સ્વરૂપ–નિર્ધારણ–પરાયણ છે; '**प्रज्ञानं ब्रह्म**' ઇતિ, બ્રહ્મનું પ્રજ્ઞપ્તિ–માત્ર સ્વરૂપ છે;

વળી, તેનું બ્રહ્માત્મત્વ તંત્રોક્ત છે એમ અભિપ્રેત થઇ, '**प्रज्ञानस्य नामधेयानि**' ઇતિ પદાર્થવડે કથન કરેલું છે;

સૃષ્ટ કાર્યને વિષે કેવળ સ્રષ્ટાનો જીવરૂપે પ્રવેશ હોય છે એમ આ વિષયનું જ, '**सत्यं ज्ञानमनन्तम्**' ઇત્યાદિ તૈત્તિરીયક વાકય ( **तै. २–१** ) વડે દ્રઢાવે છે;

પરમાત્મા તે જ સર્વસાક્ષી સર્વભૂતોનો અન્તરાત્મા છે એમ અત્ર શ્વેતાશ્વતરીય મંત્રનું, ( **श्वे. ६–११** ) '**एको देवः**' ઇતિ પદાર્થવડે ઉદાહરણ કરે છે;

---

* ટિપ્પણઃ—પુરસ્તાત્—આગળ; બ્રહ્માભેદપ્રતિપત્તિ—બ્રહ્મ સાથે અભેદ હોવાનું પ્રતિપાદન;

શરીરાદિસંસ્પૃષ્ટતયા પ્રતીત થનાર આત્માના, તે શરીરના ધર્મસંસર્ગાભાવવડે બ્રહ્મ સ્વરૂપના જ્ઞેયત્વ પરત્વે, '**अशरीरं शरीरेषु**' અને '**न जायते म्रियते वा विपश्चित्**' ઇતિ કાઠક વાક્યદ્વયનું (**१–२–२१; १–२–१८**) ઉદાહરણ કરે છે;

અવસ્થાસાક્ષી એવા આત્માના, અવસ્થાધર્મના અસ્પર્શિત્વવડે બ્રહ્મત્વ–પ્રતિપત્તિ પરત્વે '**स्वप्नान्तं जागरितान्तम्**' ઇતિ કાઠક–વાક્યનું કથન કરેલું છે;

નેમિ આરા તથા નાભિરૂપ ચક્રનિદર્શનવડે કરીને, દૃશ્ય દર્શન–તથા તત્સાધનભૂત સર્વ જગત્‌ના આશ્રયરૂપ પ્રાણશબ્દિત બ્રહ્મ તે જ મારો આત્મા છે એમ પ્રવૃત્ત કૌષીતકીયોપનિષદ્ વાક્યનું, '**स म आत्मेति विद्यात्**' ઇતિ વાક્યાર્થવડે ઉદાહરણ કરે છે;

'**यस्तुसर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति,**' '**तदेजति तन्नैजति**' અર્થઃ–જે તો સર્વભૂત પ્રાણિઓને પોતાના આત્મા વિષે જ અનુદર્શન કરે,' અને 'તે ચલાયમાન સ્વરૂપ હોય છે, તે ચલાયમાન સ્વરૂપ હોતું નથી' એમ ઈશાવાસ્યગત (५–६) મંત્રદ્વયને ઉદાહરણ કરેલાં છે; તત્ર આદ્ય મંત્ર સ્પષ્ટાર્થક છે;

ચલનાદિ પ્રતિભાન થાય છે તે પરોપાધિ–નિબન્ધનક હોય છે: સ્વસ્તુ, કેવળ નિર્વિકાર શુદ્ધ આત્મા રૂપે છે એમ દર્શાવવાને દ્વિતીય મંત્ર છે એમ અર્થ છે;

'**वेनस्तत्पश्यन्विश्वा भुवनानि विद्वान्यत्र विश्वं भवत्येकनीडम** (**याज्ञिक्यु. १**) અર્થઃ–યત્ર, વિશ્વ એકનીડ (માળા) રૂપે થાય છે તે (બ્રહ્મ)ને નિખિલભુવન સ્વરૂપે જાણનારો તેનાથી કાંઇ પૃથક્ નથી એમ જાણી જ્ઞાની ઇશ્વર રૂપ થાય છે,' ઇતિ મંત્રનું તૈત્તિરીય–શાખાવાળા પઠન કરે છે તેનો અર્થઃ—

---

* ટિપ્પણ:—શરીરાદિસંસ્પૃષ્ટતયા–શરીરાદિવડે સંસ્પૃષ્ટ હોવાપણાને લીધે: અસ્પર્શિત્વ–અસંસર્ગ;

જે સર્વાત્મક સર્વોપાદાનરૂપ પૂર્વોત્તરમંત્રનિર્દિષ્ટ વસ્તુને વિષે, ( **यत्र** ) સમસ્ત વિશ્વ એકનીડ રૂપે થાય છે–એકાયન રૂપે વર્તે છે–તે જ સર્વ ભુવનો રૂપ છે, ( **विश्वा भुवनानि** ) તેથી પૃથક્ કાંઇ પણ નથી એમ શ્રુતિ તથા આચાર્ય પ્રસાદથી અનુભવ કરતાં ( **पश्यन्** ) જ્ઞાની ( **विद्वान्** ), ( **वेन**–વિનતિનું અર્થાત્ કાંતિકર્મક ધાતુનું વા **वनति** અર્થાત્ સંભજનીયાર્થક ધાતુનું આ રૂપ છે; ) **वेनः** કાંતિમાન્ વા સંભજયનીય એવા કેવળ ઇશ્વર રૂપ થાય છે;

વળી, પુનઃ જ્ઞાનના સર્વાત્મત્વપરત્વે, ' **तदेवाऽग्निस्तद्वायुः** અર્થઃ–તે જ અગ્નિરૂપ, તે વાયુ રૂપ છે ' ઇત્યાદિ એક, તથા ' **अहं-मनुरभवं सूर्यश्च** અર્થઃ–હું મનુ રૂપે થયલો અને સૂર્યરૂપે થયલો, ' એમ વામદેવવાક્યરૂપ અપર, એમ મંત્રધ્વયનું પઠન કરે છે;

**प० व्या०**—

' **अन्तः प्रविष्टः शास्ता जनानाम्** અર્થઃ—અન્ત પ્રવિષ્ટ, જનોનો શાસ્તા, ' ' **एकः सन्बहुधा विचचार** ( **तै. आ. ३–११** ) અર્થઃ—એક સતા, બહુ પ્રકારે વિચરણ કરેલું ' ઇતિ તૈત્તિરીયશ્રુતિ કેવળ એક અન્તર્યામિ દેવના બહુધા વિચરણ–સંસાર વ્યવહાર–ને વદતી, જીવાત્મા તથા પરમાત્માના અભેદને સૂચન કરે છે એમ અર્થ છે; તત્રૈવ, ' **सदेव** ' ઇતિ વાક્યાર્થવડે ઉપક્રમ સહિત છાંદોગ્ય વાક્યનું પઠન કરે છે;

(**अव०**)–શ્રુત્યુક્ત અર્થ પરત્વે, ' **स्मृतिभ्यश्च** ' ઇતિ સ્મૃતિઓ પણ કથન કરે છે–

**स्मृतिभ्यश्च–'पूः प्राणिनः सर्वगुहाशयम्,' 'आत्मैव देवताः,' ' नवद्वारे पुरे, ' ' समं सर्वेषु भूतेषु,' ' विद्याविनयसंपन्ने,' ' अविभक्तं विभक्तेषु,' ' वासुदेवः सर्वम् ' इत्यादिभ्यः एक**

* ટિપ્પણઃ—સંભજનીયાર્થક–સંભજનીય–સેવ્યાર્થવાચક; શાસ્તા–શાસન કરનાર;

**एवात्मा परं ब्रह्म सर्वसंसारधर्मविनिर्मुक्तस्त्वमिति सिद्धम् ॥३८॥**

**वाक्यार्थः—**

અને વળી, '**पूः प्राणिनः सर्वगुहाशयम्** અર્થઃ—સર્વ પ્રાણીઓના ગુહાશય એવા એકજ આત્માનાં શરીરો,' '**आत्मैव देवताः** અર્થઃ—આત્મા તેજ દેવતારૂપ છે,' '**नवद्वारे पुरे**' અર્થઃ—નવદ્વારવાળી નગરી વિષે,' '**समं सर्वेषु भूतेषु**,' અર્થઃ—સર્વ ભૂતો પરત્વે સમાનરૂપ,' '**विद्याविनयसंपन्न**' અર્થઃ—વિદ્યા તથા વિનયવડે સંપન્ન,' '**अविभक्तं विभक्तेषु** અર્થઃ—વિભક્ત મધ્યે અવિભક્ત,' '**वासुदेवः सर्वम्** અર્થઃ—સર્વ જગત્ વાસુદેવ રૂપ છે' ઇત્યાદિ સ્મૃતિઓથી તું, સર્વ સંસારધર્મથી વિનિર્મુક્ત પરબ્રહ્મરૂપ કેવળ એક આત્મારૂપ છે એમ સિદ્ધ છે. ૩૮

**प० व्या०—**

સર્વ પ્રાણીઓની ગુહાને વિષે શયન કરનાર એકજ આત્માનાં **पूः**—પુરીઓ—શરીરો; અર્થાત્, પ્રત્યેક શરીર દીઠ આત્મભેદ હોતો નથી;

ઉદાહૃત એવા શ્રુતિ તથા સ્મૃત્યર્થને સંકલ્પી, '**एक एव**' ઇતિ પદાર્થવડે પ્રકરણાર્થનો ઉપસંહાર કરે છે:

(**अव०**)—એ રીતે, શ્રુતિ સ્મૃતિ તથા ન્યાયવડે સિદ્ધ એવા તે બ્રહ્માત્મૈકત્વનું અભિધાન કરેલું તે પરત્વે, '**स यदि**' ઇતિ વાક્યાર્થવડે લૌકિક તથા વૈદિક—વ્યવહારના વિરોધની શંકા કરે છે:—

**स यदि ब्रूयात्—यदि भगवन्, 'अनन्तरोऽबाह्यः' 'सबाह्याभ्यन्तरो ह्यजः' 'कृत्स्नः प्रज्ञानघन एव' सैन्धवघनवदात्मा सर्वमूर्तिभेदवर्जितः आकाशवदेकरसः तर्हि किमिदं दृश्यते श्रूयते वा साध्यं साधनं वा साधकश्चेति श्रुतिस्मृतिलोकप्रसिद्धं वादिशतविप्रतिपत्तिविषय इति ॥ ३९ ॥**

**વાક્યાર્થઃ—**

તે જો કહે—જો ભગવન્ ! ‘**अनन्तरोऽबाह्यः** અર્થઃ-તે અનન્તર અબાહ્ય,’ ‘**सबाह्याभ्यन्तरो ह्यजः** અર્થઃ-બાહ્ય તથા અભ્યન્તરસહિત, અજન્મારૂપ’ ‘**कृत्स्नः प्रज्ञानघन एव** અર્થઃ— અખિલ કેવળ પ્રજ્ઞાનઘનસ્વરૂપ’ સૈન્ધવઘનવત્ જો આત્મા સર્વ મૂર્તિભેદથી વર્જિત આકાશવત્ એકરસ હોય તો, વાદિશતની વિપ્રતિપત્તિનો વિષયભૂત, શ્રુતિ સ્મૃતિ તથા લોકપ્રસિદ્ધ એવો આ સાધ્ય સાધન અને સાધક પદાર્થ, કેમ દેખાય છે વા શ્રવણ કરાય છે? ૩૯

**પ૦ વ્યા૦—**

ગૃહ ક્ષેત્ર દેશ તથા કોશાદિક ઐહલૌકિક સાધ્ય (**साध्यं**) દૃશ્યમાન થાય છે, અને પ્રતિગ્રહ સેવા વિજય અને યુદ્ધાદિ તત્સાધન (**साधन**) અને બ્રાહ્મણાદિ તદર્થિવર્ગ (**साधक**) સાધક રૂપે દૃશ્યમાન થાય છે, તેજ પ્રકારે યાગાદિ સાધન, સ્વર્ગાદિ સાધ્ય, અને તેની કામના તે સાધકરૂપે, એમ પારલૌકિક ત્રિક પણ, એ રીતે ‘**स्वर्गकामो यजेत** અર્થઃ-સ્વર્ગકામનાવાળાએ યજન કરવું,’ એમ આદિ શ્રુતિપ્રસિદ્ધ છે એમ અર્થ છે;

તે ક્યાં દૃશ્યમાન થાય છે વા શ્રવણ કરાય છે ઇતિ આકાંક્ષા પરત્વે, ‘**श्रुतिस्मृतिलोकप्रसिद्धम्**’ ઇતિ વાક્યાર્થવડે કહેલું છે;

દેહાત્મપ્રસિદ્ધિવત્ લોકપ્રસિદ્ધિને લીધે, ‘**लोक**’ ઇતિ પદાર્થ વડે વ્યવહર્તાજનની ઉક્તિ કરાય છે;

અતંત્રત્વ-શંકા પરત્વે, ‘**वादिशत**’ ઇતિ પદાર્થવડે કથેલું છે; વાદિશતની વિપ્રતિપત્તિઓનું વિષયત્વ (**विषयः**) છે જે ઉક્ત ત્રિતય વિષે તે તથોક્ત;

---

* ટિપ્પણઃ—સૈન્ધવઘનવત્-નિબિડ સૈન્ધવની પેરે; વાદિશતના સેંકડો વાદિઓની; વિપ્રતિપત્તિ-વિપર્યયઃ તદર્થિવર્ગ-તે સાધ્ય પદાર્થની ઇચ્છાવાળો સમુદાય; ત્રિક-ત્રેખડ; અતંત્રત્વશંકા-કાંઈ પણ વિષયવિનાની અનાધાર;

( **અવ૦** )—વ્યવહારની અવિદ્યાત્મકતાને લીધે, તે વડે પારમાર્થિક બ્રહ્માત્મ્યૈક્ય વિરોધાતું નથી એમ, ' **आचार्यो ब्रूयात्** ' ઇત્યાદિવડે સમાધાન કરે છેઃ-

**आचार्यो ब्रूयात्–अविद्याकृतमेतद्यदिदं दृश्यते श्रूयते वा, परमार्थस्त्वेक एवात्मा अविद्यादृष्टेः अनेकवत् आभासते, तिमिरदृष्ट्या अनेकचन्द्रवत् । ' यत्र वा अन्यदिव स्यात्, ' 'यत्र हि द्वैतमिव भवति तदितर इतरं पश्यति.' 'मृत्योः स मृत्युमाप्नोति,' ' अथ यत्रान्यत्पश्यति अन्यच्छृणोति अन्यद्विजानाति तदल्पम् अथ यदल्पं तन्मर्त्यमिति,' 'वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्,' ' अन्योऽसावन्योऽहम्' इति भेददर्शननिन्दोपपत्तेरविद्याकृतं द्वैतम् ' एकमेवाद्वितीयम्,' ' यत्र त्वस्य,' 'तत्र को मोहः कः शोकः,' इत्याद्येकत्वविधिश्रुतिभ्यश्चेति ॥ ४० ॥**

**वाक्यार्थः**—

આચાર્યે કહેવું—જે આ દૃશ્યમાન થાય છે વા શ્રવણ કરાય છે તે અવિદ્યાકૃત છેઃ પરમાર્થતઃ તો કેવળ એક આત્મા, તિમિર, દૃષ્ટિવડે અનેક ચન્દ્રવત્ , અવિદ્યાદૃષ્ટિને લીધે અનેકવત્ આભાસે છે; વળી, ' **यत्र वा अन्यदिव स्यात्** અર્થઃ—જ્યારે અવિદ્યાવસ્થાવિષે (**यत्र**) દ્વૈતની પેરે થાય—આભાસે,'—' **यत्र हि द्वैतमिव भवति तदितर इतरं पश्यति** અર્થઃ—નિશ્ચે, જ્યારે અવિદ્યાવસ્થાને વિષે, ( દ્વૈતાભાવ હોય તથાપિ ) દ્વૈતની પેરે થાય ત્યારે ઇતર (દ્રષ્ટા) ઇતર

* ટિપ્પણઃ—પરમાર્થતઃ=સત્યતઃ;

(વિષય)ને જોનાર હોય તેમ થાય,' '**मृत्योः स मृत्युमाप्नोति** અર્થ:- તે મૃત્યુથકી મૃત્યુને પ્રાપ્ત થાય છે,' '**अथ यत्रान्यत्पश्यति अन्यच्छृणोति अन्यद्विजानाति तदल्पम् अथ यदल्पं तन्मर्त्यम्** અર્થ:—હવે, જે અવિદ્યાવસ્થાને વિષે, અન્ય રૂપે વસ્તુને જુવે, અન્યનું શ્રવણ કરે, અન્ય વસ્તુનું વિજ્ઞાન પ્રાપ્ત કરે, તે ( ભેદદર્શનવડે ઉપલબ્ધ ) અન્ય વસ્તુ પરિચ્છિન્નરૂપ છે: હવે, જે પરિચ્છિન્ન હોય તે મર્ત્યરૂપ છે,' **वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्यवे सत्यम्** અર્થ:— નામધેય તે કેવળ વાચારંભણરૂપ વિકારરૂપે છે, મૃત્તિકા ઇત્યેવ સત્ય વસ્તુ છે,' '**अन्योऽसावन्योऽहम्** અર્થ:—આ અન્ય છે, હું અન્ય છું' ઇતિ ભેદદર્શનનિન્દોપપત્તિને લીધે દ્વૈત અવિદ્યાકૃત હોય છે, અને* '**एकमेवाऽद्वितीयम्** અર્થ:-તે કેવળ એક અદ્વિતીય છે,' '**यत्र त्वस्य**' અર્થ:-જે દશાને વિષે તો આને,' '**तत्र को मोहः कः शोकः** અર્થ: તત્ર, કયો મોહ ? કયો શોક હોય ?' ઇત્યાદિ એકત્વવિધિશ્રુતિઓથી ( પરમાર્થત: આત્મા એકજ છે ). ૪૦

**प० व्या०—**

વાક્યાર્થ સ્પષ્ટ છે. '**यत्र वा**' ઇત્યાદિવડે ઉક્તાર્થ પરત્વે શ્રુતિઓનું ઉદાહરણ કરે છે;

**इव** શબ્દ, અન્યદર્શનના આભાસત્વને દ્યોતન કરે છે; **वै** શબ્દ સ્વપ્નાવસ્થા-દષ્ટાંતાર્થક છે;

જ્યારે અવિદ્યાવસ્થાને વિષે, ( **यत्र** ) દ્વૈતાભાવ હોય તથાપિ દ્વૈતની પેરે તે દ્રષ્ટા દશ્ય તથા દર્શનભેદ સંપન્ન થાય ત્યારે **इतर**-દષ્ટા-**इतरं**-સ્વવ્યાવૃત્ત એવા કર્મભૂત વિષયને-ઇતર ચક્ષુ કરણવડે ઇત્યર્થથી જોતો હોય નહિ એમ અર્થ છે;

વળી, જે ભેદદર્શનોપલબ્ધ હોય તે પરિચ્છિન્ન ( **अल्पम्** ) હોય,

* ટિપ્પણ:—ભેદદર્શનનિંદોપપત્તિ-ભેદદર્શનનીનિન્દાસિદ્ધિ; એકત્વ-વિધિશ્રુતિ-બ્રહ્મ તથા આત્મા એકજ હોવાનું વિધાન કરનારી શ્રુતિ: દ્યોતન-પ્રગટ; સ્વવ્યાવૃત્ત-સ્વભિન્ન;

જે પરિચ્છિન્ન હોય તે વિનાશી ( **मर्त्य** ) હોય, અને જે વિનાશી-હોય તે સત્ય સ્વરૂપે ન હોય '**नासतो विद्यते भावः** ( **भ. गी. २-१६** ) અર્થ:—અસત્ય વસ્તુની સત્તા ( **भाव** ) હોતી નથી' એમ વચનથી, એમ અર્થ છે;

દ્વૈતના અવિદ્યાકૃતત્વ પરત્વે શ્રુતિઓનો ઉપન્યાસ કરીને, બ્રહ્માત્માદ્વયની પરમાર્થતા પરત્વે, '**एकमेव**' ઇત્યાદિવડે શ્રુતિઓનો ઉપન્યાસ કરે છે. ૪૦

( **अव०** )—સાધ્ય તથા સાધનભેદ જો અવિદ્યાવિષયક હોય તો, મિથ્યા–ગોચરતાને લીધે કર્મકાંડ અપ્રમાણ થાય એમ શિષ્ય, '**यद्येवं**' ઇતિ વાકયાર્થવડે શંકા કરે છે;—

**यद्येवं भगवन्, किमर्थं श्रुत्या साध्यसाधनादिभेद उच्यते उत्पत्तिः प्रलयश्चेति ॥ ४१ ॥**

**वाक्यार्थः**—

હે ભગવન્! જો એ રીતે હોય તો સાધ્યસાધનાદિ ભેદનો તથા ઉત્પત્તિ અને પ્રલયની ઉક્તિ, શા અર્થ શ્રુતિવડે કરાય છે? ૪૧

**प० व्या०**—

દ્વૈતનું મિથ્યાત્વ સિદ્ધ થાય તો, કેવળ કર્મકાંડની અપ્રામાણ્યાપત્તિ થાય એમ નહિ કિન્તુ, જ્ઞાનકાંડપરત્વે પણ સૃષ્ટિ આદિ વાકયોની નિર્વિષયતાએ કરીને પ્રામાણ્યહાનિપ્રસંગ થાય એમ અભિપ્રાયથી, **उत्पत्तिः प्रलयश्च** ઇતિ કથન કરેલું છે;

**श्रुत्या किमर्थं उच्यते** અર્થ:–શ્રુતિવડે શા અર્થ ઉક્તિ કરાય છે એમ અનુષંગ છે. ૪૧

( **अव०** )—તત્ર, કર્મકાંડની અપ્રામાણ્યાપત્તિ, વેદાન્ત–વાક્ય–જનિત એવા બ્રહ્માત્મ–વિજ્ઞાનથી પૂર્વે વા તે વિજ્ઞાન પ્રાપ્ત થયા પછી થાય છે? એમ વિકલ્પીને આદ્યપક્ષ પ્રતિ, '**अत्रोच्यते अविद्यावत उपात्त**' ઇતિ વાક્યાર્થવડે કહે છે;—

---

* ટિપ્પણ:—અવિદ્યાકૃતત્વ=અવિદ્યાજન્યત્વ; બ્રહ્માત્માદ્વય–બ્રહ્મ તથા આત્માની ઐકયતા; મિથ્યાર્થ–ગોચરતા=મિથ્યા વિષયને ગોચર કરવાપણું;

अत्रोच्यते–अविद्यावत उपात्तशरीरादिभेदस्य इष्टानिष्ट योगिनमात्मानं मन्यमानस्य साधनैरेवेष्टानिष्टप्राप्तिपरिहारो-पायविवेकमजानतः इष्टप्राप्तिं चानिष्टपरिहारं चेच्छतः शनैस्तद्विषयमज्ञानं निवर्तयितुं शास्त्रं न साध्यसाधनादिभेदं विधत्ते । अनिष्टरूपः संसारो हि स इति तद्भेददृष्टिमेवाविद्यां संसारमुन्मूलयति उत्पत्तिप्रलयाद्येकत्वोपपत्तिप्रदर्शनेन ॥ ४२ ॥

**वाक्यार्थः—**

અત્ર કહીએ છીએ—અવિદ્યાસંપન્ન એવાં શરીરેન્દ્રિયાદિક સંઘાત સંબંધી ઇષ્ટાનિષ્ટ તેવડે પોતાના આત્માને યુક્ત માનનાર, કેવળ સાધનો વડે ઇષ્ટાનિષ્ટની પ્રાપ્તિ તથા પરિહારના ઉપાય–વિવેકને ન જાણનાર, તથા ઇષ્ટ–પ્રાપ્તિ અને અનિષ્ટ–પરિહારની ઇચ્છા કરનારને ધીમે ધીમે તદ્વિષયક અજ્ઞાન નિવૃત્ત કરાવવાને અર્થે શાસ્ત્ર ( વિધાન ) હોય છે; તે શાસ્ત્ર સાધ્યસાધનાદિભેદનું વિધાન કરતું નથી;

તે સંસાર નિશ્ચે અનિષ્ટરૂપ છે ઇતિ તે સાધ્યસાધનાદિભેદદૃષ્ટિ રૂપ સંસારમૂલક અવિદ્યાનેજ, ઉત્પત્તિ તથા પ્રલયાદિની એકત્વોપપત્તિ-દર્શનવડે ઉન્મૂલન કરે છે. ૪૨

**प० व्या०—**

‘**अप्राप्ते शास्त्रमर्थवत्** અર્થઃ–અપ્રાપ્ત હોય તે પરત્વે શાસ્ત્ર અર્થવત્ હોય છે’ એમ ન્યાયથી, કર્તા સાધન તથા ફલના ભેદ સ્વરૂપની, શાસ્ત્રજ્ઞાનશૂન્ય હોય તેમને પણ પ્રસિદ્ધિ હોવાથી, તત્ર વેદના અતાત્પર્યને લીધે યથાપ્રસિદ્ધ ભેદને ગ્રહણ કરીને, પુરૂષને અવિજ્ઞાત એવા પુરૂષાર્થસાધનના બોધ કરનાર શાસ્ત્રની અપ્રમાણ્યતાની શંકા ( કર્તવ્યા ) ન હોય એમ અભિપ્રેત થઇને સંગૃહીત અર્થનું, ‘**शरीरादिभेदस्य**’ ઇત્યાદિવડે વિવરણ કરે છે;

---

* ટિપ્પણઃ—ઉપાત્ત–પ્રાપ્ત;

સાધનો વડે જ ઇષ્ટપ્રાપ્તિ અને અનિષ્ટ–પરિહારને ઇચ્છનારને તથા ઇષ્ટાનિષ્ટની પ્રાપ્તિ તથા પરિહારના ઉપાય–વિવેકને ન જાણનારને શનૈઃ તદ્વિષયક અજ્ઞાન નિવૃત્ત કરાવવાને અર્થે, શાસ્ત્ર હોય છે એમ અન્વય છે;

કેવળ સાધનો વડે ઇષ્ટાનિષ્ટપ્રાપ્તિ તથા પરિહારેચ્છા પરત્વે હોનાર નિમિત્તનું વિશેષણાન્તર વડે દ્યોતન કરતાં, '**शरीर**' ઇતિ પદાર્થવડે કથન કરેલું છે;

**शरीरादिमेवस्य**—શરીર ઇન્દ્રિય આદિ સંઘાત–વિશેષ, તે સંબંધિ જે ઇષ્ટાનિષ્ટ તે વડે આત્મા યુક્ત છે એમ માનનારને એમ યોજના છે;

આ ભાવાર્થ છેઃ—

અનાદ્ય વિદ્યાવૃત–નિજસ્વભાવ, શરીર ઇન્દ્રિય મન બુદ્ધિ તથા પ્રાણ વિષે આત્મભાવને અધ્યસ્ત કરનાર આત્માને પરિચ્છિન્ન માનનાર, આત્માથી અતિરિક્ત એવા કેવળ વિષય સંબંધને આધીન એવા પુરૂષાર્થને ઇચ્છનારને–તેના ઉપાયનું પર્યેષણ કરનારને–સાક્ષાત્ પુરૂષાર્થ રૂપ આત્મતત્ત્વનો બોધ કરવાને અસમર્થતા હોવાથી, પ્રથમ માનાન્તરથી અવિજ્ઞાત એવા તદભિલષિત સ્વર્ગાદિ સુખાદિ સાધનનો બોધ કરતાં, શાસ્ત્ર તેની વિધિનિષેધથી વ્યવસ્થા કરે છે;

તેથી વિહિતકર્મના અનુષ્ઠાન, અને નિષિદ્ધ વસ્તુના પરિવર્જનથી પ્રતિદિન વૃદ્ધિગત ચિત્તશુદ્ધિવાળાને–અનુપચીયમાન પાપવાળાને–નિષિદ્ધ ફલની પેરે અનિત્ય અશુચિ દુઃખરૂપ કામ્ય ફલ પણ સંસાર રૂપ જ છે એમ કામ્ય કર્મના પરિત્યાગવડે, કેવળ આવશ્યક કર્મનું ઇશ્વરારાધના પૂર્વક અનુષ્ઠાન કરનાર અત્યંત શુદ્ધ અન્તઃકરણવાળાને, આ હવે સૂક્ષ્મ વસ્તુ–તત્ત્વની પ્રતિપત્તિને યોગ્ય થયેલો છે એમ માની, અજ્ઞાત એવા પરમ પુરૂષાર્થના સાધન રૂપ આત્મતત્ત્વજ્ઞાનને ઉત્પાદન કરતાં, આ પ્રણાલિકા

---

* **ટિપ્પણઃ—અનાદ્યવિદ્યાવૃત નિજ સ્વભાવ–અનાદિ અવિદ્યાવડે ઢંકાયેલ છે નિજ સ્વરૂપ જેનું તે; માનાન્તરથી–અન્ય પ્રમાણથી;**

વડે અજ્ઞાત અર્થના અવબોધનવડે પુરુષના અજ્ઞાનને નિવૃત્ત કરાવવાને શાસ્ત્ર પ્રવૃત હોય છે એમ આ અભિપ્રાયને લઇ, **શનૈઃ** એમ ઉક્ત છે;

કેમ એ રીતે તાત્પર્યનું વર્ણન કરાય છે? પ્રતીત થતું એવું સાધ્ય વેદના તથા સાધનભેદનું સ્વરૂપ, શબ્દશક્તિતાત્પર્યગોચર પણ કેમ ન થાય? એમ આશંકા કરીને, ઉભય પરત્વે વાક્યભેદાપત્તિ હોવાથી એમ મ હોય એમ, '**न साध्य**' ઇતિ પદાર્થ વડે કહેલું છે;

અન્યતર–પરત્વ હોય તથાપિ, વસ્તુસત્વપરત્વં શાથી ઇષ્ટ ન હોય એમ આશંકા કરીને, અપુરૂષાર્થ પરત્વે તાત્પર્યનો અયોગ હોય છે તેથી એમ અભિપ્રેત થઇને, '**अनिष्टरूपः संसारो हि सः**' ઇતિ કથન કરેલું છે;

એ રીતે કર્મકાંડનું તાત્પર્ય, અજ્ઞાત અર્થના અવબોધન પરત્વે હોય ભેદના વસ્તુત્વબોધન પરત્વે ન હોય, એમ તેની અપ્રમાણ્ય-શંકાનું અપાકરણ કરીને, સૃષ્ટ્યાદિ વાક્યની સાક્ષાત્–અદ્વૈત–વસ્તુ પ્રતિપત્તિ–પરાયણતા હોવાથી, અપ્રમાણ્યશંકા ન હોય એમ, '**तद्भेद दृष्टिम्**' ઇતિ કહેલું છે;

'**उत्पत्तिप्रलय** આદિના' ઇત્યાદિ પદથી સ્થિતિ પ્રવેશ તથા નિયમનનું ગ્રહણ કરાય છે;

ઉત્પત્તિ તથા પ્રલયાદિના એકત્વોપપત્તિ–દર્શનવડે અદ્વૈતયુક્તિ-દર્શન દ્વારા સંસારમૂલક અવિદ્યાને જ ઉન્મૂલન કરે છે; (**सृष्ट्यादि वाक्यम्**) એમ અધ્યાહારવડે વાક્યયોજના છે;

અવિદ્યાની સંસારમૂલતાનું દ્યોતન કરવાને તેને, '**तद्भेददृष्टिम्**' એમ વિશિષ્ટ કરે છે; અર્થાત્, સાધ્ય સાધન તથા સાધકરૂપ તે ભેદની **दृष्टिः**–પ્રતિભાસ–છે જે થકી તે તથોક્તા; તેને.

(**अव०**)—અવિદ્યાના ઉન્મૂલનપરત્વે વા શું (સિદ્ધ) થાય? એમ કહે એથી, '**अविद्यायामुन्मूलितायाम्**' ઇત્યાદિ વાક્યાર્થ-વડે કહે છેઃ-

---

* ટિપ્પણઃ—એકત્વોપપત્તિદર્શન–એકત્વસિદ્ધિજ્ઞાન; વસ્તુત્વ–બોધન= સત્યસ્વરૂપે હોવાનો ઉપદેશ; અપાકરણ–નિષેધ;

अविद्यायामुन्मूलितायां श्रुतिस्मृतिन्यायेभ्यः ' अनन्तरमबाह्यम्,' ' सबाह्याभ्यन्तरो ह्यजः,' 'सैन्धवघनवत्,' 'प्रज्ञानघन एवैक आत्मा,' ' आकाशवत्परिपूर्णः, ' ' इत्यत्रैव एका प्रज्ञाप्रतिष्ठा परमार्थदर्शिनो भवति न साध्यसाधनोत्पत्तिप्रलयादिभेदेन अशुद्धिगन्धोऽप्युपपद्यते ॥ ४३ ॥

**वाक्यार्थः—**

શ્રુતિ સ્મૃતિ તથા ન્યાય વડે અવિદ્યા ઉન્મૂલિત થતાં, '**अनन्तरमबाह्यम** અર્થઃ—અન્તર વિનાનું, અબાહ્ય,' **सबाह्याभ्यन्तरो ह्यजः** અર્થઃ—બાહ્ય તથા અભ્યન્તર સહિત નિશ્ચે અજન્મારૂપ,' '**सैन्धवघनवत्** અર્થઃ–સૈન્ધવ નિબિડવત્,' **प्रज्ञानघन एवैक आत्मा** અર્થઃ–આત્મા કેવળ એક પ્રજ્ઞાનઘન છે,' '**आकाशवत्परिपूर्णः** અર્થઃ–આકાશની પેરે પરિપૂર્ણ' એમ અત્રૈવ પરમાર્થદર્શીને એકા પ્રજ્ઞાપ્રતિષ્ઠા થાય છે; સાધ્ય સાધન ઉત્પત્તિ તથા પ્રલય આદિ ભેદવડે અશુદ્ધિ–ગન્ધ પણ ઉપપન્ન હોતો નથી; ૪૩

**प० व्या०**

એ રીતે, પ્રતિષ્ઠિત પ્રજ્ઞાવાળા પરમાર્થદર્શીને સાધ્ય તથા સાધનવિશેષબુદ્ધિની અજનકતાને લીધે ત્યારે કર્મકાણ્ડનીજ સ્વરૂપતઃ અપ્રતીતિ હોવાથી અપ્રમાણ્યતા કેવળ ઇષ્ટ છે એમ, વિકલ્પાન્તરનો પરિહાર ઉક્ત છે એમ વેદિતવ્ય છે;

( **अव०** )—એમ સતે, પૂર્વે જે કહેલું કે—**यद्येवं संसारी च सन्** ઇત્યાદિ—તેપણ અજ્ઞાન–વિલસિત છે, કેમકે મુમુક્ષા ઉત્પન્ન થતાં, કર્મ તથા તત્સાધનના પરિત્યાગ પરત્વે હેતુનો અભાવ હોય છે એમ અભિપ્રેત થઇને, '**तदेतत्**' ઇતિ વાક્યાર્થવડે કહે છે:—

* ટિપ્પણ:—પ્રતિષ્ઠિત–સ્થિર; અજનકતા–અનુત્પત્તિ;

तच्चैतत् परमार्थदर्शनं प्रतिपत्तुमिच्छता वर्णाश्रमाद्यभिमानकृतपांक्तरूप–पुत्रवित्तलोकैषणादिभ्यो व्युत्थानं कर्तव्यम्। सम्यक्प्रत्ययविरोधात्तदभिमानस्य भेददर्शनप्रतिषेधार्थोपपत्तिश्चोपपद्यते नह्येकस्मिन्नात्मन्यसंसारित्वबुद्धौ शास्त्रन्यायोत्पादितायां तद्विपरीता बुद्धिर्भवति। नह्यग्नौ शीतत्वबुद्धिः शरीरे वा अजरामरणबुद्धिः। तस्मादविद्याकार्यत्वात् सर्वकर्मणां तत्साधनानां च यज्ञोपवीतादीनां परमार्थदर्शननिष्ठेन त्यागः कर्तव्यः ॥ ४४ ॥

**वाक्यार्थः**—

વળી, તે આ પરમાર્થદર્શન પ્રતિપાદન કરવા ઇચ્છનારને, વર્ણાશ્રમ આદિ અભિમાનકૃત પાંક્તરૂપથી ( પંચપ્રકાર )–પુત્ર વિત્ત તથા લોકૈષણા આદિથી–વ્યુત્થાન કર્તવ્ય છે;

વળી, તે અભિમાનની સમ્યક્–પ્રત્યયની વિરોધતાને લીધે ભેદ-દર્શનપ્રતિષેધાર્થોપપત્તિ ઉપપન્ન હોય છે;

નિશ્ચે, એક આત્માપરત્વે ન્યાયવડે અસંસારિત્વબુદ્ધિ ઉત્પાદિત થયે, તેનાથી વિપરીત બુદ્ધિ ઉત્પન્ન થાય નહિ; નિશ્ચે, અગ્નિ પરત્વે શીતત્વબુદ્ધિ, વા શરીરપરત્વે અજરામરણ બુદ્ધિ થાય નહિ; તેથી સર્વ કર્મોની અવિદ્યાકાર્યતાને લીધે, તે સર્વકર્મોનો અને યજ્ઞોપવીત આદિ તત્સાધનોનો પરમાર્થદર્શનનિષ્ટ પુરૂષવડે ત્યાગ કર્તવ્ય છે. ૪૪

**प० व्या०**—

**पांक्तिरूपः**—પંચપ્રકારક એમ અર્થ છે; અર્થાત્, યજમાન–પત્ની–પુત્ર–તથા વિત્તવ્યયસાધ્ય કર્મોનો ફલભૂત એવો આલોક–પિતૃલોક–અને દેવલોક–તેની એષણાઓથી વ્યુત્થાન–વિપરીતતાએ કરીને ઉત્થાન–

---

* ટિપ્પણ:—વ્યુત્થાન–રહિતથવાપણું; સમ્યક્–પ્રત્યય–સમીચીન જ્ઞાન; અભેદદર્શન; ભેદદર્શનપ્રતિષેધાર્થોપપત્તિ–ભેદદર્શનનો નિષેધ કરનારી યુક્તિ; અજરામરણબુદ્ધિ–અજર તથા અમર હોવાની બુદ્ધિ; પરમાર્થદર્શનનિષ્ઠ–પરમાર્થ જ્ઞાનનિષ્ઠ;

અર્થાત્, તત્ર નિહસ્પૃહતાએ કરીને તત્સાધનરૂપ સર્વકર્મ તથા તેના ઉપકરણના સંન્યાસરૂપ પારિવ્રાજ્ય કર્તવ્ય છે;

આપાતત; વા પરોક્ષતઃ બ્રહ્માત્મભાવને અધિગત કરનાર આપરોક્ષ્યોન્મુખ પુરૂષને બ્રાહ્મણ્યાદિ દેહાદિના અધ્યાસ–નિબન્ધનક કર્મનું અધિકારિત્વાભિમાન તે સમયે શિથિલ હોવાથી, અને તેના ઉદ્દેશ્ય–વિરોધને લીધે સસાધન કર્મ કેવળ ત્યાજ્ય છે ઇત્યુક્ત અર્થપરત્વે, '**सम्यक्**' ઇતિ પદાર્થવડે હેતુકથન કરેલું છે;

વળી, અભેદદર્શન તે જ સમ્યગ્જ્ઞાન તેને ઇચ્છનારવડે, તદ્વિરૂદ્ધાભિમાન–તેના આસ્પદસ્થાનરૂપ સર્વ–ત્યાજ્ય છે ઇતિ અત્રૈવ '**भेददर्शन**' ઇતિ વાક્યાર્થવડે શ્રુતાર્થાપત્તિનું કથન કરેલું છે;

'**मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति** અર્થઃ–જે અંહી નાના રૂપે જુવે તે મૃત્યુથી મૃત્યુને પ્રાપ્ત કરે છે,' '**उदरमन्तरं कुरुते अथ तस्य भय भवति** (**तै. उ. २–७.**) અર્થઃ–ઇષત્ અન્તર કરે છે તેને ભય થાય છે' ઇત્યાદિભેદદર્શનના પ્રતિષેધરૂપ જે અર્થ, તેની ઉપપત્તિ–ઉપપાદન–તે ઉપપન્ન છે ( **भेददर्शनप्रतिषेधार्थोपपत्तिः** ) એમ અક્ષરાર્થ છે;

ભેદની અને તત્પ્રયુક્ત અભિમાનની પ્રમાણિકતા, તેનો શ્રુતિવડે નિષેધ ઘટે નહિ; જે પ્રમાણસિદ્ધ (વસ્તુ) હોય તેનો પ્રતિષેધ પ્રમાણવડે નિશ્ચે સંભવે નહિ; અને વળી, પ્રતિષેધશ્રુતિથી વિષયાન્તર ઉત્પ્રેક્ષાય નહિ એથી, પ્રતિષેધવાક્યોની ભેદાપવાદપરાયણતાનો અભાવ હોય તો આમ્નાન અનર્થક થાય અને તે અનિષ્ટ થાય અધ્યયનવિધિ વિરોધથી એમ ભાવાર્થ છે;

કેવળ કર્મસમુચ્ચિત એવા સમ્યગ્જ્ઞાનની મોક્ષસાધનતા (સિદ્ધ)

---

* ટિપ્પણઃ—સન્યાસ–ત્યાગ; પારિવ્રાજ્ય–સંન્યાસઃ અધિગત–પ્રાપ્ત; અધિકારિત્વાભિમાન–અધિકારિપણાનું અભિમાન; આસ્પદસ્થાન–આશ્રયસ્થાન; શ્રુતાર્થાપત્તિનું–શ્રવણ કરેલ અર્થાપત્તિ પ્રમાણનું; આમ્નાન–શાસ્ત્ર; ઉપકરણ–ઉપસાધન;

હોય તેથી, વિહિતકર્મનો ત્યાગ યુક્ત ન હોય એમ કહે એથી, '**नहि**' ઇતિ વાક્યાર્થવડે કહે છે—

સમુચ્ચયની વિશેષતાને લીધે જ અનુષ્ઠાન કરવું અશક્ય હોવાથી તદ્વિધાનનો અસંભવ હોય તેથી, અને કર્મજન્ય પદાર્થની અનિત્યતા હોય તેથી, મોક્ષત્વની અનુપપત્તિ થાય એટલે જ્ઞાન તથા કર્મનો સમુચ્ચય મોક્ષના સાધનરૂપે નથી એમ ભાવ છે;

યદ્વા, ઉક્તવિરોધને જ '**नहि**' ઇત્યાદિવડે દૃષ્ટાંતોક્તિથી દ્રઢાવે છે; '**तस्मात्**' ઇતિ પદાર્થવડે નિરૂપિત અર્થસારનો ઉપસંહાર કરે છે.

**ઇતિ શિષ્યપ્રતિબોધનવિધિ નામ પ્રથમ પ્રકરણ સમાપ્ત.**

---

# કૂટસ્થાદ્વયાત્મબોધ પ્રકરણ (અવગતિપ્રકરણ).

(**अव०**)–એ રીતે, શિષ્યના દેહદ્વયાભિમાનના અપોહનવડે તે બ્રહ્મરૂપત્વનો ઉપદેશ કરીને, તે અવસ્થા પરત્વે કર્મ તથા તત્સાધનના સંન્યાસને ન્યાયતઃ ઉપપાદિત કર્યો; અને બ્રહ્મસ્વભાવ–વિપરીતતા અવિદ્યાકૃત છે એમ ઉપક્ષેપ કર્યો; હવે, તે અબ્રહ્મસ્વરૂપત્વની અવિદ્યાત્મકતાને અને કૂટસ્થતાએ કરીને આત્માના સ્વાભાવિક બ્રહ્મરૂપત્વને ઉપપાદિત કરવા પ્રકરણાન્તર આરંભ કરતાં, સંન્યાસ કરેલ મુમુક્ષુના કર્તવ્યરૂપે શ્રવણનું વિધિતઃ સૂચન કરી શિષ્યપ્રશ્નને, '**सुखम्**' ઇતિ વાક્યાર્થવડે અવતરાવે છેઃ—

**सुखमासीनं ब्राह्मणं ब्रह्मनिष्ठं कश्चिद्ब्रह्मचारी जन्ममरण लक्षणात् संसारात् निर्विण्णो मुमुक्षुः विधिवदुपसन्नः पप्रच्छ– भगवन्, कथमहं संसारान्मोक्षिष्ये शरीरेन्द्रियविषयवेदना वान् जागरिते दुःखमनुभवामि तथा स्वप्नेऽनुभवामि च पुनः पुनः सुषुप्तिप्रतिपत्त्या विश्रम्य विश्रम्य, किमयमेव मम स्वभावः किंवा अन्य स्वभावस्य सतो नैमित्तिकः इति। यदि स्वभावः न मे मोक्षाशा स्वभावस्यावर्जनीयत्वात्। अथ नैमित्तिकः निमित्तपरिहारे स्यान्मोक्षोपपत्तिः॥ ४५॥**

**वाक्यार्थः**—

કોઇ બ્રહ્મવિચારતત્પર, જન્મમરણલક્ષણ સંસારથી નિર્વેદને પ્રાપ્ત એવા મુમુક્ષુએ, સુખે બેઠેલ (પ્રસન્ન ચિત્તવાળા) બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણ

* ટિપ્પણ:—કૂટસ્થાદ્વયાત્મબોધ પ્રકરણ=કૂટસ્થતાએ કરીને આત્મા અદ્વય–બ્રહ્મસ્વરૂપ–હોવાનો બોધ આપનાર પ્રકરણ; અપોહન–નિષેધ; અવતરાવે છે–અવતરણ કરે છે;

પ્રતિ વિધિવત્ ઉપસન્ન થઇ પૃચ્છા કરેલી-હું સંસારથી કયા પ્રકારે મુક્ત થઇશ? હું શરીર ઇન્દ્રિય તથા વિષય વેદનાવાન્ એવો જાગરિત તેમજ સ્વપ્ન વિષે દુઃખાનુભવ કરૂં છું અને પુનઃ પુનઃ, સુષુપ્તિ-પ્રતિપત્ત્યા વિશ્રમિત વિશ્રમિત થઇને દુઃખાનુભવ કરૂં છું; શું આ જ મારો સ્વભાવ છે? કિંવા અન્યસ્વભાવ સતાનો નૈમિત્તિક-સ્વભાવ છે? જો તે સ્વભાવ હોય તો સ્વભાવની અવર્જનીયતાને લીધે મને મોક્ષાશા નથી; હવે, જો તે નૈમિત્તિક હોય તો નિમિત્ત-પરિહાર પરત્વે મોક્ષોપપત્તિ થાય. ૪૧

પ૦ વ્યા૦—

**'સુખમાસીનમ્'** ઇતિ આ પદાર્થવડે અવિક્ષિપ્તચિત્તતાએ કરીને પ્રસન્નતા ઉક્તા છે;

વ્યાવહારિકદૃષ્ટ્યા **'બ્રાહ્મણમ્'** ઇતિ ઉક્તિવડે, અનાપત્તિદશા પરત્વે બ્રાહ્મણેતર વર્ણથી ઉપદેશ ગ્રાહ્ય નથી એમ સૂચવે છે;

**'બ્રહ્મનિષ્ઠમ્'** ઇત્યુક્તિવડે પરમાર્થતઃ શિષ્યપ્રતિબોધન સામર્થ્યનું સૂચન કરાય છે; **'કશ્ચિત'** ઇતિ પદાર્થવડે પ્રાગુક્ત ગુણગણવડે આઢ્ય સુપરીક્ષિત એવો શિષ્ય ઉક્ત છે; તેના ઉપદેશ ગ્રહણકાલ પરત્વે એકાકિત્વ સૂચવવાને **કશ્ચિત્** એમ ઉક્ત છે; **બ્રહ્મચારી-બ્રહ્મ**-પ્રત્યક્તત્વ-પરત્વે **ચરિતુ**-વિચરવાનું-શીલ આનું છે તે અર્થાત્ બ્રહ્મવિચારતત્પર; આવડે નિત્યાનિત્ય વસ્તુનો વિવેક દર્શિત છે; વિશેષણાન્તરવડે વૈરાગ્ય ઉક્ત છે;

વિવેક-વૈરાગ્યયુક્તને શાન્ત્યાદિ અર્થ પ્રાપ્ત હોય છે એમ માનીને, **'મુમુક્ષુઃ'**-ઇતિ ચરમ વિશેષણ કથેલું છે;

**'તદ્વિજ્ઞાનાર્થં સ ગુરુમેવાભિગચ્છેત સમિત્પાણિઃ શ્રોત્રિયં બ્રહ્મનિષ્ઠમ્ (મું. ૧-૨-૧૨)** અર્થઃ-તેના વિજ્ઞાનાર્થે, પા-

* ટિપ્પણ:—ઉપસન્ન-પ્રાપ્ત; સુષુપ્તિ-પ્રતિપત્ત્યા-સુષુપ્તિ સિદ્ધ્યા; **સ્વભાવ**-સ્વરૂપ; અવર્જનીયતા-અપરિહાર્યતા; પ્રાગુક્ત-પૂર્વોક્ત; એકાકિત્વ-એકલો હોવાપણું; ચરમ-છેલ્લું;

ર્ણુમાં સમિધ્ લઇને તેણે શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરૂને જ અભિગામ થવું' ઇત્યાદિ શાસ્ત્રને અનુસરતાં, '**विधिवदुपसन्न**' એમ કહેલું છે;

'**भगवन्**' ઈત્યાદિથી લઈ '**नैमित्तिकः**' ઇત્યન્ત ગ્રંથવડે કેવળ પ્રશ્નપ્રકારનું કથન કરેલું છે;

સંસારમોક્ષવિષયક એક પ્રશ્ન છે; દુઃખાનુભવ તે શું આત્મસ્વભાવ-છે તે વિષયક '**किमयम्**' ઇત્યાદિ અપર પ્રશ્ન છે એમ વિવેક છે;

'**शरीर**' ઇતિ પદાર્થવડે પ્રથમ પ્રશ્નના નિમિત્તનું કથન કરેલું છે; શરીરેન્દ્રિય તથા વિષયનિમિત્તવેદનાનો અનુભવ, તે નિશ્ચે સંસાર છે; તદ્વાન્ સતો હું, કયા પ્રકારે સંસારથી મુક્ત થઇશ ? એમ;

'**जागरिते**' ઇતિ પદવડે દ્વિતીય પ્રશ્નનું બીજ ઉક્ત છે; જાગ્રત્ તથા સ્વપ્નવિષે દુઃખાનુભવથી અને સુષુપ્તિવિષે આત્મા પરત્વે તત્તદનનુ-ભવથી સંશયોત્થાન થાય છે એમ અર્થ છે;

વળી, **नैमित्तिकः इति च पपृच्छ इत्यन्वयः** એમ અન્વય છે;

'**यदि स्वभाव**' ઇત્યાદિવડે ઉભયત્ર ફલકથન કરે છે. ૪૫

(**अव०**)—અસ્વભાવપક્ષનું અવલમ્બન કરીને ગુરૂ ઉત્તર વદતાં, તને ભય પ્રાપ્ત કરવો યોગ્ય નથી એમ શિષ્યને આશ્વાસન કરે છે એમ, '**तं गुरुः**' ઇતિ પદાર્થવડે કથે છેઃ—

**तं गुरुरुवाच–शृणु वत्स, न तवायं स्वभावः । (किंतु) नैमित्तिकः ॥ ४६ ॥**

**वाक्यार्थः**—

તેને ગુરૂ કહે છે–હે વત્સ ! શ્રવણ કર આ ( દુઃખાનુભવ ) તારો સ્વભાવ ન હોય; ( કિંતુ ) તે નૈમિત્તિક છે. ૪૬

**प० व्या०**—

'**किंतु**' ઇતિ મધ્ય વિષે અધ્યાહાર કર્તવ્ય છે. ૪૬

---

* ટિપ્પણ:—તત્તદનનુભવથી–તે તે દુઃખના અનુભવના અભાવથી: સ્વભાવ–યથાર્થ સ્વરૂપ:

( **अव०** )—આશ્વાસનને સંપાદિત કરેલ એવો શિષ્ય, '**किं निमित्तं**' ઇતિ પદાર્થવડે કહે છે:—

**इति उक्तः शिष्यः उवाच–किं निमित्तं, किं वा तस्य निवर्तकम्, को वा मम स्वभावः, यस्मिन्निमित्ते निवर्तिते नैमित्तिकाभावः रोगानिमित्त निवृत्ताविव रोगी स्वभावं प्रपद्येयेति ॥४७॥**

**वाक्यार्थः**—

એમ ઉક્ત શિષ્ય કહે છે–કયું નિમિત્ત હોય છે? વા તેનું કયું નિવર્તક હોય છે? વા મારો કોણ સ્વભાવ છે? જે નિમિત્ત નિવર્તિત થયે નૈમિત્તિકનો અભાવ થાય તે (કયું નિમિત્ત છે? વા, તેનો કોણ નિવર્તક હોય છે?) રોગનિમિત્તની નિવૃત્તિ થયે જેમ રોગી સ્વભાવને પ્રપન્ન થાય તેમ;

**प० व्या०**—

નિમિત્તનિવૃત્તિ વિના નૈમિત્તિક (પદાર્થની) આત્યન્તિક નિવૃત્તિની અનુપપત્તિ હોવાથી, તત્સ્વરૂપને જાણ્યા વિના તત્પરિહારનો અયોગ હોવાથી તેનો પ્રશ્ન કરેલો છે;

નિવર્તક પ્રશ્ન તો, સ્વભાવ–પરિજ્ઞાનવડે તદવલમ્બનાર્થક હોય છે;

સુખદુઃખાદિમત્ત્વની અસ્વભાવત્વરૂપે ઉક્તિ કરાય તો આત્માનું શું સ્વરૂપ છે; કોઇ વસ્તુ નિઃસ્વભાવ હોતી નથી એમ માનતો, '**को वा**' ઇતિ વાક્યાર્થ વડે પુછે છે;

**यस्मिन्निमित्ते निवर्तिते नैमित्तिकाभावः तत्किंनिमित्तं किं वा तस्य निवर्तकम्** ઇતિ અન્વય છે;

'**इव**' શબ્દ **यथा** શબ્દાર્થક છે; રોગી રોગનિમિત્તની નિવૃતિ થયે જેમ સ્વભાવને પ્રતિપન્ન કરે તેમ, દુઃખનિમિત્તની નિવૃત્તિ થયે વા જે સ્વભાવને હું પ્રતિપન્ન કરૂં તે મારો કયો સ્વભાવ હોય છે

---

* ટિપ્પણ:—પ્રપન્ન–પ્રાપ્ત; આત્યન્તિક–સમૂળગી; તદવલંબનાર્થક–તે સ્વરૂપનું અવલંબન કરાય તે અર્થે; અસ્વભાવત્વરૂપે–અસ્વરૂપત્વરૂપે;

ઇતિ ( વાક્ય ) યોજના છે, ઇતિ શિષ્ય કહે છે એમ સંબંધ છે. ૪૭

(**अव०**)—પૃષ્ટવસ્તુના સ્વરૂપ—કથનવડે ગુરૂ, '**अविद्या**' ઇત્યાદિ-વડે ઉત્તરકથન કરે છે:—

**गुरुरुवाच—अविद्या निमित्तं, विद्या तस्य निवर्तिका, अविद्यायां निवृत्तायां तन्निमित्ताभावात् मोक्ष्यसे जन्ममरणलक्षणात्, स्वप्नजाग्रद्दुःखं च नानुभविष्यसीति ॥ ४८ ॥**

**वाक्यार्थः**—

ગુરૂએ કહ્યું—અવિદ્યા નિમિત્ત છે, વિદ્યા તેની નિવર્તિકા છે; અવિદ્યા નિવૃત્ત થયે, તન્નિમિત્ત અભાવથી જન્મ—મરણલક્ષણ ( સંસાર )થી તું મુક્ત થઇશ, અને સ્વપ્ન તથા જાગ્રત્‌નું દુઃખ અનુભવીશ નહિ એમ. ૪૮

**प० व्या०**—

તે અવિદ્યા નિમિત્ત—નિદાન—જેનું છે તે સંસાર=તન્નિમિત્ત, તેના અભાવથી એમ વિગ્રહ છે;

ત્યારે વળી, સ્વપ્નજાગરિત દુઃખને આત્મધર્મત્વવડે કરીને અનુભવીશ નહિ એમ અર્થ છે;

( **अव०** ) સ્વરૂપતોવગત પદાર્થોની વિશેષ—બુભુત્સયા શિષ્ય પૃચ્છા કરે છે ઇતિ, '**शिष्य उवाच**' એમ વાક્યાર્થવડે કહે છે—

**शिष्य उवाच—का सा अविद्या, किंविषया वा, विद्या च का यया स्वभावं प्रतिपद्येयति ॥ ४९ ॥**

**वाक्यार्थः**—

તે કયી અવિદ્યા? વા, તે કિંવિષયા હોય છે? વળી, તે વિદ્યા કયી જેવડે હું સ્વભાવને પ્રતિપન્ન કરૂં? એમ શિષ્ય કહે છે. ૪૯

---

* ટિપ્પણ:—નિવર્તિકા—નિવૃત્ત કરનારી; સ્વરૂપતોવગત-સ્વરૂપપૂર્વકજ્ઞાત; વિશેષબુભુત્સયા—વિશેષ સ્વરૂપ જાણવાની ઈચ્છાને લઈ; કિંવિષયા—શેને વિષય કરનારી;

**પ૦ વ્યા૦—**

**'वा'** શબ્દ **च** શબ્દાર્થક છે; વળી, તે અવિદ્યા કોને આશ્રય કરનારી હોય એમ અર્થ છે: **स्वभावं प्रतिपद्येय**=જાગ્રત્-આદિ પરત્વે પણ દુઃખાદિ અનુભવથી હીન એવા આત્મતત્ત્વને ઉપસંપન્ન કરૂં એમ અર્થ છે;

**પ૦ વ્યા૦—**

(**अव०**)—તારા સ્વરૂપનાં આવરણ, વિપર્યય અને અધ્યાસનો પરિચય કરાવનાર એવી અવિદ્યા, ત્વત્સ્વરૂપાશ્રયવિષયા હોય છે એમ પ્રથમ પ્રશ્નનો ઉત્તર, '**गुरुरुवाच**' ઇતિ વાકયાર્થવડે કહે છે:—

**गुरुरुवाच–त्वं परमात्मानं सन्तं असंसारिणं संसार्यह मस्मीति विपरीतं प्रतिपद्यसे, अकर्तारं सन्तं कर्तेति अभोक्तारं सन्तं भोक्तेति, विद्यमानं च अविद्यमानमिति, इयमविद्या ५०**

**वाक्यार्थः—**

અસંસારી સતા પરમાત્માને તું 'હું સંસારી' છું એમ વિપરીતપણે પ્રતિપાદન કરે છે; અ-કર્તા સતાને કર્તા છું એમ, અભોક્તા સતાને ભોક્તા છું એમ, અને વિદ્યમાનને અવિદ્યમાન છે એમ; આ અવિદ્યા છે એમ ગુરૂએ કહેલું. ૫૦

**પ૦ વ્યા૦—**

પરિપૂર્ણસ્વરૂપ પરમાત્માને, તૂં **विपरीतं**-'હું પરિચ્છિન્ન સ્વરૂપ છું' એમ પ્રતિપાદિત કરે છે એમ પ્રત્યેક ધ્વંધ્વ યોજ્ય છે;

એરીતે, જે નિમિત્તે સંસારિ-આદિ-આત્મતાની જ પ્રતિપત્તિ કરે છે અને પરિપૂર્ણત્વ-આદિ-આત્મત્વ વિદ્યમાન હોય તથાપિ તેમ પ્રતિપત્તિ કરતો નથી તે આ ત્વદાશ્રયા અને ત્વદ્વિષયા અવિદ્યા છે એમ

---

* ટિપ્પણ:—ત્વત્સ્વરૂપાશ્રયવિષયા–તારા યથાર્થ સ્વરૂપનો આશ્રય તથા તેને વિષય કરનારી; સંસારિ-આદિ-આત્મતાની જ–હું સંસારી આદિ છું એવું મ્હારૂં આત્માનું સ્વરૂપ હોવાની;

તને અનુભવસિદ્ધ છે; તૂં તો ચિદાનન્દૈકરસ કૂટસ્થરૂપ છે એમ અભિપ્રાય છે;

**विद्यमानं चाविद्यमानम् इति**—નિત્ય સતાને અનિત્ય સ્વરૂપે એમ અર્થ છે;

(**अव०**)—શિષ્ય તો આત્માની નિત્યતા અને મુક્તતાને અંગીકૃત કરી, તેના અસંસારાદ્યત્વની ઉક્તિ કરેલી તેનો આક્ષેપ કરે છે એમ, '**शिष्य उवाच**' ઇતિ વાક્યાર્થવડે કથન કરે છે:—

**शिष्य उवाच-यद्यप्यहं विद्यमानः तथापि न परमात्मा, कर्तृत्वभोक्तृत्वलक्षणः संसारो मम स्वभावः, प्रत्यक्षादिभिः प्रमाणैः अनुभूयमानत्वात् । न अविद्यानिमित्तः अविद्यायाः स्वात्मविषयत्वानुपपत्तेः । अविद्या नाम अन्यस्मिन् अन्यधर्माध्यारोपणा-यथा प्रसिद्धं रजतं प्रसिद्धायां शुक्तिकायां, यथा प्रसिद्धं पुरुषं स्थाणावध्यारोपयति प्रसिद्धं वा स्थाणुं पुरुषे । नाऽप्रसिद्धं प्रसिद्धे प्रसिद्धं चाऽप्रसिद्धे । नचात्मन्यनात्मानमध्यारोपयति आत्मनः अप्रसिद्धत्वात् । तथा आत्मानं अनात्मनि आत्मनोऽप्रसिद्धत्वादेव ॥ ५१ ॥**

**वाक्यार्थः**—

જો કે હું નિત્યસ્વરૂપ છું તથાપિ, હું પરમાત્મા ન હોઉં; કર્તૃત્વ તથા ભોક્તૃત્વલક્ષણ સંસાર, એ મારો સ્વભાવ—સ્વરૂપ—છે પ્રત્યક્ષાદિ પ્રમાણોથી અનુભવાય છે તેથી;

અવિદ્યા નિમિત્તરૂપ ન હોય અવિદ્યાની સ્વાત્મવિષયતાની અનુપપત્તિ હોય છે તેથી;

---

* ટિપ્પણ:—**સ્વાત્મવિષયતાની—સ્વાત્માને વિષય કરવાપણાની; અનુપપત્તિ—અસિદ્ધિ;**

અન્ય પદાર્થ પરત્વે અન્ય પદાર્થના ધર્મની અધ્યારોપણા, તેને **અવિદ્યા** કહે છે; જેમ પ્રસિદ્ધ રજતને પ્રસિદ્ધ શુક્તિ પરત્વે, જેમ પ્રસિદ્ધ પુરૂષને સ્થાણુ પરત્વે, વા પ્રસિદ્ધ સ્થાણુને પુરૂષ પરત્વે અધ્યારોપિત કરે;

અપ્રસિદ્ધ પદાર્થનો પ્રસિદ્ધ પદાર્થ પરત્વે અને પ્રસિદ્ધ પદાર્થનો અપ્રસિદ્ધ પદાર્થ પરત્વે અધ્યારોપ ન કરાય; વળી, આત્માની અપ્રસિદ્ધતાને લીધે, આત્મા વિષે અનાત્મવસ્તુને અધ્યારોપિત કરતા નથી તેજ પ્રકારે, આત્માનો અનાત્મવસ્તુ વિષે અધ્યારોપ ન કરાય આત્માની કેવળ અપ્રસિદ્ધતા હોય છે તેથી એમ શિષ્યે કહ્યું. પર

**प० व्या०—**

**अहं कर्ता** ઇત્યાદિ કતૃત્વાદિ પ્રત્યય—સાશ્રય—ધર્મત્વને લીધે પ્રત્યક્ષ છે રૂપાદિવત્; આમ તેનું સાશ્રયત્વ સિદ્ધ હોય છે એટલે, અચેતન—જડ—વસ્તુ પરત્વે સુખદુઃખ હોતાં નથી પાષાણ આદિ પરત્વે તેનું અદર્શન હોવાથી; પરિશેષથી અનુમાન વડે ચેતનાશ્રયત્વ સિદ્ધિ થાય છે;

વળી, '**गुणान्वयो यः फलकर्मकर्ता कृतस्य तस्यैव सचोपभोक्ता श्वे.** ૯—૭ અર્થઃ—સત્ત્વાદિ ત્રણ ગુણોવડે યુક્ત (જીવાત્મા) જે ફળને અર્થે કર્મકર્તા હોય છે તેજ (જીવ), આ કર્મોનો ઉપભોક્તા હોય છે,' '**स एष सुप्तेषु जागर्ति कामं कामं पुरुषो निर्मिमाणः कठ.** ૨—૯—૮ અર્થઃ—જે આ સ્વયંપ્રકાશ ચૈતન્ય પુરૂષ દરેક કામનાનો (અર્થાત્ પશુ પુત્રાદિના રૂપને) નિર્માણ કરતાં સર્વ ઇન્દ્રિયો ઉપરામ પામવા છતાં જાગે છે' ઇત્યાદિ આગમનું '**आदि**' શબ્દવડે અર્થસૂચન છે;

વિપક્ષપરત્વે, '**अविद्यायाः स्वात्मविषयत्वानुपपत्तेः**' ઇતિ વાકયાર્થવડે, બાધિકાયુક્તિને સંગૃહીત કરે છે;

---

* ટિપ્પણ:—ચેતનાશ્રયત્વસિદ્ધિ—કતૃત્વાદિપ્રત્યયના ચેતન વસ્તુના આશ્રય કરવાપણાની સિદ્ધિ; બાધિકા—બાધ કરનારી; અધ્યારોપણા—કલ્પના;

તે સંગૃહીતાર્થનું, ' **अविद्या नाम** '. ઇત્યાદિ વાક્યાર્થવડે અવિદ્યા સ્વરૂપના ઉપન્યાસપૂર્વક વિવરણ કરે છે;

મિથ્યાજ્ઞાન તેજ અવિદ્યારૂપે ઉક્તા છે એમ માનનારાનો આ ઉપન્યાસ છે;

**शुक्तिकायां अध्यारोपयति** ઇતિ વક્ષ્યમાણનો અનુષંગ છે; એ રીતે, ઉત્તરત્ર પણ અનુષંગ દ્રષ્ટવ્ય છે;

કોઇ વિષયભૂત અર્થ ( વિષય ) પરત્વે અન્યતઃ પ્રતિદ્ધ એવા વિષયાન્તરનો અધ્યારોપ તે નિશ્ચે, '**अविद्या**' એમ પ્રસિદ્ધ છે;

તત્ર, જો આત્મા કેવળ પ્રસિદ્ધ હોય તો તેની અધ્યાસ-વિરોધી પ્રકાશાત્મકતાને લઇ, તેને વિષે અતદ્ધર્મ-પ્રતિભાસ ન થાય;

જો તે ( આત્મા ) અપ્રસિદ્ધ હોય તો વિષયની અસ્ફુરણતાને લઇને તેનો અતદ્ધર્મ-પ્રતિભાસ કયાં થાય ?

તેમજ વળી, કર્તૃત્વાદિની આત્મા પરત્વે આવિદ્યકત્વની અનુપપત્તિ હોય છે;

એથી, કર્તૃત્વાદિ-લક્ષણ ધર્મ તે આત્માનો સ્વાભાવિક ધર્મ છે એમ અભિપ્રાય છે. પર

(**अव०**)—તત્ર, અધિષ્ઠાન અને અધ્યાસાતી વસ્તુની પૃથક્-પ્રસિદ્ધિ વિના અધ્યાસની અનુપપત્તિ હોય એમ તારો મત છે ? કિંવા, પ્રસિદ્ધિમાત્ર વિના તેની અનુપપત્તિ હોય એમ તારો મત છે ? એમ વિકલ્પોને, પ્રસિદ્ધિમાત્રના અંગિકારને લીધે અન્ત્ય પક્ષ સિદ્ધ ન હોય એમ અભિપ્રેત થઇને, ' **गुरुरुवाच-न, व्यभिचारात्** ' ઇતિ વાક્યાર્થવડે આદ્ય પક્ષનું નિરાકરણ કરે છે:—

**तं गुरुरुवाच-न, व्यभिचारात् । नहि वत्स, प्रसिद्धं प्रसिद्ध एवाध्यारोपयतीति नियन्तुं शक्यम् । आत्मन्यध्यापरोपणदर्श-**

* ટિપ્પણ:—વક્ષ્યમાણ-કેહેવાવાતા; આવિદ્યકત્વ-મિથ્યાત્વ;

नात् । गौरोऽहं कृष्णोऽहमिति देहधर्मस्य अहंप्रत्ययविषये आत्मनि, अहंप्रत्ययविषयस्य च आत्मनः देहे अयमस्मीति ॥ ५२ ॥

**वाक्यार्थः—**

ગુરૂએ તેને કહ્યું—એમ ન હોય વ્યભિચાર (દોષ) પ્રાપ્ત થાય તેથી; હે વત્સ! પ્રસિદ્ધ વસ્તુનો પ્રસિદ્ધ વસ્તુવિષે જ અધ્યારોપ કરે એમ નિયમ કરવો નિશ્ચે શક્ય ન હોય આત્મા વિષે આરોપણદર્શન હોય છે તેથી; 'હું ગૌર વર્ણનો છું,' 'હું કૃષ્ણ વર્ણનો છું' એમ દેહધર્મનો (અધ્યારોપ) અહંપ્રત્યયના વિષયરૂપ આત્મા વિષે, 'અને આ હું છું' એમ અહંપ્રત્યયના વિષયરૂપ આત્માનો (અધ્યારોપ) દેહ વિષે દૃશ્યમાન હોય છે તેથી. પર

**प० व्या०**

સુષુપ્તિ આદિ વિષે આત્મા અવભાસમાન હોય તથાપિ, કર્તૃત્વાદિ આકારનો અનવભાસ હોય છે (તેથી વ્યભિચાર દોષ સિદ્ધ થાય છે;)

પ્રત્યક્ષપ્રમાણ અનુમાનપ્રમાણ તથા આગમોનું કેવળ વિશિષ્ટાત્મ વિષયત્વ હોય છે તે, અવિદ્યાત્મત્વાબાધકત્વ છે એમ દ્રષ્ટવ્ય છે;

વત્સ! એમ સંબોધતાં, અદ્યાપિ તું કેવળ બાલ–સ્વરૂપ છે અર્થાત્ ન્યાય–માર્ગ વિષે તું વ્યુત્પન્ન નથી એમ દર્શાવે છે;

અન્યત્ર, કેવળ પૃથક્રૂપે પ્રસિદ્ધ તે જ કેવળ અન્યત્ર પ્રસિદ્ધ વસ્તુ–પરત્વે અધ્યારોપિત કરે એમ નિયમન કરવું શક્ય નથી વ્યભિચાર થાય છે તેથી એમ અન્વય છે;

ક્યાં વ્યભિચાર થાય? એમ કહે તો તત્ર, '**आत्मनि**' ઇતિ પદાર્થવડે કથન કરે છે;

---

* ટિપ્પણ:—વ્યુત્પન્ન–નિપુણ; વિશિષ્ટાત્મવિષયત્વ–વિશિષ્ટ આત્માના સ્વરૂપને વિષય કરવાપણું; અવિદ્યાત્મત્વાબાધકત્વ–અવિદ્યાત્મત્વનું અબાધકપણું;

'**गौरोऽहम्**' ઇતિ પદાર્થવડે સંગ્રહનું વિવરણ કરે છે;

આત્મા દેહથી અતિરિક્ત છે એમ કહેનાર દેહાતિરિક્તાત્મ–વાદિઓ વડે, 'હું કૃશ છું' ઇત્યાદિ દેહધર્માવભાસ, અહંપ્રત્યયના વિષયરૂપ આત્મા પરત્વે હોય છે; વળી, દેહપરત્વે 'હું મનુષ્ય છું,' 'હું જાણું છું' એમ તેનો અવભાસ પણ અધ્યાસરૂપે અંગિકારાય છે;

દેહ તથા આત્માની નિશ્ચે પૃથક્–પ્રસિદ્ધિ હોતી નથી એથી, તત્ર–ઉક્ત નિયમનો ભંગ થાય છે એમ અર્થ છે. ૫૨

(**अव०**)—પ્રસિદ્ધ સ્થાણુ તથા પુરૂષનો જેમ અન્યોન્ય પરત્વે અધ્યાસ હોય તેમ, ઇન્દ્રિય વિષયત્વ અને અહંપ્રત્યય–વિષયત્વવડે કેવળ પ્રસિદ્ધ એવાં દેહ તથા આત્માનો પણ ઇતરના ઇતરાધ્યાસ પરત્વે વિશેષાભાવ હોય છે તેથી વ્યભિચાર થતો નથી એમ, '**शिष्य आह**' ઇતિ વાક્યાર્થવડે શંકા કરે છે:—

**शिष्य आह–प्रसिद्ध एव तर्ह्यात्मा अहंप्रत्ययविषयतया देहश्च अयमिति। तत्रैवंसति प्रसिद्धयोरेव देहात्मनोरितरेतराध्यारोपणात् स्थाणुपुरुषयोः शुक्तिकारजतयोरिव। तत्र कं विशेषमाश्रित्य भगवतोक्तं प्रसिद्धयोरितरेतराध्यारोपणेति नियन्तुं न शक्यते इति॥ ५३॥**

**वाक्यार्थः**—

શિષ્ય કહે છે–ત્યારે આત્મા, અહંપ્રત્યય–વિષયતાએ કરીને અને 'આ દેહ' એમ (ઇન્દ્રિયવિષયતાએ કરીને) કેવળ પ્રસિદ્ધ છે; તત્ર એમ સતે સ્થાણુપુરૂષ તથા શુક્તિકારજતની પેરે કેવળ પ્રસિદ્ધ એવાં દેહ તથા આત્માનું ઇતરેતર અધ્યારોપણ હોય છે તેથી; તત્ર, પ્રસિદ્ધ વસ્તુનું ઇતરેતરાધ્યારોપણ થાય એમ નિયમન કરવું શક્ય નથી એમ આપે કયા વિશેષને આશ્રિત કરીને કહેલું? ૫૩

---

∗ ટિપ્પણ:—રજત–રૂપું: વિશેષ–ભેદ; ઇતરેતરાધ્યારોપણ–એકનું બીજા વિષે અધ્યારોપણ–કલ્પના–કરવાપણું;

**પ૦ વ્યા૦—**

તેમજ વળી, અહંકર્તા અને ચિદાત્માના પૃથગવભાસના અભાવથી ઇતરેતરાધ્યાસ હોતો નથી એમ દાર્ષ્ટાન્તિકની અસિદ્ધિ છે એમ ભાવ છે. ૫૩

**(અવ૦)**–દેહાત્માની પ્રસિદ્ધતા ભલે હોય તથાપિ, તારો અભિમત નિયમ તત્ર હોતો નથી એમ અભિપ્રેત થઇને આચાર્ય તો વ્યભિચારને દ્રઢાવે છે એમ, '**गुरुः**' ઇતિ વાક્યાર્થવડે કહે છે:—

**गुरुराह–शृणु । सत्यं प्रसिद्धौ देहात्मानौ नतु स्थाणुपुरुषाविव विविक्तप्रत्ययविषयतया सर्वलोकप्रसिद्धौ । कथं तर्हि । नित्यमेव निरन्तराविविक्तप्रत्ययविषयतया । नहि अयं देहः, अयमात्मा, इति विविक्ताभ्यां प्रत्ययाभ्यां देहात्मानौ गृह्णाति यतः कश्चित् । अतएव हि मोमुह्यते लोकः आत्मानात्मविषये एवमात्मा नैवमात्मा इति । इयं विशेषमाश्रित्यावोचं नैवं नियन्तुं शक्यमिति ॥ ५४ ॥**

**वाक्यार्थः—**

ગુરૂએ કહ્યું–શ્રવણ કર; દેહ તથા આત્મા પ્રસિદ્ધ છે એ સત્ય છે; કિન્તુ, તે સ્થાણુપુરૂષની પેરે વિવક્તપ્રત્યયવિષયતયા સર્વલોકપ્રસિદ્ધ હોતાં નથી; ત્યારે તે કેવી રીતે પ્રસિદ્ધ હોય? નિત્ય જ નિરન્તર અવિવિક્તપ્રત્યયવિષયતયા પ્રસિદ્ધ હોય છે; કેમકે, નિશ્ચે કોઇ પણ, 'આ દેહ' 'આ આત્મા' એમ દેહ તથા આત્માને વિવિક્તપ્રત્યયપૂર્વક ગ્રહણ કરતું નથી; એથી જ લોક, આત્મા તથા અનાત્માના વિષયપરત્વે, 'આત્મા એ રીતે છે,' 'આત્મા એ રીતે નથી' એમ મોહને પ્રાપ્ત થાય છે; આ વિશેષને આશ્રિત કરીને, એ રીતે નિયમન કરવું શક્ય નથી એમ મેં કહેલું. ૫૪

---

* **ટિપ્પણ:—પૃથગવભાસ–ભિન્ન આભાસ; વિવિક્તપ્રત્યયવિષયતયા–ભિન્નપ્રતીતિના વિષયરૂપે; અવિવિક્ત–અભિન્ન; અવિવેચિત;**

**પ૦ વ્યા૦—**

દેહ તથા આત્મા પ્રસિદ્ધ છે એ વાત સત્ય છે તત્ર વિશેષનું શ્રવણ કર એમ '**ननु**' ઇતિ પદાર્થવડે યોજના છે;

'**नह्ययम्**' ઇત્યાદિવડે, અવિવિક્ત પ્રત્યયની વિષયતાએ કરીને કેવળ પ્રસિદ્ધિનો અભિનય કરે છે; તત્ર, '**अतएव हि मोमुह्यते लोकः**' ઇતિ વાક્યાર્થવડે લિંગકથન કરે છે;

'**एवमात्मा**' ઇતિ વાક્યાર્થવડે કેવળ મોહાતિશય, તેનો અભિનય કરે છે;

દેહ આત્મા છે? ઇન્દ્રિયો આત્મા છે? આત્મા કર્તા છે? આત્મા અકર્તા છે? આત્મા વ્યાપક, પરિછિન્ન, સગુણ, નિર્ગુણ છે? એમ લોકવાદિવિપ્રતિપત્તિને લીધે સર્વ લોક મોહાયમાન થતો દેખાય છે;

વિવિક્તયા ઉપલંભ પરત્વે તો, '**इदं न स्यात्**' અર્થઃ—આ ન થાય, એમ વિશેષ છે એમ કહી '**इमं विशेषम्**' ઇતિ વાક્યાર્થવડે ઉપસંહાર કરે છે;

તેથી એકજ્ઞાનોપરક્તતયા ઉપલંભ પરત્વે, અધ્યસ્યમાન અને અધિષ્ઠાન વસ્તુની સિદ્ધિ અધ્યાસ પરત્વે અપેક્ષાય પૃથક્‌સિદ્ધિ નહિ એમ છે એથી, 'હું મનુષ્ય છું' ઇતિવત્ 'હું કર્તા છું, 'હું ભોક્તા છું' ઇતિ પણ દ્વયાકાર પ્રતિભાસને લીધે અધ્યારોપત્વસિદ્ધિ છે એમ ભાવાર્થ છે;

(**अथ०**)—આત્મા અને અનાત્મા ઉભયની પણ જો અધ્યાસગોચરતા હોય તો અધ્યસ્ત વસ્તુના મિથ્યાત્વને લીધે આત્માની સત્ત્વાનુપપત્તિનો પ્રસંગ પ્રાપ્ત થાય એમ શિષ્ય '**ननु**' ઇતિ વાક્યાર્થવડે શંકા કરે છેઃ—

**ननु अविद्याऽध्यारोपितं यत्र यत् तदसत् तत्र दृष्टं यथा रजतं**

---

* ટિપ્પણઃ—અભિનય–પ્રાગટ્ય; વિવિક્તયા–વિવેચિત કરીને; એકજ્ઞાનોપરક્તતયા–આત્મા એક અન્વય હોવાના જ્ઞાનની ઉપરક્તતા વડે; સત્ત્વાનુપપત્તિ–સત્વાસિદ્ધિઃ

शुक्तिकायां, स्थाणौ पुरुषं, रज्ज्वां सर्पः, आकाशे तलम लिनत्व *इत्यादि, तथा–देहात्मनोरपि नित्यमेव निरन्तराविविक्तप्रत्यय तया इतरेतराध्यारोपणा कृता स्यात् तदितरेतरयोः नित्यमेव असत्त्वं स्यात् । यथा शुक्तिकादिषु अविद्याध्यारोपितानां रजतादीनां नित्यमेव अत्यन्तासत्त्वं तद्विपरीतानां च विपरीतेषु तद्वत् देहात्मनोरविद्ययैव इतरेतराध्यारोपणा कृता स्यात् तत्रैवंसति देहात्मनोरसत्त्वं प्रसज्येत । तच्चानिष्टं वैनाशिक पक्षत्वात् । अथ तद्विपर्ययेण देहः आत्मन्यविद्ययाऽध्यारोपितः देहस्यात्मनि सति असत्त्वं प्रसज्येत । तच्चानिष्टं प्रत्यक्षादि विरोधात् । तस्माद्देहात्मानौ नाविद्यया इतरेतरस्मिन् अध्यारोपितौ कथं तर्हि वंशस्तम्भवन्नित्यसंयुक्तौ ॥ ९५ ॥

**वाक्यार्थ:—**

જ્યાં જે અવિદ્યાવડે અધ્યારોપિત હોય તે તત્ર, શુક્તિકા વિષે રજત, સ્થાણુ વિષે પુરુષ, રજ્જુવિષે સર્પ, આકાશવિષે તલમલિનત્વાદિ જેમ અસત્ય રૂપે દષ્ટ હોય છે તેજ પ્રકારે, કેવળ નિત્ય નિરન્તર અવિવિક્તપ્રત્યયતયા દેહ તથા આત્માની ઇતરેતરાધ્યારોપણા કરેલી હોય, તે ઇતરેતરનું નિત્ય જ અસત્ત્વપણું થાય;

જેમ શુક્તિકા આદિ વિષે અવિદ્યાવડે અધ્યારોપિત એવાં રજતાદિનું કેવળ નિત્ય અત્યન્ત અસત્ત્વપણું હોય અને તેથી વિપરીત વસ્તુઓનું વિપરીત વસ્તુઓ પરત્વે અત્યન્તાસત્ત્વ હોય તદ્વત્, દેહ તથા આત્માની અવિદ્યાવડે જ ઇતરેતરાધ્યારોપણા સંપાદિત થાય;

* ટિપ્પણ:—તલમલિનત્વાદિ–તળુ તથા મલિનતા હોવાપણું આદિ; અવિવિક્તપ્રત્યયતયા–અભિન્નપ્રતીતિને લઇને; ઇતરેતરાધ્યારોપણા–પરસ્પર કલ્પના;

તત્ર એમ સતે, દેહાત્મનું અસત્ત્વ પ્રસક્ત થાય અને તે વૈનાશિકપક્ષત્વને લીધે અનિષ્ટ થાય;

હવે, તેના વિપર્યયવડે દેહને આત્માવિષે અવિદ્યાવડે અધ્યારોપિત કરે તો, આત્મા સતે દેહનું અસત્ત્વ પ્રસક્ત થાય અને તે પ્રત્યક્ષાદિ-વિરોધથી અનિષ્ટ થાય:

તેથી, દેહ તથા આત્મા અવિદ્યાએ કરીને ઇતરેતરપરત્વે અધ્યા-રોપિત ન હોય; ત્યારે તે કેવી રીતે હોય ?. વંશસ્તમ્ભવત્ તે ( દેહાત્મા ) નિત્યસંયુક્ત હોય છે. ૫૫

**પ૦ વ્યા૦**—

જે જે ( વસ્તુ ) અવિદ્યાવડે અધ્યારોપિત હોય તે તે અસત્ય-રૂપે દૃષ્ટ હોય છે જેમ શુક્તિકાદિવિષે રજતાદિ; એમ વ્યાપ્તિની ઉક્તિ કરીને '**तथा देहात्मनोरपि**' ઇતિ પક્ષધર્મતાનું કથન કરે છે;

'**तदितरेतरयोः**' ઇત્યાદિવડે અનુમાનનો પ્રયોગ કરે છે; તત્ર વ્યાપ્તિપક્ષધર્મત્વસિદ્ધિ સતે, ઇતિ યાવત્ ( પ્રયોગ છે; )

વળી, આત્મા વિષે અનાત્મા અને અનાત્મ (વસ્તુ) વિષે આત્મા, શુક્તિકાદિ વિષે રજતાદિવત્ અને રજતાદિવિષે શુક્ત્યાદિવત્ નિત્યજ ઇતરેતરત્ર અધ્યસ્તતાને લીધે, નિત્યજ અસતરૂપે હોવાને યોગ્ય હોય છે;

એમ ( અનુમાનપ્રમાણનાં ) અવયવત્રયનું અભિધાન કરીને '**तस्यदेहात्मनोः**' ઇતિ પદાર્થવડે ઉપનય તથા નિગમનને નિર્દિષ્ટ કરે છે.

સિદ્ધસાધ્યત્વશંકાનું '**तस्मानिष्टम्**' ઇતિ પદાર્થવડે નિરા-કરણ કરે છે; ખરેખર, ઇતરેતરાધ્યાસ અંગિકારાતો નથી જેવડે આત્માનો પણ અસત્ત્વ પ્રસંગ થાય કિંતુ, અન્યતરાધ્યાસ તે જ અન્યત્ર અંગિકરાય છે એમ ગુરૂ '**अथ**' ઇતિ પદાર્થવડે આશંકા કરે છે;

---

* ટિપ્પણ:—વંશસ્તંભવત્—વાંસના સ્તંભની પેઠે; સિદ્ધસાધ્યત્વ—સિદ્ધવસ્તુનુ સિદ્ધકરવાપણું; અન્યતરાધ્યાસ—એમાંથી એકનો અન્ય વિષે અધ્યાસ.

'**तद्विपर्ययेण**'=અનાત્માધિષ્ઠાનના વિપર્યયવડે; તે અર્થનું જ '**देहः**' ઇતિ વાક્યાર્થવડે સ્પષ્ટીકરણ કરે છે;

'**देहस्य आत्मनि सति**' ઇતિ વાક્યાર્થવડે, શિષ્ય નિરાકરણ કરે છે;

જેમ કેવળ શુક્તિકા આદિ સતે, 'આ રજત નથી' ઇત્યાદિવડે તેનું અસત્ત્વ પ્રતીત થાય તેમ, આત્માવિષે અહંરૂપ અવભાસ સતે જ દેહનું અસત્ત્વ અનુભવાવાય; નિશ્ચે તે અનુભવાતું નથી; અર્થાત્, તે અનુભવાવાય છે જ એમ અભ્યુપગમ પ્રમાણનિરોધથી અયુક્ત હોય છે;

જેથી એ રીતે યુક્તિને સહન કરતો નથી તેથી, તે અધ્યાસ સિદ્ધ થતો નથી એમ '**तस्मात्**' ઇતિ વાક્યાર્થવડે ઉપસંહાર કરે છે;

જો એમ હોય તો, 'હું મનુષ્ય છું' ઇત્યાદિ લોકનો વ્યવહાર કેમ (સિદ્ધ) હોય ? એમ ગુરૂ '**कथं तर्हि**' ઇતિવાક્યાર્થવડે શંકા કરે છે;

શિષ્ય, મીમાંસકાદિ મતને આશ્રિત થઇને, 'સંયોગસંબંધથી' એમ '**वंशस्तम्भवत्**' ઇતિ વાક્યાર્થવડે સદ્દષ્ટાંત કથન કરે છે;

જેમ, સ્તંભોના (**वंशानाम्**) આધારાધેયભાવવડે કરીને પરસ્પર સંયોગવિશેષ સતે, 'ગૃહ' એમ એકશબ્દપ્રત્યયગોચરતા હોય એ રીતે, દેહ તથા આત્માના પણ સંયોગવિશેષથી 'હું મનુષ્ય છું' ઇત્યાદિ સમાનાધિકરણવ્યવહારગોચરત્વ (સિદ્ધ) હોય છે એમ અર્થ છે. ૫૫

(**अव०**)–પરિશેષે કરીને, ઇતરેતરાધ્યાસ સિદ્ધ કરવાને, સિદ્ધાન્તી ઉક્તસંબંધને '**न अनित्यत्व**' ઇતિ વાક્યાર્થવડે તાવત્ પ્રત્યાખ્યાપન કરે છે—

**न अनित्यत्वपरार्थत्वप्रसंगात्–संहतत्वात् परार्थत्वं अनित्यत्वं च वंशस्तम्भादिवदेव। किं च यस्तु परैर्देहेन संहतः**

---

* ટિપ્પણ—આધારાધેયભાવવડે–આધાર તથા આધેયભાવવડે; સમાનાધિકરણવ્યવહારગોચરત્વ–એકાશ્રય વ્યવહારને વિષય કરવાપણું; પ્રત્યાખ્યાપન–નિષેધ;

**कल्पित आत्मा स संहतत्वात् परार्थः। तेन असंहतः परोऽन्यो- नित्यः सिद्धस्तावत् ॥ ५६ ॥**

**वाक्यार्थ:—**

તેમ હોય નહિ અનિત્ય અને પરાર્થત્વનો પ્રસંગ થાય તેથી; સંહતતા હોય તેથી કેવળ વંશસ્તમ્ભની પેરેજ પરાર્થતા અને અનિત્યતા ( પ્રસક્ત ) થાય;

વળી, જે ( આત્મા ) તો પર ( ઇન્દ્રિયાદિક ) વડે દેહ સાથે સંહતરૂપે કલ્પિત હોય તે સંહતત્વને લીધે પરાર્થ હોય;

તે ( પરાર્થ અનિત્ય સંઘાત )સહ અસંહત, સંઘાતથી પર–વિલક્ષણ –આત્મા, તાવત્ નિત્યરૂપે સિદ્ધ છે; ૫૬

**प० व्या०**

જે સંહત હોય તે અનિત્ય અને પરાર્થરૂપે દષ્ટ હોય છે જેમ વંશસ્તંભાદિ; તેમ જો આત્મા પણ કેવળ દેહાદિ સહ સંહત હોય તો તે- પણ અનિત્ય અને પરાર્થ થાય, અને તે અનિષ્ટરૂપ થાય; અનિત્યત્વ પરત્વે સંઘાતાત્મવાદાપત્તિ થાય અને પરાર્થત્વપરત્વે અચેતનત્વાપત્તિ થાય તેથી, એમ અર્થ છે;

એ રીતે પરપક્ષનિરાકરણવડે અર્થાત્ આત્મા, નિત્ય અને સ્વાર્થરૂપે અભ્યુપેય છે એમ કહેલું તેનો જ અનુવાદ કરીને, આસ્તિક મનુષ્યોવડે સુદૂર જઇને પણ તે ( પક્ષ ) અભ્યુપગન્તવ્ય છે એમ અભિપ્રેત થઇને '**किंच**' ઇતિ વાક્યાર્થવડે સ્વપક્ષને સિદ્ધ કરે છે;

પરાર્થ અનિત્ય એવા તે સંઘાત–લિંગદેહ–સહ ( **तेन** ) અસંહત, ( દેહાદિ ) સંઘાતથી અન્ય વિલક્ષણ, ( **परःअन्यः** ) એવા આત્મા, તાવત્ નિત્યરૂપે સિદ્ધ છે એમ યોજના છે;

---

* ટિપ્પણ:—સંહતતા–સંઘાત–સમૂહ–પણું; સંહત–સંઘીભૂત; સંઘા- તાત્મવાદાપત્તિ-આત્માની સંઘાતસિદ્ધિ; પરાર્થત્વ–સંઘાતત્વ; અચેતના- ત્વાપત્તિ–જડસિદ્ધિ;

ગૃહવત્ આત્માથી વિલક્ષણ એવા શેષ (સંઘાત)ના સંહતત્વને લીધે એમ વિવાદાસ્પદ મત છે;

(**અવ૦**)-અચેતન સંઘાતથી આત્મા વિલક્ષણ છે તે વાત નિશ્ચે સત્ય છે; તે આત્માનો સંઘાત સાથે અસંબંધ હોય તો તે સંઘાતના અસંબંધ પરત્વે, 'હું મનુષ્ય છું' એમ વ્યવહારની અનુપપત્તિ થાય તેથી તત્સંબંધ વાચ્યરૂપે છે; તત્ર, સંયોગવિશેષનો અનંગિકાર કરાય તો, તાદાત્મ્યાધ્યાસ સંબંધ (પ્રસક્ત) થાય એમ આયાત થયું; તેમ જ વળી, નિરાત્મ-વાદાપત્તિ થાય એમ પૂર્વે ઉક્ત કરેલા વચનને શિષ્ય '**તસ્યાસંહતસ્ય**' ઇતિ વાક્યાર્થવડે સ્મરણ કરાવે છે:—

**तस्यासंहतस्य देहे देहमात्रतया अध्यारोपितत्वेन असत्त्वा नित्यत्वादिदोषप्रसंगो भवति । तत्र निरात्मको देह इति वैनाशिकपक्षप्राप्तिदोषः स्यात् ॥ ५७ ॥**

**वाक्यार्थः**—

તે અસંહત—સંઘાતસાક્ષી—એવા આત્માની, દેહપરત્વે દેહમાત્રતાએ કરીને અધ્યારોપિતતાવડે અસત્ત્વ તથા અનિત્યત્વાદિ દોષનો પ્રસંગ થાય; તત્ર, દેહ નિરાત્મક એમ કહીએ તો વૈનાશિકપક્ષપ્રાપ્તિરૂપ દોષ (પ્રસક્ત) થાય. ૫૭

**प० व्या०**—

**तस्य असंहतस्य** (તે સંઘાતસાક્ષીની) **देहे स्वस्मिन्**—અર્થ:-પોતાના દેહ વિષે અધ્યસ્ત થયે (**अध्यस्ते**) એમ યોજ્ય છે; સ્વાતંત્ર્યવડે કરીને દેહની સિદ્ધિનો અનંગિકાર હોય છે તેથી, એમ અર્થ છે;

તેમ જ વળી, તેવા દેહપરત્વે અધ્યારોપિત્વ હેતુવડે કરીને આત્માની દેહમાત્રતાએ કરીને અસત્ત્વ તથા અનિત્યત્વ આદિ દોષનો પ્રસંગ થાય;

---

* ટિપ્પણ:—અનુપપત્તિ—અસિદ્ધિ; આયાત-પ્રાપ્ત; નિરાત્મક—આત્મારહિત;

तत्र=એ રીતે પરસ્પરાધ્યાસનો અભ્યુપગમ સતે ઇતિ યાવત્; અર્થાત્, અધ્યસ્ત વસ્તુના મિથ્યાત્વનિયમને લીધે 'નિરાત્મક દેહ,' અને 'નિર્દેહક આત્મા' એમ શૂન્યવાદનો પ્રસંગ થાય. ૫૭

(आ०)—શૂન્યવાદપ્રસંગથી શું તને તાદાત્મ્યાવભાસની અધ્યાસ-નિબન્ધતા ઇષ્ટ નથી? કિંવા, પ્રામાણિક એવા આધારાધેયભાવ આદિ સંબંધની તે હેતુથી સત્તા હોય છે તેથી તે તને ઇષ્ટ નથી? એમ વિકલ્પ કરીને ગુરૂ, 'न स्वत : एव' ઇતિ વાક્યાર્થવડે આદ્યપક્ષનું નિરાકરણ કરે છે:—

**न स्वत एवात्मनः आकाशस्येव असंहतत्वाभ्युपगमात् सर्वेणासंहतः स च आत्मेति न निरात्मको देहादिः सर्वः स्यात्। यथाच आकाशं सर्वेणासंहतमिति सर्वं न निराकारं भवति एवम्। तस्मान्न वैनाशिकपक्षप्राप्तिदोषः स्यात् ॥ ५८ ॥**

**वाक्यार्थः—**

આદ્યપક્ષ યુક્ત ન હોય આકાશની પેરે પોતાથી જ આત્માની અસંહતતાનો અભ્યુપગમ હોય છે તેથી; વળી, તે આત્મા સર્વવડે અસંહત હોય છે એમ દેહાદિ સર્વ વસ્તુ નિરાત્મક ન હોય; વળી, જેમ આકાશ સર્વવસ્તુવડે અસંહત હોય છે ઇતિ સર્વ વસ્તુ નિરાકાશ ન હોય એમ; તેથી, વૈનાશિકપક્ષપ્રાપ્તિનો દોષ પ્રાપ્ત ન થાય. ૫૮

**प० व्या०—**

આ અર્થ છે:—નિશ્ચે દેહાદિ, રૂપાદિમત્તા વા સાવયવત્વને લીધે ઘટાદિવત્ જડ સતો પણ, તદ્વિલક્ષણ એવી ચેતનાત્મતાવડે ઉપલબ્ધ થાય છે; તેથી વળી, તપ્ત અયઃપિંડવત્ તેનો ચેતનસંશ્લેષ વક્તવ્ય છે;

તે જ પ્રકારે, સંઘાતસાક્ષી ચૈતન્યમાત્રસ્વભાવ નિરવયવ એવા

---

* ટિપ્પણ:—ચેતનસંશ્લેષ—ચૈતન્યવ્યાપ્તિ;

આત્માને આકાશવત્ સ્વતઃ પરિચ્છેદ તથા અશુદ્ધિ આદિ ધર્મયોગનો અસંભવ હોય છે તેથી, તેને વિષે દેહશ્લેષકૃત તત્પ્રતિભાસ છે એમ વક્તવ્ય છે;

વળી તે જ પ્રકારે, ઇતરેતર ધર્મની સંસર્ગિતાએ કરીને ઉભયનો ઇતરેતરાધ્યાસ કેવળ અનુભવાનુસારવડે સિદ્ધ થયે, નિરધિષ્ઠાન આરોપની અદષ્ટ—ચરતાને લીધે આરોપજ્ઞાન પરત્વે સ્ફુરણ થનાર ઉભય મધ્યે અન્યના ઉપરાગ વિના જે કદાપિ સ્વાતંત્ર્યતાવડે કરીને સ્ફુરે નહિ તે (વસ્તુ) સ્વરૂપેં કરીને જ આરોપિત થાય છે; જેમ ગગનની ઉપરક્તતાએ કરીને સ્ફુરતું માલિન્ય આદિ હોય છે;

તેથી ઉલટું, જે તેનાથી વિપરીત હોય તે ઇતર વસ્તુ પરત્વે સ્વરૂપવડે આરોપિત હોય નહિ; કિન્તુ, જેમ **શુક્તિ** તથા '**इदं**' અંશ આદિ જેમ રૂપ્ય આદિપરત્વે સંસૃષ્ટરૂપેં જ આરોપિત હોય તેમ તે આરોપિત (હોય છે;)

તત્ર, આત્માનું દેહાદિના ઉપરાગ વિના પણ સુષુપ્તિ આદિ વિષે સ્વતઃસ્ફુરણ હોય છે તેથી, તેને સંઘાતપરત્વે સ્વરૂપે કરીને અધ્યાસ હોતો નથી કિન્તુ, તે કેવળ સંસૃષ્ટતાવડે કરીને હોય છે સ્વરૂપવડે જ દેહાદિ તે (આત્મા)થી વિપરીતરૂપે હોય છે તેથી; એમ ચિદાત્માને અનિત્યત્વાદિ દોષ પ્રસંગ હોતો નથી; વળી, દેહાદિને નિરાત્મકત્વ-પ્રસંગ હોતો નથી એમ શૂન્યવાદશંકાને અવકાશ હોતો નથી;

ચૈતન્યાધ્યાસ—વ્યાપ્તતાએ કરીને દેહનું ચિદ્ધર્માધ્યારોપાધિષ્ઠાનત્વ તો ઉપચારરૂપે હોય છે એમ પરસ્પરાધ્યાસપક્ષ પરત્વે કોઈ દોષ હોતો નથી; આમ સ્વતઃ અસંહત એવા આત્માની સર્વત્ર સદા વિદ્યમાનતાને લીધે, સંઘાત નિરાત્મક ન થાય; વળી, આત્મા પણ અનિત્યત્વાદિ દોષવાન્ ન થાય એમ અર્થ છે;

---

* ટિપ્પણઃ—નિરધિષ્ઠાન—આશ્રયરહિત; અદષ્ટ—ચરતા—અનનુભૂત—ગોચરતા; ઉપરક્તતા—ઉપલિપ્તતા; રૂપ્ય—રૂપું; ઉપચાર—મિથ્યા પ્રયોગ; શુક્તિ—છીપ; સંસૃષ્ટતા—સંસર્ગ;

'**आकाशस्य इव**' અર્થઃ–' આકાશની પેરે ' એમ કહેલા દૃષ્ટાંતને ' **यथाचाकाशम्** ' ઇતિ વાક્યાર્થવડે વિવૃત કરે છે;

સ્વપક્ષદૂષણોદ્ધારનો ' **तस्मात्** ' ઇતિ પદાર્થવડે ઉપસંહાર કરે છે. ૫૮

(**अव०**)–એ રીતે દૂષણોદ્ધારવડે તાદાત્મ્યવ્યવહારના હેતુભૂત એવા તે ઇતરેતરાધ્યાસને ગ્રહણ કરાવી આદ્ય વિકલ્પનું નિરાકરણ કર્યું; હવે, પરમત પરત્વે દૂષણ આપાદાન કરાવવાને ' **यत्पुनरुक्तम्** ' ઇતિ વાક્યાર્થવડે દ્વિતીય પક્ષનું ઉત્થાપન કરે છેઃ—

**यत्पुनरुक्तं देहस्यात्यन्तासत्त्वे प्रत्यक्षादिविरोधः स्यादिति । तन्न । प्रत्यक्षादिभिः आत्मनि देहस्य सत्त्वानुपलब्धेः । नह्यात्मनि कुण्डे बदरं क्षीरे सर्पिः तिले तैलं भित्तौ चित्रमिव च प्रत्यक्षादिभिः देह उपलभ्यते। तस्मान्न प्रत्यक्षादिविरोधः ॥५९॥**

**वाक्यार्थः**—

વળી, દેહની અત્યન્ત અસત્તા હોય તો, તે અસત્તા પરત્વે પ્રત્યક્ષાદિ વિરોધ થાય એમ જે કહેલું તે યુક્ત નથી પ્રત્યક્ષાદિ-પ્રમાણોવડે આત્મા પરત્વે દેહની સત્ત્વાનુપલબ્ધિ હોય છે તેથી;

નિશ્ચે, જેમ કુંડા વિષે બદર ( બોર ), ક્ષીર વિષે ઘી, તિલ વિષે તૈલ, અને ભિત્તિ વિષે જેમ ચિત્ર ઉપલબ્ધ થાય તેમ આત્મા વિષે પ્રત્યક્ષાદિવડે દેહ ઉપલબ્ધ થાય નહિ તેથી, પ્રત્યક્ષાદિનો વિરોધ થતો નથી. ૫૯

**प० व्या०**

' **तन्न** ' ઇતિ પદાર્થવડે નિરાકરણ કરે છે; આત્મા વિષે 'દેહ છે' એમ એ રીતે પ્રત્યક્ષ તાવત્ સંભવતું નથી;

---

* ટિપ્પણ—સ્વપક્ષદૂષણોદ્ધાર–સ્વપક્ષદોષનું સમાધાન; આપાદન–સિદ્ધ; સત્ત્વાનુપલબ્ધિ–સત્તાની અસિદ્ધિ;

ચક્ષુ તથા સ્પર્શનવડે દેહનું ગૃહીતત્વ હોય તથાપિ આત્માનું તે ઉભયવડે અગૃહીતત્વ હોય છે તેથી, અને તદ્ગ્રહણાભાવ પરત્વે તત્ર, 'આ' એમ ગ્રહણની અનુપપત્તિ હોય છે તેથી;

વળી, '**पराञ्चि खानि** અર્થ: ઇન્દ્રિયો પરાઙ્મુખ હોય છે' આ શ્રુતિથી આત્મા ઇન્દ્રિયવિષય હોતો નથી એથી, તે વિષે દેહસંબંધ પ્રત્યક્ષરૂપે હોતો નથી;

એથી જ, તેનું અનુમાન–ગોચરત્વ પણ હોતું નથી એમ અભિપ્રેત થઇને અનુપલબ્ધિનું '**न हि**' ઇત્યાદિવડે વ્યતિરેક દૃષ્ટાંતોવડે વિવરણ કરે છે; આદ્ય દૃષ્ટાંત પ્રત્યક્ષનો, દ્વિતીય અનુમાન (પ્રમાણ)નો, તૃતીય (દૃષ્ટાંત) અર્થાપત્તિનો છે:

કુંડાવિષે બદરવત્ દેહ તથા આત્મા નિશ્ચે એકદેશસંલગ્ન એવા ઉપલબ્ધ થાય નહિ એમ કહેતાં, ભિત્તિ તથા ચિત્રનો ભેદવડે અનુપલંભ હોય તથાપિ, જેમ આધારાધેયભાવ હોય તેમ અત્ર પણ હોય એમ આશંકા કરીને '**भित्तौ चित्रमिव**' એમ વાક્યાર્થવડે કહેલું છે;

ચિત્રાંકિત ભિત્તિના ઉપલંભવત દેહાકારાંક્તિ એવો આત્મા ઉપલબ્ધ થતો નથી; તેમ ઉપલબ્ધ સતે, 'મારા વિષે આ મનુષ્યદેહ છે' એમ વ્યવહાર થાય; તેથી ઉલટું, 'હું મનુષ્ય છું, હું સ્થૂલ છું' ઇત્યાદિ વ્યવહાર (સિદ્ધ) ન થાય એમ સમુદાયાર્થ છે. ૫૯

(**अथ०**)–સામાન્યત: ગૃહીત અને વિશેષત: અગૃહીત તેવા વિષય પરત્વે વિષયાન્તરાધ્યાસ દૃષ્ટ હોય છે; તે અંહી આત્માની પ્રત્યક્ષાદિની અવિષયતા હોય એટલે તત્ર અનાત્માધ્યારોપ કેવી રીતે હોય? અને અનાત્મ વસ્તુની અત્યન્ત અસત્તા હોય એટલે તેનો અનાત્મ વસ્તુ પરત્વે આત્માધ્યારોપ કેવી રીતે હોય? એમ અભિપ્રેત થઇને, શિષ્ય '**कथं तर्हि**' ઇતિ વાક્યાર્થવડે શંકા કરે છે:–

---

* ટિપ્પણ:—અનુપપત્તિ–અસિદ્ધિ; અનુપલંભ–અસિદ્ધિ; ભિત્તિ–ભીંત;

**कथं तर्हि प्रत्यक्षाद्यप्रसिद्ध आत्मनि देहाध्यारोपणा, देहे च आत्माध्यारोपणा ॥ ६० ॥**

**वाक्यार्थः—**

ત્યારે પ્રત્યક્ષ (પ્રમાણુ) આદિએ કરીને અપ્રસિદ્ધ એવા આત્મા વિષે દેહાધ્યારોપણા કેમ હોય ? અને દેહ વિષે આત્મારોપણા કેમ હોય ? ૬૦

શું આત્માને સ્ફુરણાભાવ હોય છે તેથી તત્ર અધ્યાસ સંભવે નહિ એમ કહેવાય છે ? કિંવા, વિષયત્વવડે કરીને તેને સ્ફુરણાભાવ હોય છે તેથી, વા સામાન્ય અંશ ગૃહીત હોય છે તેથી, વા અપ્રમાણુ એવા વિશેષાંશનો અભાવ હોય છે તેથી ( તત્ર અધ્યાસ સંભવે નહિ ? ); તત્ર, આદ્ય પક્ષ સિદ્ધ નથી એમ '**नायं दोषः स्वभावप्रसिद्धत्वादात्मनः**' ઇતિ વાક્યાર્થવડે કથન કરે છે:—

**नायं दोषः । स्वभावप्रसिद्धत्वादात्मनः । नहि कादाचित्कत्वसिद्धावेव अध्यारोपणा न नित्यप्रसिद्धौ इति नियन्तुं शक्यम्, आकाशे तलमलाद्यध्यारोपणदर्शनात् ॥ ६१ ॥**

**वाक्यार्थः—**

આત્માની સ્વભાવપ્રસિદ્ધતા હોય છે તેથી આ દોષ ન હોય; કેવળ કાદાચિત્કત્વસિદ્ધિ પરત્વે અધ્યારોપણા હોય, નિત્યસિદ્ધિ પરત્વે ન હોય એમ નિયમન કરવું શક્ય નથી આકાશપરત્વે તલમલ આદિ અધ્યારોપણનું દર્શન હોય છે તેથી. ૬૧

**प० व्या०—**

'**स्वभाव प्रसिद्धत्वादात्मनः**' અર્થાત્ સ્વપ્રકાશ આત્માને કેવળ સ્વમહિમાવડે સ્ફુરણ ( સિદ્ધ ) હોય છે તેથી;

'**नहि**' ઇતિ પદાર્થવડે દ્વિતીય વિકલ્પ સિદ્ધ નથી એમ કહે છે: **आकाशे** '**अप्रत्यक्षेऽपि** ઇતિ શેષ છે; અર્થાત્, અનૈન્દ્રિયક

---

* ટિપ્પણ:—સ્વભાવપ્રસિદ્ધતા-સ્વરૂપપ્રસિદ્ધિ; કાદાચિત્કત્વસિદ્ધિ-કદાચિત્-સિદ્ધ-હોવાપણું; તલમલ-તળુ તથા મલિનતા હોવાપણું; અનૈન્દ્રિયક-ઇન્દ્રિયરહિત:

આકાશ પરત્વે પણ ઐન્દ્રિયકભ્રમદર્શન હોય છે તેથી, અવિષય હોય તથાપિ સ્વતઃ સ્ફુરણ થનાર આત્મા પરત્વે વિષયાધ્યાસ અસંભવિત નથી;

ચરમ વિકલ્પ સિદ્ધ નથી; બાહ્ય વિષયો પરત્વે વિદ્યમાન હોય તથાપિ, અગ્નિપૈંગલ્યાદિની જેમ ધૂમાદિ પરત્વે અતંત્રતા હોય છે તેમ સામાન્ય અને વિશેષ અંશની અધ્યાસ પ્રતિ અતંત્રતા હોય છે તેથી, અધિષ્ઠાન વસ્તુનું સ્વરૂપ માત્રે કરીને સ્ફુરણ અને અધ્યાસ–વિરોધ્યાકારે અસ્ફુરણ, અધ્યાસ પરત્વે અપેક્ષાય છે; અંહી આત્માનું સ્વરૂપતઃ સ્ફુરણ હોય તથાપિ અનૃતવત્ત્વ જડવત્ત્વ તથા દુઃખાન્તવત્ત્વના અનાત્મવ્યાવૃત્તાકારવડે કરીને અધ્યાસવિરોધિ એવા વેદાન્તજનિત જ્ઞાન-પરત્વે તે સ્ફુરણનો અભાવ હોય છે તેથી, અધ્યાસોપપત્તિથી કાંઇ દોષ નથી એમ દ્રષ્ટવ્ય છે. ૬૧

**(अव.)** શું આત્મા અધ્યાસજ્ઞાનાકારે કરીને પરિણમે છે? વા અનાત્મ વસ્તુ? કિંવા ઉભય વસ્તુ? આદ્ય (વિકલ્પ યુક્ત) ન હોય, વિકારિત્વાપત્તિ થવાથી અનિત્યત્વાદિ દોષ પ્રસંગ થાય તેથી; દ્વિતીય (વિકલ્પ) યુક્ત ન હોય, અચેતન વસ્તુને તેની અનુપપત્તિ હોય છે તેથી; એથીજ, તૃતીયા પણ યુક્ત ન હોય એમ અભિપ્રેત થઇને શિષ્ય '**किं भगवन्**' ઇતિ વાક્યાર્થવડે પૃચ્છા કરે છે:—

**किं भगवन्, देहात्मनोः इतरेतराध्यारोपणा देहादिसंघातकृता अथवा आत्मकृतेति ॥ ६२ ॥**

**वाक्यार्थः—**

હે ભગવન્! દેહાત્માની ઇતરેતરાધ્યારોપણા તે શું દેહાદિસંઘાતકૃતા અથવા, આત્મકૃતા હોય? ॥ ૬૨ ॥

શિષ્યાભિપ્રાયનું શ્રવણ કરવાની કામનાવાળો ગુરૂ, શું સતે શું થાય? એમ '**यदि**' ઇતિ વાક્યાર્થવડે પૃચ્છા કરે છે:—

---

* **ટિપ્પણ:—વિષયાધ્યાસ–વિષયકલ્પના; અગ્નિપૈંગલ્ય–અગ્નિની પીળાશ; અનાત્મવ્યાવૃત્તાકાર–અનાત્મનિષેધ; વિકારિત્વાપત્તિ–વિકારિત્વસિદ્ધિ;**

**गुरुरुवाच—यदि देहादिसंघातकृता यदि वा आत्मकृता किं तत्र स्यात् ॥ ६३ ॥**

**वाक्यार्थः—**

ગુરૂ કહે છે—જો ( દેહાત્માની ઇતરેતરાધ્યારોપણા ) દેહાદિસંઘાતકૃતા હોય યદિ વા આત્મકૃતા હોય તો तत्र ( તને ) શું થાય ? ૬૩

**प० व्या०—**

**किं तत्र स्यात् तव** ઇતિ શેષ છે. ૬૩

(**अव०** ) શિષ્ય સ્વાભિપ્રાયને પ્રગટ કરે છે એમ '**इत्युक्त**' ઇતિ વાક્યાર્થ વડે કહે છે:—

**इत्युक्तः शिष्य आह—यद्यहं देहादिसंघातमात्रः ततो ममाचेतनत्वात् परार्थत्वमिति न मत्कृता देहात्मनोः इतरेतराध्यारोपणा। अथाहमात्मा परोऽन्यः संघातात् चितिमत्त्वात् स्वार्थ इति मयैव चितिमता आत्मनि अध्यारोपणा क्रियते सर्वानर्थबीजभूता ॥ ६४ ॥**

**वाक्यार्थः—**

એમ કહેતાં શિષ્ય કહે છે:—

જો હું દેહાદિસંઘાતમાત્ર હોઉં તો તેથી મારી અચેતનતા સિદ્ધ થવાથી પરાર્થત્વ ( પ્રસક્ત ) થાય; એમ દેહ તથા આત્માની ઇતરેતરાધ્યારોપણા મત્કૃતા ન હોય; હવે, હું ચિતિમત્તાને લીધે, સંઘાતથી ભિન્ન વિલક્ષણ સ્વાર્થ આત્મા રૂપે છું; એમ ચિતિમાન્ એવો હું તેવડે જ સર્વાનર્થબીજભૂતા એવી અધ્યારોપણા આત્માવિષે કરાય છે; ૬૪

---

* ટિપ્પણ —ચિતિમત્તા–ચૈતન્યસંપન્નપણું; સર્વાનર્થબીજભૂતા–સર્વ અનર્થની બીજરૂપ;

પ૦ વ્યા૦—

અનાત્મ વસ્તુની સ્વરૂપે કરીને અધ્યસ્તતા હોય છે તેથી, નિઃસ્વરૂપ એવી તે ( અનાત્મ વસ્તુ )ને અધ્યાસકર્તૃતાની અનુપપત્તિ હોય છે તેથી, કેવળ આત્મા તે અધ્યાસનો કર્તા છે એમ પોતે ઊહન કરતાં, અહમવભાસની આત્મપ્રત્યયતા હોય છે તેથી અને સંઘાત પરત્વે તેનું દર્શન હોય છે તેથી, તે અધ્યાસ કર્તા તે હું વા અન્ય કોઇ હોય એમ ઉભયત્ર '**शिष्य आह**' '**यद्यहम्**' ઇત્યાદિ વાક્યાર્થવડે દોષનો ઉપન્યાસ કરે છે;

આદ્ય પક્ષપરત્વે, અધ્યાસકર્તાનો અભાવ હોવાથી સંસારદર્શન ન થાય એમ ભાવ છે; દ્વિતીય પક્ષ પરત્વે, પોતાના અનર્થાર્થે પ્રવૃત્ત હોય છે તેથી અનિર્મોક્ષાપત્તિ થાય એમ ભાવ છે. ૬૪

(**अथ.**) ચિન્માત્રની આશ્રયવિષયા અનાદિ અનિર્વચનીયા એવી અવિદ્યાના વશથી અવિદ્યાપરિકલ્પિત એવો ચિદાત્મા, અહંકારાદિથી માંડી સ્થૂલશરીર પર્યંત ( અનાત્મ સંઘાતપરત્વે ) આત્મત્વવડે કરીને અભિમાન કરતો કેવળ મિથ્યા સ્વરૂપે અધ્યાસ કર્તા છે એમ પ્રસિદ્ધિને ઉપાગત હોય છે; પરમાર્થતઃ તો આત્મા કેવળ કૂટસ્થરૂપ છે; અવિદ્યાનિવૃત્તિ વડે વળી સંસારનિવૃત્તિ થાય, નિદ્રાનિવૃત્તિ વડે સ્વપ્નનિવૃત્તિ થાય તેમ; એમ કિંચિત્ અનુપપન્ન નથી એમ અભિપ્રેત થઇને ગુરૂ, ઉક્તાર્થનું શિષ્યબુદ્ધિ પ્રતિ શનૈઃ શનૈઃ આરોહણ કરાવે છે એમ '**इत्युक्तो गुरुः**' ઇત્યાદિવડે કથન કરે છે:–

**इत्युक्तो गुरुरुवाच–अनर्थबीजभूतां चेत् मिथ्याध्यारोपणां–जानीषे मा कार्षीस्तर्हि ॥६५॥**

**वाक्यार्थः**—

ઇત્યુક્ત ગુરૂ કહે છે:—

મિથ્યાધ્યારોપણાને અનર્થબીજભૂતા જાણે તો તેને તું મ કર. ૬૫

* ટિપ્પણ:—ઊહન–સિદ્ધ; અહમવભાસ–'હું' રૂપ આભાસ; અનિર્મોક્ષાપત્તિ–મોક્ષાસિદ્ધિ; ઉપાગત–પ્રાપ્ત;

**प० व्या०—**

દેહાદિ આત્મભાવનાને તું અનર્થાર્થારૂપ જાણે તો, તું તેને કેમ મુક્ત કરતો નથી એમ ' **अनर्थबोधात्** ' ઇતિ પદાર્થવડે કહે છે;

(**अव०**)—સાક્ષિની કૂટસ્થતાને લીધે, તેને અનર્થસંબંધ પરમાર્થતઃ હોય નહિ ઇત્યુક્તાભિપ્રાયનો અવબોધ પ્રાપ્ત ન કરતાં, શિષ્ય ' **नैव भगवन्** ' ઇતિ વાક્યાર્થવડે કહે છે:—

**नैव भगवन् शक्नोमि न कर्तुम् । अन्येन केनचित् प्रयुक्तोऽहम् न स्वतंत्र इति ॥ ६६ ॥**

**वाक्यार्थः—**

હે ભગવન્! તે ( મિથ્યાધ્યારોપણા )ને ન કરવાને હું શક્તિમાન્ નથી જ; અન્ય કોઇવડે પ્રયુક્ત એવો હું સ્વતંત્ર નથી એમ. ૬૬

**प० व्या०—**

**हे भगवन्, न कर्तुं नैव शक्नोमि** એમ અન્વય છે; અનિચ્છાવાન્ હોઉં તથાપિ, મને નિવૃત્તિનો અભાવ હોવાથી હું સ્વતંત્ર નથી; અર્થાત્, અન્ય કોઇવડે હું અવશ્ય પ્રેરાતો હોઉં એમ માનું છું. ૬૬

(**अव०**)—જો તું એમ માને છે તો ' **चितिमत्त्वात्स्वार्थ इति मयैव** ( ६४ ) ઇત્યાદિ વડે કહેલું તે મિથ્યા છે એમ ગુરૂ સ્વાભિપ્રાયને, ' **न तर्हि अचितिमत्त्वात्** ' ઇતિ વાક્યાર્થવડે પ્રગટ કરે છે:—

**न तर्हि अचितिमत्त्वात् स्वार्थः त्वम् । येन प्रयुक्तः अस्वतंत्रः प्रवर्तसे स चितिमान् स्वार्थः संघात एव त्वम् ॥६७॥**

**वाक्यार्थः—**

ત્યારે અચિતિમત્તાને લીધે તું સ્વાર્થ ન હોય; જેવડે પ્રયુક્ત થઇ અસ્વતંત્રરૂપે પ્રવર્તે છે તે ચિતિમાન્ સ્વાર્થ રૂપ છે; તું સંઘાતરૂપે જ છે. ૬૭

* ટિપ્પણ:—અચિતિમત્તા—જડતા;

( **અવ૦** )—હું જ્ઞાતા રૂપે હોઉં છું તેથી મારી જ્ઞાતૃતાને લીધે હું સંઘાતરૂપે કેમ હોઉં ? એમ શિષ્ય '**यद्यचेतनः**' અને '**भवदुक्तम्**' એમ વાક્યાર્થવડે કહે છે:—

**यद्यचेतनोऽहं कथं सुखदुःखवेदनां भवदुक्तं च जानामि॥ ६८॥**

**वाक्यार्थः**—

જો હું અચેતન હોઉં તો સુખદુઃખની વેદનાને તથા આપે જે કહેલું તેને કેમ જાણું ? ૬૮

**प० व्या०**—

**भवदुक्तम्=संघातः एव त्वं** ઇત્યાદિ એમ અર્થ છે. ૬૮

( **અવ૦** )—મિથ્યાધ્યાસવડે પ્રયુક્ત એવો કર્તૃત્વાદિ–અવભાસ, તદ્વિશિષ્ટ દેહેન્દ્રિય તથા અન્તઃકરણગત ચિદાભાસની અવિવિક્તતાએ* કરીને આત્માનો વિષયરૂપ હોવાથી, અને તે અવિવેક અને વિવેકવડે કરીને આત્માની પરતંત્રતા અને સ્વતંત્રતારૂપ પ્રતિભાસને ગોચર થવાથી, અવિવેકના નિરાકરણવડે આની સ્વરૂપપ્રતિષ્ઠાબુદ્ધિ સંપાદન કરવી યોગ્ય હોય એમ અભિપ્રેત થઇ આચાર્ય પૃચ્છા કરે છે એમ '**गुरुरुवाच किम**' ઇત્યાદિ વાક્યાર્થવડે કહે છે:—

**गुरुरुवाच–किं सुखदुःखवेदनाया मदुक्ताच्चान्यस्त्वं,–किंवा अनन्य एवेति ॥ ६९ ॥**

**वाक्यार्थः**—

મેં કહેલી સુખદુઃખવેદનાથી ( **૩૪–૩૯** ) તું અન્ય છે ? કિંવા કેવળ અનન્ય છે ? એમ ગુરૂ કહે છે. ૬૯

( **અવ૦** )—શિષ્ય, સ્વાનુભવનું અનુસ્મરણ કરતાં પુનઃ ઉત્તર કહે છે એમ '**शिष्यः**' ઇતિ વાક્યાર્થવડે દર્શાવે છે:—

---

* **ટિપ્પણ:—અવિવિક્તતા—અવિવેક;**

**शिष्य उवाच—नाहं तावदनन्यः । कस्मात् । यस्मात्तदुभयं कर्मभूतं घटादिकमिव जानामि, यद्यनन्योऽहं तेन तदुभयं न जानीयां, किंतु जानामि तस्मादन्यः । सुखदुःखवेदनाविक्रिया च स्वार्थैव प्राप्नोति, त्वदुक्तं च स्यात् । अनन्यत्वे न च तयोः स्वार्थता युक्ता । नहि चन्दनकंटककृते सुखदुःखे चन्दनकंटकार्थे घटोपयोगो वा घटार्थः । तस्मात् तद्विज्ञातुर्मम चन्दनादिकृतः अर्थः । अहं हि ततोऽन्यः समस्तमर्थं जानामि बुद्ध्यारूढम् ॥ ७० ॥**

**वाक्यार्थः—**

શિષ્ય કહે છે—હું તાવત્ અનન્ય નથી; શાથી? કેમકે, હું તે ઉભયને ( સુખદુ:ખની વેદનાને ) ઘટાદિની પેરે કર્મસ્વરૂપે જાણું છું; જો હું અનન્ય હોઉં તો તે વડે તે ઉભયને હું જાણું નહિં; કિંતુ, જાણું છું તેથી હું અન્યરૂપે છું;

વળી, સુખદુ:ખની ( કતૃત્વાદિલક્ષણા ) વિક્રિયા સ્વાર્થા જ પ્રાપ્ત થાય છે; અને તેં કહ્યું તેમ ( અસત્ત્વ તથા અનિત્યત્વાદિ દોષ પ્રસંગ ) થાય; તેની અનન્યતા પરત્વે વળી, તેમની સ્વાર્થતા યુક્તા ન હોય;

નિશ્ચે, ચન્દનકંટકકૃત સુખદુ:ખ ચન્દનકંટકના અર્થે હોતાં નથી; વા ઘટોપયોગ ઘટાર્થ હોતો નથી; તેથી તે (સુખદુ:ખ)નો વિજ્ઞાતા એવો હું તેને ચન્દનાદિકૃત અર્થ હોય છે;

તેથી, નિશ્ચે (સુખદુ:ખથી) અન્યસ્વરૂપ એવો હું સમસ્ત અર્થને બુદ્ધયારૂઢપૂર્વક જાણું છું. ૭૦

**प० व्या०—**

હું સંઘાત અનન્ય નથી તેનો દ્દષ્ટા છું તેથી; જે જેનો દ્રષ્ટા હોય તે તે વસ્તુથી અનન્ય ન હોય જેમ ઘટદ્રષ્ટા એમ અર્થ છે;

---

* ટિપ્પણ:—અર્થ-પ્રયોજન; સંઘાત-દેહેન્દ્રિયાદિક અનાત્મ વસ્તુ;

'**यत्**' ઇતિ વાક્યાર્થવડે હેતુની અપ્રયોજકતા–શંકાને અનવકાશિત કરે છે; '**तेन**'=એટલે અનન્યત્વહેતુ એ કરીને એમ અર્થ છે;

નિશ્ચે, કાંઇ પણ વસ્તુ પોતે સ્વવેદ્ય થતી નથી સ્વાત્મા-પરત્વે વૃત્તિવિરોધ હોય છે તેથી, અને જડવસ્તુને સ્વપ્રકાશતાની અનુપપત્તિ હોય છે તેથી;

પોતાથી અન્ય દ્રષ્ટાની વિષયતાના અભાવ પરત્વે, તેની (તે દ્રષ્ટાની) અસિદ્ધિનો પ્રસંગ પ્રાપ્ત થાય તેથી તેનો વ્યવહારલોપ પ્રસક્ત થાય એમ ભાવ છે;

'**किंतु जानामि तस्मात् अन्यः**' ઇતિ વાક્યાર્થવડે ઉપનય અને નિગમનને દર્શાવે છે;

અનન્યત્વ પરત્વે વિષયત્વની અનુપપત્તિ રૂપ બાધકનું અભિધાન કરીને શેષ્યન્તરનો અભાવ થાય તેથી' સંઘાતની સ્વશેષત્વાપત્તિના બાધકાન્તરનું '**सुखदुःख**' ઇતિ વાક્યાર્થવડે કથન કરે છે;

વિક્રિયા કતૃત્વાદિલક્ષણા હોય છે એમ અર્થ છે; '**स्वदुक्तम् च इति**' અર્થાત્, વળી અસત્ત્વ તથા અનિત્વત્ત્વ આદિ પૂર્વોક્ત દોષ પ્રાપ્ત થાય એમ અર્થ છે;

(સુખદુઃખની વેદનાની વિક્રિયાની) સ્વાર્થતા ભલે હોય એમ આશંકા કરીને, વિષયના સ્વાર્થત્વાભાવને '**न च तयोः**' ઇતિ વાક્યાર્થથી દૃષ્ટાંતવડે ઉપપાદન કરે છે;

'**तयोः**'–સુખદુઃખની વેદનાની વિક્રિયાનો; દ્રષ્ટા–આત્મા–ની દૃશ્યથી અન્યતા અને શેષિતા ઉપપાદન કરેલી તેનો '**तस्मात्**' ઇતિ વાક્યાર્થવડે ઉપસંહાર કરે છે;

'**बुद्ध्यारूढम्**' ઇતિ વાક્યાર્થવડે જ્ઞાતાના જ્ઞેયસંબંધનું કથન કરે છે. ૭૦

---

* ટિપ્પણઃ—અનવકાશિત–અવકાશરહિત; નિષ્પ્રયોજક; અનુપપત્તિ–અસિદ્ધિ; શેષ્યન્તર–અન્ય શેષ વસ્તુ; સ્વશેષત્વાપત્તિ–પોતે શેષ વસ્તુ રૂપે સિદ્ધ હોવાપણું; શેષિત્વ–શેષ રૂપે હોવાપણું;

(अव०)–હે વત્સ ! એ રીતે જો તું પ્રતિબુદ્ધ છે તો તને પરપ્રયુક્તતા (*) ન હોય એમ આચાર્ય તત્ત્વાવબોધ કરે છે એમ 'तं गुरुः' ઇતિ વાક્યાર્થવડે કહે છે:—

**तं गुरुरुवाच— एवं तर्हि स्वार्थस्त्वं चितिमत्त्वान्न परेण-प्रयुज्यसे । न हि चितिमान् परतंत्रः परेण प्रयुज्यते—चितिमत-श्चितिमदर्थत्वानुपपत्तेः समत्वात्प्रदीपप्रकाशयोरिव । नापि-अचितिमदर्थत्वं चितिमतो भवति, अचितिमतोऽचितिमत्त्वादेव-स्वार्थसंबधानुपपत्तेः । नापि अचितिमतोः अन्योन्यार्थत्वं दृष्टम् । नहि काष्ठकुडये अन्योन्यार्थं कुर्वाते ॥ ७१ ॥**

**वाक्यार्थः**—

તેને ગુરૂ કહે છે;—

એ રીતે તું જો સ્વાર્થ (*) છે તો ચિતિમત્તાને લીધે તું પરવસ્તુવડે પ્રયુક્ત થાય નહિ;

ચિતિમાન્ હોય તે નિશ્ચે પરતંત્ર એવો પરવડે પ્રયુક્ત થતો નથી ચિતિસંપન્ન હોય તેને પ્રદીપ તથા પ્રકાશની પેરે સમત્વને લીધે ચિતિમદર્થતા અનુપપન્ન હોય છે તેથી;

વળી, ચિતિમાનને અચિતિમદર્થતા હોય નહિ અચિતિમાનને કેવળ અચિતિમત્તાને લીધે સ્વાર્થસંબંધની અનુપપત્તિ હોય છે તેથી;

વળી, અચિતિમાનને અન્યોન્યાર્થતા દૃષ્ટ ન હોય; કાષ્ઠ તથા કુડી નિશ્ચે, અન્યોન્યાર્થતા સંપાદન કરતાં નથી. ૭૧

**પ૦ વ્યા૦**—

ચિતિમાનને પણ શું પરાર્થતા ન હોય ? એમ કહે તો તત્ર વક્તવ્ય છે કે—શું ચિતિમાન્ ચિતિમદર્થ (*) હોય ? કિંવા અચિતિમદર્થ (*) હોય ?

---

* ટિપ્પણ:—પરપ્રયુક્તતા—અન્ય વસ્તુવડે પ્રયુક્ત હોવાપણું; ચિતિમત્તા—ચૈતન્યસંપન્નતા; ચિતિમાન્—ચૈતન્યસંપન્ન; અચિતિમત્તા—જડતા; વક્તવ્ય—કહેવાયોગ્ય વસ્તુ; સ્વાર્થ—અસંહત; કુડી—ભીંત;

આદ્યપક્ષ પરત્વે પણ શું પોતેજ સ્વાર્થ (ક) હોય ? વા ચિતિમદ*-ન્તરાર્થ (ક) હોય ?;

આદ્યપક્ષ સિદ્ધ ન હોય એક વસ્તુ પરત્વે ઉપકાર્ય અને ઉપકારક ભાવલક્ષણના અર્થાર્થિત્વનો અયોગ હોય છે તેથી; એમ અભિપ્રેત થઇને '**चितिमतः**' ઇતિ પદાર્થસહ દ્વિતીય પક્ષ પરત્વે કહે છે;

'**समत्वात्**'–અન્યોન્ય પરત્વે અન્યોન્યકૃત અતિશયના અભાવથી એમ અર્થ છે;

'**नापि**' ઇતિ વાકયાર્થવડે દ્વિતીય પક્ષને દૂષિત કરે છે; **अचितिमदर्थत्वं चितिमतः** ઇતિ પૂર્વપદવડે અનુષંગ છે; અર્થાત્, અચિતિમાન્–જડ–વસ્તુની કેવળ જડતાને લીધે તેને શેષિત્વની અનુપપત્તિ હોય તેથી, એમ હેત્વર્થ છે;

એમ હોય ત્યારે ભલે અચેતન વસ્તુઓને ચિતિમચ્છેષત્વ ન હોય; શું તેમની અન્યોન્યાર્થતા ન થાય ? એથી, ચેતન–અધ્યક્ષ–સ્વાર્થ (ક) છે એમ કેમ કલ્પના કરાય એમ આશંકા કરી, દૃષ્ટ–વિરોધથી એમ ન હોય એમ '**नाप्यचितिमतोः**' ઇતિ વાકયાર્થવડે કહે છે. ૭૨

(**अथ०**)–સમતાને લીધે ચિતિમાન્ (વસ્તુ)ને ચિતિમદર્થતા ઉપપન્ન ન હોય એમ જે કહેલું તત્ર '**ननु**' ઇતિ વાકયાર્થવડે વ્યભિચાર–શંકા કરે છેઃ—

**ननु चितिमत्त्वे समेऽपि भृत्यस्वामिनोः अन्योन्यार्थत्वं दृष्टम् ॥ ७२ ॥**

**वाक्यार्थः**—

ભલે ચિતિમત્તા સમાન હોય તથાપિ, ભૃત્ય તથા સ્વામીની અન્યોન્યાર્થતા અનુભૂત હોય છે. ૭૨

---

* ટિપ્પણઃ—ચિતિમદન્તરાર્થક–અન્ય ચૈતન્યસંપન્ન વસ્તુ અર્થે હોવાપણું; અર્થાર્થિત્વ–પ્રયોજકતા; ચિતિમચ્છેષત્વ–ચૈતન્યસંપન્ન વસ્તુના શેષ-રૂપે હોવાપણું; અન્યોન્યાર્થતા–પરસ્પર સાપેક્ષતા;

(**अथ०**)—સ્વામિચૈતન્યને, કેવળ ભૃત્યદેહ રૂપ અચેતનભાગ ઉપકારક હોય છે; તે દેહથી નિરપેક્ષ ચિન્માત્ર ઉપકારક હોતુ નથી; તેમજ, ભૃત્યચૈતન્યને સ્વામીનો કેવળ અચેતનભાગ એવો દેહ ઉપકારક હોય છે ચૈતન્યમાત્ર નહિ તે પ્રકારનું દર્શન હોય છે તેથી; એમ અભિપ્રેત થઇને '**नैवमग्नेः**' ઇતિ વાક્યાર્થવડે (તે શંકાનો) પરિહાર કરે છેઃ—

**नैवं—अग्नेरुष्णप्रकाशवत् तव चितिमत्त्वस्य विवक्षितत्वात् प्रदर्शितश्च दृष्टान्तः प्रदीपप्रकाशयोरिति । तत्रैवं सति स्वबुध्ध्यारूढमेव सर्वमुपलभसे अग्न्युष्णप्रकाशतुल्येन कूटस्थनित्यचैतन्यस्वरूपेण यदि चैवमात्मनः सर्वदा निर्विशेषत्वमुपगच्छसि । किमित्यूचिवान् सुषुप्ते विश्रम्य विश्रम्य जाग्रत्स्वप्नयोः दुःखमनुभवामि इति । किं अयमेव मम स्वभावः—किंवा नैमित्तिकः इति च । किमसौ व्यामोहोऽपगतः किंवा नेति ॥ ७३ ॥**

**वाक्यार्थः**—

એ રીતે (વ્યભિચાર થતો) નથી; વળી, અગ્નિની ઉષ્ણતા તથા પ્રકાશની પેરે તારૂં ચિતિમત્ત્વ વિવક્ષિત છે તેથી પ્રદીપ તથા પ્રકાશનો દૃષ્ટાન્ત પ્રદર્શિત કરેલો છે;

તત્ર એમ સતે, જો તું અગ્નિની ઉષ્ણતા અને પ્રકાશ તુલ્ય એવા કૂટસ્થ-નિત્ય-ચૈતન્ય-સ્વરૂપવડે આત્માની નિર્વિશેષતાને સર્વદા ઉપપ્રાપ્ત કરે તો, તને સર્વ કેવળ બુદ્ધયારુઢ રૂપે ઉપલબ્ધ થાય છે;

'સુષુપ્તિદશા પરત્વે વિશ્રમિત થઇ થઇને જાગ્રત્ તથા સ્વપ્નદશાનાં દુઃખનો અનુભવ કરૂં છું તે આ શું મારૂં સ્વરૂપ છે કે શું તે નૈમિત્તિક અનુભવ છે,' એમ તેં કેમ કહેલું ? (૪૯) તારો આ વ્યામોહ અપગત થયો કિંવા નહિ ? ૭૩

---

* ટિપ્પણઃ—ચિન્માત્ર-કેવળ ચૈતન્ય; અપગત-નષ્ટ; વ્યામોહ-અજ્ઞાન

**प० व्या०**—

એ રીતે, ચેતનનું અનન્યશેષત્વ (સિદ્ધ) સતે, તેની ઇશ્વરાત્મતા સિદ્ધ થઇ; એથી, આત્મા કેવળ કૂટસ્થ છે એમ '**तत्रैवं सति**' ઇતિ વાક્યાર્થવડે ઉપસંહાર કરે છે; અર્થાત્, ચિતિમાન્ (વસ્તુ)ને કેવળ સર્વદા સ્વાર્થતા સિદ્ધ હોય પરાર્થતા નહિ એમ સ્થિત સતે;

'**स्वबुद्ध्यारूढमेव**'=આત્મા વિષે અધ્યસ્ત એવી અન્તઃકરણ વૃત્તિવડે કેવળ કવલિત; '**सर्वम्**'=અધ્યાત્મ તથા અધિભૂતાદિ–લક્ષણ સંઘાત; અધ્યાત્માદિ સર્વ સંઘાતને તું, અગ્નિની ઉષ્ણતા તથા પ્રકાશવત્ સ્વરૂપભૂત એવા નિર્વિકાર–નિત્ય–ચૈતન્યસ્વરૂપ વડે ઉપલબ્ધ કરે છે; એથી, હું નિત્યમુક્ત છું, હું સંઘાતાધ્યાસકર્તા નથી, મને સંઘાતધર્મનો સંસર્ગ નથી એમ તું **સ્વસ્થ** થા એમ અર્થ છે;

તે જો '**ओम्**' એમ કહે તો, ગુરૂએ એ રીતે તેને કહેવું એમ '**यदि चैवम्**' ઇતિ વાક્યાર્થવડે કહે છે;

કેવળ મોહને લીધે મેં એમ કહેલું એમ જો તે (શિષ્ય) કહે તો, તેના પ્રતિ ગુરૂવડે જે વક્તવ્ય છે તેનું '**किमसौ**' ઇતિ વાક્યાર્થવડે કથન કરે છે; ૭૩

(**अव०**)–'હું સંસારી દુઃખી છું, નિત્યમુક્તસ્વભાવ એવા ઇશ્વરથી વિલક્ષણ છું,' ઇત્યાદિ ભ્રમહેતુ રૂપ અવિવેકલક્ષણ વ્યામોહ મને હતો તે અધુના તારા પ્રસાદથી નિવૃત્ત થયો; પરંતુ, '**कूटस्थचैतन्यस्वरूपेण** અર્થ:–કૂટસ્થ ચૈતન્ય સ્વરૂપવડે કરીને' એમ જે મારા આ કૂટસ્થત્વનું આપે કથન કર્યું તત્ર, પ્રત્યેક વિષયની જ્ઞાનકર્તૃતા હોય એટલે મને કૂટસ્થચિત્સ્વરૂપતા કેમ સિદ્ધ હોય? આ સંશય જન્મે છે એમ શિષ્ય-પ્રશ્નને, '**इत्युक्तः शिष्यः आह**' ઇતિ વાક્યાર્થવડે ઉત્થાપિત કરે છે:—

*ટિપ્પણ:—અનન્યશેષત્વ–અન્ય વસ્તુ શેષરૂપે સિદ્ધ ન હોવાનું; કવલિત–ગ્રસ્ત; સંઘાતાધ્યાસકર્તા–સંઘાતકલ્પનાનો કર્તા; જ્ઞાનકર્તૃતા–જ્ઞાનનું કર્તાપણું; સ્વસ્થ–આત્મનિષ્ઠ; કૂટસ્થત્વ–નિર્વિકારત્વ;

इत्युक्तः शिष्य आह—भगवन् , अपगतः त्वत्प्रसादात्-व्यामोहः किंतु मम कूटस्थतायां संशयः। कथम्-शब्दादीनां-स्वतःसिद्धिर्नास्ति अचेतनत्वात्-शब्दाद्याकारप्रत्ययोत्पत्ते-स्तु तेषां प्रत्ययानामितरेतर व्यावृत्तविशेषणानां नीलपीताद्या कारवतां स्वतःसिध्ध्यसंभवात्। तस्माद्बाह्याकारनिमित्तत्वं गम्यते इति बाह्याकारवत् शब्दाद्याकारत्वसिद्धिः। तथा प्रत्ययानामपि अहंप्रत्ययालम्बनवस्तुभेदानां संहतत्वात् अचै-तन्योपपत्तेः स्वार्थत्वासंभवात्—स्वरूपव्यतिरिक्त ग्राहकग्राह्यत्वेन सिद्धिः शब्दादिवदेव असंहतत्वे सति चैतन्यात्मकत्वात् स्वार्थोऽपि अहंप्रत्ययानां नीलपीताद्याकाराणामुपलब्धेति विक्रियावानेव कूटस्थ इति संशयः ॥ ७४ ॥

**वाक्यार्थः—**

ઇત્યુક્ત શિષ્ય કહે છે:—

તારા અનુગ્રહથી વ્યામોહ અવગત થયો; કિંતુ, મારી કૂટસ્થતા વિષે સંશય છે; કેવી રીતે? શબ્દાદિ વિષયોની સ્વતઃસિદ્ધિ હોતી નથી તેની અચેતનતા હોય છે તેથી; શબ્દાદિ (વિષયો)ની આકારરૂપે જે પ્રતીતિ થાય તેની તો ઉત્પત્તિ હોવાથી, તે ઇતરેતર—વ્યાવૃત્ત વિશેષણ-વાળા નીલપીત આદિ આકારવંત પ્રત્યયોની સ્વતઃ સિદ્ધિનો અસંભવ હોય છે તેથી;

તેથી, બાહ્યાકાર—નિમિત્તત્વ ગમિત હોય છે એમ બાહ્યાકારવત્ શબ્દાદિની આકારત્વસિદ્ધિ હોય છે; તેજ પ્રકારે, અહંપ્રત્યયના અવલમ્બન

---

* ટિપ્પણુ:—વ્યામોહ—અજ્ઞાન; અપગત—નષ્ટ; કૂટસ્થતા—અવિક્રિયા; ઇતરેતર—પરસ્પર; વ્યાવૃત—ભિન્ન; નીલપીત—લીલા પીળા; ગમિત—સિદ્ધ; બાહ્યાકાર-નિમિત્તત્વ=બાહ્યવિષયોનું નિમિત્તપણું; આકારત્વસિદ્ધિ—સ્વરૂપસિદ્ધિ; પ્રત્યય—વિષયજ્ઞાન;

રૂપ અંતઃકરણના વૃત્તિવિશેષ રૂપ ભેદોની સંહતતાને લીધે અચૈતન્યોપપત્તિ હોય છે એટલે પ્રત્યયોની પણ સ્વાર્થતાનો અસંભવ હોય તેથી, સ્વરૂપથી (નિર્વિશેષ ચિદાત્માથી) વ્યતિરિક્ત એવા ગ્રાહક વડે ગ્રાહ્યતા હોય છે એટલે તે વડે શબ્દાદિની પેરે જ સિદ્ધિ થાય છે;

(આત્માની) અસંહતતા સતે, ચૈતન્યાત્મકતાને લીધે ભલે તે સ્વાર્થ (ક) હોય તથાપિ, નીલપીત આદિ આકાર (એવા અહંપ્રત્યય)નો ઉપલબ્ધા છે એમ કૂટસ્થ કેવળ **વિક્રિયાવાન્** હોય છે એમ સંશય છે. ૭૪

**વાક્યાર્થ**:—

**अपगतः व्यामोहः** એમ અનુષંગ છે; સંઘાતસાક્ષી નિર્વિકારરૂપે ઉક્ત હોવાથી કેમ સંશય હોય એમ કેવળ તેના મુખ્યવડે કૂટસ્થતાને અવગમિત કરાવવા ગુરૂ '**कथम्**' ઇતિ વાક્યાર્થવડે પૃચ્છા કરે છે;

શબ્દ સ્પર્શ રૂપ રસ તથા ગંધ તાવત્ વિષયો પ્રસિદ્ધ છે; અચિદ્રૂપતાને લીધે તેમનું સ્વતઃ સ્ફુરણ હોતું નથી એમ અવિવાદ છે; ત્યારે તેમની સ્ફૂર્તિ કયા પ્રકારે હોય ? તેનું '**शब्दाद्याकारप्रत्ययोत्पत्तेस्तु तेषाम्**' ઇતિ વાક્યાર્થવડે કથન કરે છે; (**तेषाम्**) **सिद्धिः** એમ અનુષંગ છે;

શબ્દાદિ આકારોનો પ્રત્યયરૂપતાને લીધે, તેમની આત્માથી અતિરિક્ત ગ્રાહ્યતા ન હોય એમ વિજ્ઞાનવાદિમતની આશંકા કરીને '**प्रत्ययानाम्**' એમ આરંભ કરીને '**सिद्धिः**' ઇત્યન્ત વડે મધ્યમાં નિરાકરણ કરે છે;

'**इतरेतरव्यावृत्तविशेषणानाम्**:'=ઇતરેતર વ્યાવૃત્ત (છે) વિશેષણો શબ્દાદ્યાકારરૂપ જેમનાં તે તે પ્રકારે; આ હેતુગર્ભ (ક) વિશેષણ છે;

---

* ટિપ્પણ:—અચૈતન્યોપપત્તિ-જડતાસિદ્ધિ; સ્વાર્થતા—અસંહતતા; સંહતતા—સંઘાતતા; ગ્રાહક—જ્ઞાનકર્તા; ગ્રાહ્યતા—ગ્રહણ કરાવાપણું; વિષયજ્ઞેયતા: સિદ્ધિ—જ્ઞાનોપલબ્ધિ: વિષયોપલબ્ધિ:ઉપલબ્ધા-જ્ઞાનકર્તા; અવગમિત—સિદ્ધ; અચિદ્રૂપતા—જડતા; અવિવાદ—નિર્વિવાદ; પ્રત્યયરૂપતા—જ્ઞેયતા; જ્ઞાનસ્વરૂપતા;

પ્રત્યયોની અપ્રકાશસ્વરૂપતા હોય છે તેથી, પોતાથી જ પરવસ્તુના ઉપરાગ વિના તેની નીલપીતાદિ આકારવત્તાનો અસંભવ હોય તેથી, શબ્દાદિ વિષયો પ્રત્યયમાત્રસ્વરૂપ હોતા નથી એમ કહેલું છે એમ યોજના છે;

'**तस्मात्**' ઇતિ પદાર્થવડે પરમત–નિરાકરણનો ઉપસંહાર કરે છે;–'**बाह्याकारनिमित्तत्वम**:'-બાહ્યાકાર=શબ્દાદિરૂપ ઇન્દ્રિયસંસૃષ્ટ અર્થ;–વિષય–નિમિત્ત (છે) જે પ્રત્યયોનો તેમનો ભાવ એમ વિગ્રહ છે;

તેથી, **प्रत्ययानां बाह्याकारवत् शब्दाद्याकारस्व सिद्धिः** એમ અન્વય છે; અર્થાત્, એથી ચૈતન્યવસ્તુથી પૃથગાકારવંત પરાક્ વ્યવહારને યોગ્ય એવા જે શબ્દાદિ વિષયો હોય તેમની શબ્દાદ્યાકારતા તત્કૃત ( તે ચૈતન્યાત્માકૃત ) હોય છે તેથી પ્રત્યયોની સ્વતઃસિદ્ધિ હોતી નથી;

એ રીતે, શબ્દાદિ વિષયોની સ્વવ્યતિરિક્ત પ્રત્યયગ્રાહ્યતા હોય એમ તું નિશ્ચય કરે તો પ્રત્યયસ્વરૂપ પરત્વે વિશેષાભાવસિદ્ધિ હોય તેથી, (તે શબ્દાદિ વિષયોની) કૂટસ્થસિદ્ધિ થાય એમ આશંકા કરીને '**तथा प्रत्ययानामपि**' ઇતિ વાક્યાર્થ વડે કથન કરે છે;

વિષયસંસૃષ્ટતયા ભાસનારા વિષયાકાર પ્રત્યયો, નિશ્ચે (તેમની) આગમાપાયિતાને લીધે સ્વપ્રકાશચૈતન્યરૂપ હોતા નથી કિન્તુ, તેઓ કેવળ અન્યસાક્ષિક હોય છે એમ અભિપ્રેત થઇને તત્સ્વરૂપવિશેષનું, '**अहंप्रत्ययालम्बनवस्तुभेदानाम्**' ઇતિ વાક્યાર્થથી વિશેષણ–નિદર્શનવડે કથન કરે છે; અર્થાત્, અહંપ્રત્યયાલંબન રૂપ અંતઃકરણ –અહંકરણ–( **वस्तु** ) તેના ભેદો=વૃત્તિવિશેષ, તદાત્મક પ્રત્યયોની;

---

* ટિપ્પણ:—ઉપરાગ–સંસર્ગ; ઉપરક્તિ: પરાગ્–બાહ્ય; વિગ્રહ–વાક્યનાં પદોને છૂટા પાડવાં તે; વિષયસંસૃષ્ટતયા–વિષયસંસર્ગને લીધે; આગમાપાયિતા–ઉત્પત્તિવિનાશતા; અન્યસાક્ષિક–અન્યભાસ્ય; અહંપ્રત્યયાલંબનરૂપ–અહંકારના આશ્રયરૂપ;

સંહતતાને લીધે પ્રત્યયો ચિત્સ્વરૂપ નથી એમ વિમત હોય છે; અને શબ્દાદિવત્ વા દેહાદિવત્ આગમાપાયિતાને લીધે સંહતતા હોય છે તેથી;

તેજ પ્રકારે, અચેતનતાને લીધે તે પ્રત્યયો સ્વાતરિક્ત ગ્રાહકવડે ગ્રાહ્ય હોય છે એમ વિમત છે; એથી પરમાકારાભાવને લીધે, પ્રત્યયોત્પત્તિ આદિ અવસ્થાના સાક્ષીરૂપે નિર્વિશેષ ચિદાત્મા તેજ સિદ્ધ છે એમ છે એથી, કૂટસ્થતા વિષે શાથી સંશય થાય એમ વાચ્ય ન હોય એમ '**असंहतत्वे सति**' ઇતિ વાક્યાર્થવડે કથન કરે છે;

જો કે આત્મા, સંઘાતથી વિલક્ષણ, ચૈતન્યસ્વરૂપ, કેવળ સ્વાર્થ (ક) હોય છે તથાપિ, નીલપીતાદિ આકારા એવી અન્તઃકરણવૃત્તિઓનો (**अहंप्रत्ययानाम्**) ઉપલબ્ધિ-કર્તા (**उपलब्धा**) હોય એમ હેતુથી, કેવળ વિક્રિયાવાન્ (ઉપલબ્ધિ વિક્રિયાનો કર્તા) એવો આત્મા કયા પ્રકારે **કૂટસ્થ** હોય આ મને શંકા છે એમ અર્થ છે. ૭૪

(**अव०**)-એમ હોય તો, તું જો દૃસ્ય તથા દર્શનનો વિવેક કરે તો, તને સંશયાવકાશ ન હોય એમ '**तं गुरुरुवाच**' ઇત્યાદિવડે (તે શંકાનો) પરિહાર કરે છેઃ—

**तं गुरुरुवाच—न युक्तस्तव संशयः। यतस्तेषां प्रत्ययानां नियमेन अशेषतः उपलब्धेरेव अपरिणामित्वात् कूटस्थत्वसिद्धौ निश्चयहेतुमेव अशेषचित्तप्रचारोपलब्धिं संशयहेतुमात्थ। यदि हि तव परिणामित्वं स्यात् अशेषस्वविषयचित्तप्रचारोपलब्धिर्न स्यात् चित्तस्येव स्वविषये। यथा चेन्द्रियाणां स्वविषयेषु। न च तथाऽऽत्मनस्तव स्वविषयैकदेशोपलब्धिः। अतः कूटस्थतैव तवेति॥ ७५॥**

---

* ટિપ્પણુઃ—વિમત-વિવાદાસ્પદ મત; સ્વાતિરિક્ત-આત્માથી ભિન્ન;

**વાક્યાર્થ:—**

ગુરૂએ તેને કહેલું—તારો સંશય યુક્ત નથી; કેમકે, તે પ્રત્યયોની નિયમવડે કરીને જ અશેષતઃ ઉપલબ્ધિ હોય છે તેથીજ અપરિણામિતાને લીધે કૂટસ્થ સિદ્ધિ પરત્વે કેવળ નિશ્ચયરૂપ એવી અશેષચિત્તપ્રચારોપલબ્ધિને સંશયના હેતુરૂપી કહે છે;

નિશ્ચે, જો પરિણામિતા તારૂં સ્વરૂપ હોય તો સ્વવિષય પરત્વે ચિત્તની પેરે તૂંને સ્વવિષય પરત્વે ચિત્તપ્રચારની અશેષ ઉપલબ્ધિ ન થાય; વળી, ઇન્દ્રિયોની જેમ સ્વવિષયો પરત્વે (એકદેશીય ચિત્તપ્રચારોપલબ્ધિ થાય તેમ તને થાય.)

તેજ પ્રકારે, (ઇન્દ્રિયોની પેરે) તારા આત્માને સ્વવિષયૈકદેશોપલબ્ધિ નથી (એથી) તારી **કૂટસ્થતા** જ (સિદ્ધ) છે. ૭૫

**પ૦ વ્યા૦—**

'**યતઃ ઇતિ**' પદાર્થવડે સંશયના અયોગ પરત્વે હેતુકથન કરેલું છે;

વળી, ચિત્તાદિ જે પરિણામી વસ્તુ હોય તેનું ક્રમે કરીને સ્વવિષય-ગ્રાહકત્વ અનુભૂત હોય છે; તવ્દ્યાપક, પ્રત્યયસાક્ષી રૂપ આત્માની સકાશથી વ્યાવર્તમાન, સ્વવ્યાપ્ય એવા તેના પરિણામિપણાને પણ વ્યાવૃત્ત કરે છે એમ વ્યાપક (પરિણામિત્વ)થી વિરૂદ્ધ એવી ઉપલબ્ધિ થાય છે તેથી કૂટસ્થસિદ્ધિ પરત્વે કેવળ નિશ્ચય યુક્ત છે; સંશય કરવો યુક્ત ન હોય એમ અર્થ છે;

વ્યતિરેકવ્યાપ્તિને વિવૃત કરતાં '**યદિ હિ**' ઇતિ પદાર્થવડે ઉક્તાર્થનું ઉપપાદન કરે છે. ૭૫

---

* ટિપ્પણઃ—અશેષચિત્તપ્રચારોપલબ્ધિ–સર્વાંશે ચિત્તપ્રચારની સિદ્ધિ; વિષયોનું નિશ્ચયાત્મક જ્ઞાન; સ્વવિષયૈકદેશોપલબ્ધિ–સ્વવિષયનું એકદેશીય જ્ઞાન; વ્યાવર્તમાન–ભિન્ન; તવ્દ્યાપક–તેને વ્યાપ્ત કરનાર; વ્યાવૃત્ત–નિષિદ્ધ; કૂટસ્થસિદ્ધિ–અપરિણામિત્વ સિદ્ધિ; વિવૃત્ત–પ્રકટ; વ્યતિરેકવ્યાપ્તિ–અભાવવ્યાપ્તિ;

(અ૦)-પ્રકૃતિ તથા પ્રત્યયના અર્થની પર્યાલોચના વડે ઉપલબ્ધા કૂટસ્થ છે એમ કહેવું વિરૂદ્ધ છે એમ શિષ્ય '**तत्राह**' ઇતિ વાક્યાર્થવડે શંકાની ઉદ્‌ભાવના કરે છેઃ—

**तत्राह—उपलब्धिर्नामधात्वर्थो विक्रियैव उपलब्धुः कूटस्थात्मता चेति विरुद्धम् ॥ ७६ ॥**

**वाक्यार्थः**—

નિશ્ચે, '**उपलब्धि**'પદના ધાતુનો કેવળ '**विक्रिया**' એમ અર્થ થાય છે; અને ઉપલબ્ધાની કૂટસ્થાત્મતા હોય તે વિરૂદ્ધ છે. ૭૬

**प० व्या०**—

'**उप**' ઉપસર્ગ અને '**लभति**' ધાતુના કર્તા પરત્વે **तृच**ના વિધાન અને ધાત્વર્થના ક્રિયાપણાને લીધે, અને ક્રિયાની ઉત્પત્તિ તથા વિનાશવત્તાને લીધે તે કર્તા પરત્વે ક્રિયારાહિત્ય કેમ હોય એમ અર્થ છે. ૭૬

(અ૦)-ક્રિયા જ પ્રકૃતિભૂત ધાત્વર્થ હોય અને કર્તા જ પ્રત્યયાર્થ (ક) સર્વત્ર મુખ્ય રૂપે હોય એમ નિયમ નથી; કેમકે, '**गडि वदनैकदेशे**' અર્થઃ-વદનના એક પ્રદેશ વિષે,' સવિતા પ્રકાશે છે, સવિતા પ્રકાશ કરે છે ઇતિ અત્ર વ્યભિચાર હોય તેથી; એમ અભિપ્રેત થઇ પ્રકૃત વિષય પરત્વે, પ્રકૃતિભૂત ધાત્વર્થ (**उपलब्धि**) ના કર્તાવાચક '**उपलब्धा**' શબ્દની કેવળ ગૌણાર્થતા યુક્ત છે એમ ગુરૂ '**न । धात्वर्थम्**' ઇતિ વાકયાર્થવડે કથન કરે છેઃ—

**न । धात्वर्थविक्रियायां उपलब्ध्युपचारात् । यो हि बौद्धः प्रत्ययः स धात्वर्थो विक्रियात्मकः आत्मनः उपलब्ध्याभासफलावसान इति उपलब्धिशब्देन उपचर्यते । यथा छिदिक्रिया द्वैधीभावफलावसानेति धात्वर्थेन उपचर्यते तद्वत् ॥ ७७ ॥**

---

* ટિપ્પણઃ—ઉદ્‌ભાવના-પ્રાકટ્ય; ક્રિયારાહિત્ય-ક્રિયારહિતપણું;

**वाक्यार्थः**—

'**उपलब्धा**'ની કૂટસ્થતા કહે એમાં વિરોધ ન હોય કેમકે ધાત્વાર્થવિક્રિયા પરત્વે, '**उपलब्धि**':શબ્દનો ઉપચાર હોય છે તેથી;

બુદ્ધિના પરિણામરૂપ જે પ્રત્યય હોય છે તે '**लब्ध**' ધાતુના અર્થ ક્રિયાત્મક, આત્માના ઉપલબ્ધિ—આભાસરૂપ ફલાવસાનક હોય છે એમ '**उपलब्धि**'શબ્દ વડે ઉપચાર થાય છે; જેમ છેદનક્રિયા દ્વૈધીભાવ—ફલાવસાનક હોય તદ્વત્ ધાત્વાર્થવડે ઉપચાર કરાય છે. ૭૭

**प० व्या०**—

'**यो हि बौद्धः**' એમ પદાર્થવડે સંગ્રહનું વિવરણ કરે છે; **बौद्धः**=બુદ્ધિના પરિણામરૂપ; '**प्रत्ययः**'=પ્રત્યેક વિષય પ્રતિ **अयति**—ગમન કરે તે;

બુદ્ધિ—અંતઃકરણ—ની દ્રવ્યતાને લીધે અને તેના પરિણામની મૃત્પરિણામરૂપ ઘટાદિવત્ દ્રવ્યત્વોપપત્તિને લીધે ક્રિયાપણું કેમ હોય ? (એમ કહે) તત્ર '**स धात्वर्थो विक्रियात्मकः**' ઇતિ પદાર્થવડે કથન કરે છે;

'**विक्रियात्मकः**'—વિશિષ્ટક્રિયાત્મક; નિશ્ચે, અન્તઃકરણ—પરિણામ, મૃદાદિની પેરે સ્વાકારના તિરોધાન વડે ઇષ્ટ હોતું નથી કિન્તુ, જલૂકાની પેરે વા આલોકની પેરે સંકોચ તથા વિકાસ રૂપે ઇષ્ટ હોય છે;

તાદૃશ પરિણામ તો પરિણામિ ચેષ્ટારૂપે હોવાથી તત્ક્રિયા રૂપે છે એમ કહેવું યુક્ત છે એમ અભિપ્રાય છે;

તે ક્રિયાના ઉપલબ્ધિશબ્દોપચાર પરત્વે નિમિત્તનું '**आत्मनः**' ઇતિ પદાર્થવડે કથન કરે છે;

આત્માની સ્વરૂપભૂતા એવી જે ઉપલબ્ધિ, '**सत्यं ज्ञानं** અર્થઃ સત્ય જ્ઞાનસ્વરૂપ,' '**विज्ञानघन एव**' અર્થઃ—કેવળ વિજ્ઞાનૈકરસ' ઇત્યાદિ શ્રુતિપ્રસિદ્ધા હોય છે તેનો આભાસ, વહ્નિવ્યાપ્ત એવા

---

* ટિપ્પણઃ—ધાત્વર્થવિક્રિયા-'**लब्ध**' ધાતુનો અર્થ વિક્રિયા તે; ઉપચાર—મિથ્યાપ્રયોગ; ફલાવસાનક—ફલપરિણામક; દ્વૈધીભાવ—બેપણું; દ્રવ્યત્વોપપત્તિ—દ્રવ્યત્વસિદ્ધિ; જલૂકા—જળો:

અયઃપિંડની વહ્ન્યાકારતા થાય તેમ ચિદાત્મવ્યાપ્તતયા ચિચ્છાયાપત્તિ થાય તેજ ફળ તદવસાન-તત્પર્યંત-રૂપ હોય છે એમ કરીને '**उपलब्धि**' શબ્દવડે ઉપચારાય છે એમ અર્થ છે;

'**यथा**' ઇતિ પદાર્થવડે, તત્રાનુકૂલ એવાં દૃષ્ટાંતનું કથન કરે છે;

આ ભાવાર્થ છેઃ—અર્થપ્રકાશ એવો '**उपलब्धि**' શબ્દનો અર્થ, નિશ્ચે પ્રસિદ્ધ છે; તે શબ્દનો અર્થ 'અર્થધર્મ' એમ થતો નથી; અર્થની જડતા હોય છે તેથી એમ કહેલું છે; તેનો અર્થ, અન્તઃકરણનો ધર્મ એમ પણ હોય નહિ તે અન્તઃકરણ કરણરૂપે હોય છે એટલે તેને ચૈતન્યપ્રકાશાશ્રયતાનો અયોગ હોય તેથી; તથાપિ, સ્વયંપ્રકાશમાન નિત્ય એવા ચૈતન્યાત્મ પરત્વે અવ્યવધાનપૂર્વક અહંતયા જ અધ્યાસ થવાથી સ્વસત્તા પરત્વે પ્રકાશના અવ્યતિરેકથી આત્મચૈતન્યવ્યાપ્ત- એવી તે તે અર્થાકાર-વૃત્તિઓને સંપાદન કરતાં અન્તઃકરણ 'ઉપલબ્ધા', 'કર્તા', 'પ્રમાતા', 'ભોક્તા', એમ અને 'પ્રમાતાપણું', 'કર્તાપણું', 'ભોક્તાપણું', અને 'અનુભવિતાપણું', તેના વ્યપદેશના આશ્રયરૂપે થાય છે; જેમ અયઃપિંડ, 'દહન કરે છે', 'પ્રકાશ કરે છે' એમ વ્યપદેશના આશ્રયરૂપ થાય છે તેમ;

તદ્વત્ આત્મા, આકાશવત્ અવિક્રિયત્વને લીધે કૂટસ્થ સતો પણ તાદૃશ અન્તઃકરણગત સ્વાભાસના અવિવેકથી તદ્ધર્મો અને તદવસ્થાઓ વડે કેવળ મિથ્યા વ્યપદેશાય છે જેમ અયઃપિણ્ડગત આભાસના અવિવેકથી અગ્નિ, 'ચતુષ્કોણ' 'વર્તુલાકાર' 'કૃશ' 'સ્થૂલ' 'નષ્ટ' રૂપે વ્યપદેશાય છે તેમ;

---

* (ટિપ્પણઃ—અયઃપિંડ-લોહપિંડ; ચિચ્છાયાપત્તિ-ચિદાભાસસિદ્ધિ; અર્થપ્રકાશ-વિષયપ્રકાશ; અર્થ-વિષય; ચૈતન્યપ્રકાશાશ્રયતા—ચૈતન્યપ્રકાશના આશ્રયરૂપે હોવાપણું; અવ્યવધાનપૂર્વક-અન્તરાય વિના; અવ્યતિરેક-ભાવ; કૃશ-ન્યૂન; વ્યપદેશાય છે-નિરૂપિત થાય છે;

તેથી વિકારી અન્તઃકરણનું કર્તાપણું હોય તથાપિ, ઉપલબ્ધિની ક્રિયમાણતાના અભાવથી ઉપલબ્ધિસ્વરૂપ આત્માનું '**कूटस्थत्व**' સિદ્ધ છે.

(**अव०**)-તત્ર, ઉક્તાર્થનું વિશદીકરણ કરવા '**इत्युक्तः शिष्य आह-ननु**' ઇતિ વાક્યાર્થવડે. દૃષ્ટાંતની દ્રાર્ષ્ટાન્તિક સહ અનનુરૂપતાની શંકા કરે છે:—

**इत्युक्तः शिष्य आह—ननु भगवन्, मम कूटस्थत्वे प्रतिपादनं प्रति असमर्थो दृष्टांतः। कथम्, छिदिः छेद्यविक्रियावसाना उपचर्यते—यथा धात्वर्थत्वेन तथा उपलब्धिशब्दोऽपचरितोऽपि धात्वर्थो बौद्धप्रत्ययः आत्मनः उपलब्धिविक्रियावसानश्चेत् नात्मनः कूटस्थतां प्रतिपादयितुं समर्थः ॥ ७८ ॥**

**वाक्यार्थः—**

ઇત્યુક્ત શિષ્ય કહે છે—

દૃષ્ટાંત મારી '**કૂટસ્થતા**' પ્રતિપાદન કરવા પ્રતિ અસમર્થ છે; કેવી રીતે? છિદિક્રિયાનો ધાત્વર્થવડે છેદ્ય વસ્તુની વિક્રિયા (દ્વૈધીભાવ) પર્યંત જેમ ઉપચાર કરાય તેમ '**उपलब्धि**' શબ્દ ઉપચરિત હોય તથાપિ, ધાત્વર્થક બોદ્ધપ્રત્યય આત્માની ઉપલબ્ધિરૂપ વિક્રિયા પર્યંત (ક) હોય તો તે, આત્માની **કૂટસ્થતા** પ્રતિપાદન કરવાને સમર્થ હોતો નથી. ૭૮

**प० क्य०**

ઉભયત્ર, પ્રકૃતિ તથા પ્રત્યયની ઔપચારિક્તાની ઉક્તિ હોય છે તેથી દૃષ્ટાંતનું અસામર્થ્ય કયા પ્રકારે હોય? એમ ગુરૂ '**कथम्**' ઇતિ વાક્યાર્થવડે કહે છે;

'**उपलब्धि**' શબ્દની ઉપચરિતતા ભલે હોય તથાપિ વિક્રિયા દુર્વારા છે; જે કારણે છિદિક્રિયા વડે સાધ્ય એવું દ્વૈધીભાવાખ્ય ફલ તે વિક્રિયારૂપ હોય છે એ રીતે '**उपलब्धि**' ફલની પણ ફલત્વાવિશેષને લીધે

---

* ટિપ્પણ.—ઉભયત્ર-બન્ને સ્થળે; ઉપચરિતતા-મિથ્યા-ગૌણ-પ્રયોગ; દુર્વારા-અનિવાર્યા; ફલત્વાવિશેષ-ફલત્વનો અવિશેષ-ફલસામાન્ય; વિશદીકરણ-વિસ્પષ્ટીકરણ;

સાધ્યતાએ કરીને વિક્રિયાત્વોપપત્તિ હોય તેથી 'ઉપલબ્ધા' ક્યા પ્રકારે કૂટસ્થરૂપે હોય ? એમ શિષ્ય દૃષ્ટાંતના અસામર્થ્યને '**छिदिः छेत्त्रा-त्वादिना**' ઇતિ વાક્યાર્થવડે ઉપપાદન કરે છે;

'**छिदि**' ક્રિયાની છેદ્યવિક્રિયાવસાનતાવત્, ધાત્વર્થક બૌદ્ધઃ—અન્તઃકરણ,—ઉપલબ્ધિ શબ્દવડે ઉપચરિત હોય તથાપિ આત્મોપલબ્ધિ વિક્રિયાવસાનક હોય છે એમ યોજના છે;

'છિદિ' ક્રિયાની છેતૃકૃત—દ્વૈધીભાવ—પર્યન્તતાની પેરે '**ઉપલબ્ધિ**' ધાતુનો અર્થ આત્મકૃતોપલબ્ધિ—વિકાર—પર્યન્તક હોય તો એમ અર્થ છે. ૭૮

**ઉપલબ્ધિ**ની સ્વરૂપે કરીને જ ફલતા, તેની વિવક્ષા કરીને દૃષ્ટાન્ત—અનનુગુણતાનો નિશ્ચય કરે છે ? કિંવા ઉપાધિવશથી ? એમ વિકલ્પ કરીને આદ્યપક્ષને '**सत्यमेव**' ઇતિ વાક્યાર્થવડે દૂષિત કરે છેઃ—

**गुरुरुवाच—सत्यमेवं स्यात् यदि उपलब्ध्युपलब्धोः विशेषः। नित्योपलब्धिमात्र एव हि उपलब्धा न तुतार्किकसमय इव अन्या उपलब्धिः अन्य उपलब्धा च ॥ ७९ ॥**

**वाक्यार्थः**—

જો 'ઉપલબ્ધિ' અને 'ઉપલબ્ધા'નો ભેદ હોય તો સત્ય એ રીતે થાય; '**ઉપલબ્ધા**', નિશ્ચે નિત્યોપલબ્ધિમાત્ર હોય છે; તાર્કિક '**સમય**'ની પેરે '**ઉપલબ્ધિ**' અન્યા અને અન્ય '**ઉપલબ્ધા**' એમ તો ન હોય. ૭૯

**प० व्या०**

'**विशेषः**'=ભેદ; '**नित्य**' શબ્દવડે, બૌદ્ધમતથી વ્યાવૃત્તિ (કરે છે.) '**मात्र**' પદવડે ભેદાભેદ મતથી ( વ્યાવૃત્તિ કરે છે );

'**हि**' ઇતિ પદાર્થવડે '**प्रज्ञानघनएव**' અર્થઃ—કેવળ પ્રજ્ઞાનૈકરસ, '**प्रज्ञानं ब्रह्म** અર્થઃ—બ્રહ્મ પ્રજ્ઞાનરૂપ છે' ઇત્યાદિ શ્રુતિપ્રસિદ્ધ

---

*ટિપ્પણઃ—વિક્રયોપપત્તિ—વિકારસિદ્ધિ; છેદ્યવિક્રિયાવસાનતા—છેદ્યવિકાર-પરિણામ; નિત્યોપલબ્ધિમાત્ર—નિત્યપ્રાપ્તિમાત્ર; વ્યાવૃત્તિ—ભિન્નતા; નિષેધ; અનનુગુણતા—અનનુરૂપતા;

હેતુનું કથન કરે છે; '**ननु तार्किका**' ઇતિ પદાર્થવડે, **એ**વકારવડે વ્યાવર્ત્ય વસ્તુનું કથન કરે છે. ૭૯

(**अव०**)-જો આત્મતત્ત્વ એ રીતે હોય તો ધાત્વર્થફલવત્ત્વં વચન કેમ કહેલું છે ? એમ શિષ્ય '**ननु**' ઇતિ વાક્યાર્થવડે શંકા કરે છે:-

**ननु उपलब्धिफलावसानो धात्वर्थः कथमिति ॥ ८० ॥**

**वाक्यार्थः**—

ધાત્વર્થ કેમ ઉપલબ્ધિ–ફલાવસાનક હોય છે ? ૮૦

(**अव०**)-ઉપાધિવશથી ફલત્વોપચારની ઉપલબ્ધિ હોય છે સ્વરૂપતઃ નહિ તેથી એમ કહેલું તેને સ્મરણ કરાવતાં, પક્ષાન્તર અવિરુદ્ધ છે એમ '**शृणु**' ઇત્યાદિ વાક્યાર્થવડે કહે છે:—

**उच्यते— शृणु–उपलब्ध्याभासफलावसान इत्युक्तं किं न श्रुतं तत् त्वया, नतु आत्मा विक्रियोत्पादनावसान इति मयोक्तम् ॥ ८१ ॥**

**वाक्यार्थः**—

કહેવાય છે સાંભળ—( ધાત્વર્થ ) ઉપલબ્ધ્યાભાસ–ફલાવસાનક હોય છે એમ કહેલું તે તેં શ્રવણ કરેલું નથી શું ? આત્મા તો વિક્રિયા–ઉત્પાદનાવસાનક હોતો નથી એમ મેં કહેલું ( તે તેં શ્રવણ કરેલું નથી શું ? ) ૮૧

**प० व्या०**—

અન્તઃકરણની વૃત્તિઓની આવિર્ભાવ–તિરોભાવ–ધર્મકતાને લીધે તદ્વિશિષ્ટતાએ કરીને સ્ફુરણ થાય એમ અંગીકાર કરી, વિષયસ્થ ચૈતન્યના અભેદવડે પ્રકાશમાન એવી વૃત્તિસ્થા આભાસાશ્રયતા વડે ભાસનારા આત્માને '**प्रमाता**' એમ કહે છે;

---

*ટિપ્પણ -વ્યાવર્ત્ય-નિષેધ્ય; ઉપલબ્ધ્યાભાસ-ફલાવસાનક-ઉપલબ્ધિના આભાસરૂપ પરિણામને પામનાર;

કર્મેન્દ્રિયોનું અધિષ્ઠાન કરી, ક્રિયાસંપન્નપ્રાણપ્રધાન એવા અન્તઃ-કરણલિંગગત આભાસના અવિવેકથી તે '**कर्ता**' એમ કહેવાય છે;

શુભાશુભકર્મોપસ્થાપિત એવા અન્તઃકરણના પરિણામવિશેષને તેના અવિવેકને લીધે તે સ્વગત હોય એમ જોતાં આત્મા, '**भोक्ता**' છે એમ કહેવાય છે;

વળી, આ સર્વે* ચિત્તવિલાસાવસ્થાને સ્વરૂપચૈતન્યના અનુગમમાત્ર વડે સાક્ષાત્ અવભાસમાન કરતો હોય તેમ ભાસનાર, અલુપ્તપ્રકાશ, અસંદિગ્ધ, અવિપર્યસ્ત, અવિષય એવો સાક્ષી '**ઉપલબ્ધા**' '**ज्ञाता**' એમ વ્યપદેશાય છે;

વૃત્તિવિનાશને લીધે તદ્દગત ચિદાભાસનો પણ વિલય થાય તેથી તત્સંસ્કારનો સંભવ સતે, સમયાન્તર પરત્વે પૂર્વાવગત વિષયાકારની સ્મૃત્તિવૃત્તિનો ઉદય થાય એટલે, તદ્દગત આભાસ દ્વારા તે જ કેવળ '**स्मर्ता**' એમ વ્યપદેશાય છે.

કેવળ તે ચિદાત્મા તો સમસ્ત કાર્યકારણરૂપ પ્રપંચવડે ઉપલક્ષિત એવો તદનુવૃત્તસત્તાના અભેદે કરીને '**सर्वाधिष्ठान**', અર્થઃ—સર્વ પ્રપંચના અધિષ્ઠાનરૂપ.' એમ કહેવાય છે;

કારણોપાધિના અવિવેકને લઇ અને અલુપ્તજ્ઞાનશક્તિતાએ કરીને, તે પણ '**अन्तर्यामि**' આદિ શબ્દવાચ્ય થાય છે;

તેથી, કોઇપણ ઉપાધિને લઇ કવચિત્ કવચિત્ તે તે પ્રકારે વ્યવહારસ્પદતાને લઇ અવિદ્યાવશથી ભાસનારો હોય તથાપિ આત્મા, કેવળ સ્વરૂપતઃ નિર્વિકાર નિર્ધર્મક અસંગ '**કૂટસ્થ**'રૂપ છે. ૮૧

(**अव०**)—આ સર્વ અભિપ્રાયને લઇ ઉક્તાર્થનો પ્રશ્નનું ઉત્થાપન કરીને '**शिष्य उवाच**' **कथं** '**तर्हि**' એમ આરંભી '**तव**' ઇત્યંત વાક્યાર્થ વડે ઉપસંહાર કરે છેઃ—

---

*ટિપ્પણઃ—સ્વગત-આત્મગત; અવિપર્યસ્ત-વિપર્યયરહિત; વ્યવહારા-સ્પદતા-વ્યવહારાશ્રયતા; અલુપ્તપ્રકાશ-અખંડ પ્રકાશ;

**शिष्य उवाच—कथं तर्हि कूटस्थे मयि अशेषस्वविषय-चित्तप्रचारोपलब्धृत्वमित्याथ ॥ ८२ ॥**

**वाक्यार्थः—**

જો એમ હોય તો કૂટસ્થ એવો હું તેના પરત્વે, અશેષસ્વ-વિષયચિત્તપ્રચારનું ઉપલબ્ધાપણું હોય એમ કેમ કહેલું ? ૮૨

**तं गुरुरुवाच—सत्यमवोचं, तेनैव कूटस्थतामब्रुवं तव ॥८३॥**

**वाक्यार्थः—**

ગુરૂ તેને કહે છે—મેં સત્ય કહેલું; તેણે કરીને જ મેં તારી 'કૂટસ્થતા' હોવાનું કહેલું. ૮૩

**प० व्या०—**

'**तेनैव**'—અશેષ—સ્વવિષયચિત્તપ્રચારના ઉપલબ્ધાપણાવડે; એથી, તને તત્ર શાથી અનાશ્વાસ ઉત્પન્ન થાય છે ? આમ અભિપ્રાય છે. ૮૨–૮૩

(**अव०**)—આત્માની અશેષ સ્વગત—વિશેષતા નિત્યનિવૃત્ત થએલી હોય તેવડે કરીને '**કૂટસ્થત્વ**' અવબોધિત થયે સ્વરૂપને અવબોધેલ એવો શિષ્ય, સ્વભ્રાંતિબીજને ન જોતાં '**यद्येवं**' ઇતિ વાક્યાર્થવડે પૃચ્છા કરે છે:—

**यद्येवं भगवन् , कूटस्थनित्योपलब्धिस्वरूपे मयि शब्दाद्याकारबौद्धप्रत्ययेषु च मत्स्वरूपोपलब्ध्याभासफलावसान वस्तु उत्पद्यमानेषु कस्त्वपराधो मम ॥ ८४ ॥**

**वाक्यार्थः—**

હે ભગવન્ ! જો એ રીતે હોય તો કૂટસ્થ—નિત્યોપલબ્ધિ—સ્વરૂપ એવો હું તેને વિષે શબ્દાદ્યાકાર—બૌદ્ધપ્રત્યયો, વળી મારા સ્વરૂપના ઉપલબ્ધ્યાભાસ રૂપ ફલાવસાનક ઉત્પન્ન થાય તો તેમાં તો મારો શું અપરાધ ? ૮૪

---

*ટિપ્પણ:—અશેષસ્વવિષયચિત્તપ્રચાર—સ્વવિષયપ્રત્યે ચિત્તની સંપૂર્ણ પ્રવૃત્તિ; અનાશ્વાસ—અણવિશ્વાસ; બૌદ્ધપ્રત્યય=બુદ્ધિજન્ય—વિષયપ્રતીતિ;

**प० व्या०—**

અથવા, ઉપલબ્ધ્યાભાસફલરૂપે અવસાનને પામનારા બૌદ્ધપ્રત્યયો ઉત્પન્ન થાય ત્યારે તે પ્રત્યયોને આત્મા પરત્વે નિત્ય જોઉં તેમાં મારો શું અપરાધ ? એમ '**यद्येवम्**' ઇતિપદાર્થવડે આક્ષેપ કરે છે;

(**अव०**)–'**सत्यं नास्त्यपराधः**' એમ પદાર્થવડે પ્રશ્નનો ઉત્તર કહે છે:–

**सत्यं नास्त्यपराधः किंतु अविद्यामात्रस्तु अपराध इति प्रागेवावोचम् ॥ ८५ ॥**

**वाक्यार्थः—**

તારો અપરાધ નથી એ સત્ય છે; કિંતુ અવિદ્યામાત્ર તો અપરાધરૂપે છે એમ મેં પૂર્વેજ કહેલું છે. ૮૫

**प० व्या०—**

ત્યારે તેં શું શ્રવણ કરેલું નથી એમ મને કેમ કહેલું આમ '**किंतु**' ઇતિ પદાર્થવડે શંકા કરે છે;

જિજ્ઞાસુ પ્રેક્ષાસંપન્ન એવા તને ઉક્ત અર્થનું અનવધાન થયું તે આગન્તુક–દોષ–નિમિત્તક હોવાનું સંભવે નહિ એમ અભિપ્રાયથી મેં કહેલું એમ '**अविद्या**' ઇતિ પદાર્થવડે તે શંકાનો પરિહાર કરે છે; યદ્વા, '**सत्यं**' ઇતિ વાક્યાર્થવડે આક્ષેપનો પરિહાર કરે છે;

તારો અપરાધ નથી સ્વાનુભવની અપ્રચ્છાદકતા હોય છે તેથી;

ત્યારે મને અનાશ્વાસ ઉત્પન્ન થાય છે એમ તેં કેમ કહેલું એમ '**किंतु**' ઇતિ પદાર્થવડે પૃચ્છા કરે છે; એતો અન્ય અપરાધ હો એમ ઉત્તરનું '**अविद्या**' ઇતિ પદાર્થવડે કથન કરે છે;

એ રીતે આત્માનું તે સંસારિપણું–અધિકૃતપણું–ઇત્યાદિ કેવળ સ્વરૂપાનવભાસ એવી અવિદ્યાનિબન્ધક હોય છે; '**अतत्**' ધર્માવભાસ

---

*ટિપ્પણ:—અનવધાન–બેધ્યાન; સ્વરૂપાનવભાસા–સ્વરૂપની આચ્છાદક; અપ્રચ્છાદકતા–અનાવરકતા;

પરમાર્થસ્વરૂપે હોતો નથી એમ ઉપપત્તિથી આત્માનું '**કૂટસ્થત્વ**' તથા '**નિત્યત્વ**' અવગમિત થયલું છે. ૮૫

**(અવ૦)**–અવસ્થાત્રયની સાક્ષિતાએ કરીને, અવસ્થાધર્મના અસ્પર્શિપણા વડે '**કૂટસ્થતા**'નું પુનઃપ્રતિપાદન કરવા હવે '**यदि भगवन्**' ઇતિ વાકયાર્થવડે આક્ષેપનું ઉત્થાપન કરે છેઃ—

**यदि भगवन्, सुषुप्त इव मम विक्रिया नास्ति कथं स्वप्न जागरिते ॥ ८६ ॥**

**वाक्यार्थः—**

હે ભગવન્! જો સુષુપ્ત (પુરૂષ)ની પેઠે મને વિક્રિયા પ્રાપ્ત ન હોય તો તે સ્વપ્ન તથા જાગરિતદશા (મને) કેમ હોય? ૮૬

**प० व्या०—**

**स्वप्नजागरिते मम** એમ શેષ (પદ અધ્યાહાર્ય છે.) ૮૬

**(અવ૦)**–તારી ચૈતન્યપ્રકાસ્યતાને લીધે તે અવસ્થાઓ તારી સ્વરૂપ ભૂત હોતી નથી એમ '**तं गुरुरुवाच**' ઇતિ વાકયાર્થવડે પરિહાર ( શંકાનો ) કરે છેઃ—

**तं गुरुरुवाच–किन्त्वनुभूयेते त्वया सततम् ॥ ८७ ॥**

**वाक्यार्थः—**

તેને ગુરૂ કહે છે–કિંતુ તું વડે તે સતત અનુભવાય છે. ૮૭

**प० व्या०—**

જો તે (સ્વરૂપભૂત) હોય તો તે અનુભૂયમાન થતી નથી એમ અર્થ છે. ૮૭

**(અવ૦)**–અનુભવાવાપણાનો અંગિકાર કરી, '**સતતાનુભવ**' શબ્દનો અર્થ ન જાણતાં, શિષ્ય '**बाढम्**' ઇતિ વાકયાર્થવડે કહે છેઃ–

**बाढम् अनुभवामि, किंतु विच्छिद्य विच्छिद्य नतु सततम् ॥ ८८ ॥**

**वाक्यार्थः—**

સત્ય હું અનુભવું છું; કિંતુ વિચ્છેદી વિચ્છેદીને સતતરૂપે નહિ.

**(अव०)–'आगन्तुके त्वेते'** ઇતિ વાક્યાર્થવડે ગુરૂ તેને કથન કરે છે—

**तं गुरुरुवाच–तर्हि आगन्तुके त्वेते न तवात्मभूते, यदि-तवात्मभूते चैतन्यस्वरूपवत् स्वतःसिद्धे संतते एव स्याताम् । किंच स्वप्नजागरिते न तव आत्मभूते व्यभिचारित्वात् वस्त्रा-दिवत् । नहि यस्य यत्स्वरूपं तत् तद्व्यभिचारि दृष्टम् । स्वप्न जागरिते तु चैतन्यमात्रत्वाव्द्यभिचरतः । सुषुप्ते चेत् स्वरूपं व्यभिचरेत् तन्नष्टं नास्तीति वा बाध्यमेव स्यात् आगन्तुकानां अतद्धर्माणां उभयात्मकत्वदर्शनात् यथा धनवस्त्रादीनां नाशो दृष्टः स्वप्नभ्रान्तिलब्धानां तु अभावो दृष्टः ॥ ८९ ॥**

**वाक्यार्थः—**

તેને ગુરૂ કહે છે–ત્યારે તો આ ( દશાઓ ) આગન્તુક છે આત્મભૂત ન હોય; જો તે તારી આત્મભૂત હોય તો તે ચૈતન્ય–સ્વરૂપવત્ સ્વતઃસિદ્ધ સંતતરૂપ જ હોય; વળી, સ્વપ્ન તથા જાગરિત દશા, તને આત્મભૂત ન હોય વસ્ત્રાદિવત્ વ્યભિચારિપણું થાય તેથી;

નિશ્ચે, જેનું જે સ્વરૂપ હોય તે તવ્યભિચારી હોય એમ અનુભવેલું નથી; સ્વપ્ન તથા જાગરિત દશા તો ચૈતન્યમાત્રતાને લીધે વ્યભિચારને પ્રાપ્ત થાય છે;

સુષુપ્ત પરત્વે જો સ્વરૂપ વ્યભિચરે તો તે નષ્ટ થયલું (છે) વા તે નથી એમ કેવળ બાધ્યરૂપ થાય; આગન્તુક અતદ્ધર્મોનું ઉભયાત્મકત્વ-દર્શન હોય છે તેથી જેમ ધન તથા વસ્ત્રાદિકનો નાશ અનુભૂત હોય; સ્વપ્નભ્રાંતિલબ્ધ પદાર્થોનો તો અભાવ દૃષ્ટ હોય છે. ૮૯

---

*ટિપ્પણઃ—આગન્તુક–અનિત્ય; કદાચિત હોનાર; આત્મભૂત–સ્વરૂપભૂત; સ્વપ્નભ્રાંતિલબ્ધ–સ્વભ્રાંતિવિષે પ્રાપ્ત; અતદ્ધર્મ–અનાત્મધર્મ;

**પ૦ વ્યા૦**—સુષુપ્તિ વિષે આત્મસ્વરૂપ ભાસતું હોય તથાપિ તે (અવસ્થાઓ) વિષે અનવભાસ હોય છે તેથી તે (અવસ્થાઓ) આત્માની સ્વરૂપભૂત ન હોય; એથી તે અવસ્થાઓ વિચ્છેદી વિચ્છેદીને તને અનુભવાય છે એમ અર્થ છે.

વ્યભિચારિપણાને લીધે, તે (અવસ્થાઓ) વસ્ત્રાદિવત્ અનાત્મભૂત છે એમ વિમત કહીને, '**यत्**' ઇત્યાદિવડે આને જ વ્યતિરેકવડે દૃઢાવે છે;

'**चैतन्यमात्रत्वात्**'–ચિત્સ્વભાવને લીધે; યત્ર જે વસ્તુ અનુભવ ગોચર થાય તત્રૈવ તે જો અનુભવાય તો તેનો ધ્વંસ વા બાધ થાય;

ઉભયપ્રકારે પણ તેને અધિષ્ઠાન–ધર્મપણું હોતું નથી એમ '**सुषुप्ते चेत्**' ઇત્યાદિ વાક્યાર્થવડે સદૃષ્ટાંત ઉપપાદન કરે છે;

'**नाशः**'=ધ્વંસ. '**अभावः**'=બાધ. ૮૯

(**अव०**)–તત્ર શિષ્ય '**नन्वेवं**' ઇતિ વાક્યાર્થવડે અતિપ્રસંગની શંકા કરે છે–

**नन्वेवं भगवन्, चैतन्यस्वरुपमपि आगन्तुकं प्राप्तम्। स्वप्नजागरितयोरिव सुषुप्ते अनुपलब्धेः। अचैतन्यस्वरूपो वा स्याहम् ॥ ९० ॥**

**वाक्यार्थः—**

હે ભગવન્! એ રીતે ચૈતન્યસ્વરૂપ પણ આગન્તુકરૂપે પ્રાપ્ત–સિદ્ધ–થાય સ્વપ્ન–જાગરિતની પેરે સુષુપ્ત પરત્વે તેની અનુપલબ્ધિ હોય છે તેથી; વા, હું અચૈતન્યસ્વરૂપ થાઉં. ૯૦

**પ૦ વ્યા૦**

દર્શન શ્રવણ મનન તથા વિજ્ઞાનલક્ષણ એવાં સ્વપ્નજાગરિત નિશ્ચે દર્શનાદિમત્ કેવળ ચૈતન્યરૂપ છે; એથી, જો સ્વપ્નજાગરિત જો સુષુપ્તિ વિષે ઉપલબ્ધ ન થાય ઇતિ તત્ર તે હોય નહિ તો ચૈતન્ય જ સુષુપ્તિ વિષે હોતું નથી ઇતિ આત્મા આગન્તુક ચૈતન્યવાળો વા ગત્યન્તરના અભાવથી અચૈતન્યરૂપ થાય એમ અર્થ છે. ૯૦

---

*ટિપ્પણ:—વિચ્છેદીને=ત્રૂટક રીતે;

(**અવ૦**)–ગુરૂ '**न**' ઇતિ વાક્યાર્થવડે (તેનો) પરિહાર કરે છે–

**न । पश्य तदननुपत्तेः । चैतन्यस्वरूपं चेत् आगन्तुकं पश्यसि, पश्य । नैतद्वर्षशतेनापि उपपत्त्या कलयितुं शक्नुमो वयम्, अन्योवाऽचैतन्योऽपि । संहतत्वात् पारार्थ्यं अनेकत्वं नाशित्वं च न केनचित् उपपत्त्या वारयितुं शक्यम् । अस्वार्थस्य स्वतःसिद्ध्यभावादित्यवोचाम । चैतन्यस्वरूपस्य तु आत्मनः स्वतःसिद्धेः अन्यानपेक्षत्वं न केनचित् वारयितुं शक्यम्, अव्यभिचारात् ॥ ९१ ॥**

**वाक्यार्थः**—

એમ નથી જો તેની અનુપપત્તિ હોય છે તેથી; ચૈતન્યસ્વરૂપને જો તું આગન્તુકરૂપે જુવે તો ભલે જો; તે ચૈતન્યસ્વરૂપને વર્ષશતે પણ અમે ઉપપત્તિપૂર્વક આગન્તુકરૂપે કલ્પવાને શક્તિમાન્ નથી; વા અન્ય કોઇ મૂઢ પુરૂપ પણ (તેમ કલ્પવાને શક્તિમાન્ ન હોય;)

સંહતતાને લીધે પારાર્થ્ય વા અનેકતા તથા નાશિતાને કોઇ પણ ઉપપત્તિવડે વારવાં શકય ન હોય; અસ્વાર્થક પદાર્થની સ્વતઃસિદ્ધિનો અભાવ હોય છે તેથી એમ અમે કહેલું છે;

તેથી ઉલટું ચૈતન્યસ્વરૂપ આત્માની સ્વતઃસિદ્ધિ હોય છે તેથી તેની અન્યાનપેક્ષિતા કોઇવડે વારવી શકય નથી અ–વ્યભિચાર હોવાથી; ૯૧

**प० व्या**—

**न**=એમ હોય નહિ; એમ કહેવું ઉચિત ન હોય એમ અર્થ છે; શી રીતે એમ કહે તો તત્ર '**पश्य**' ઇતિ પદાર્થવડે કથે છે; અર્થાત્ તું પર્યાલોચનાપૂર્વક જો;

*ટિપ્પણઃ—ઉપપત્તિ–યુક્તિ; અન્યાનપેક્ષતા–અન્ય પદાર્થના અનપેક્ષતા;

વસ્તુસ્વરૂપ આલોચતાં ચૈતન્યનું આગન્તુકપણું અનુપપન્ન હોય છે તેથી એ રીતે ઉક્તિ કરવી ઉચિત નથી એમ અર્થ છે;

સુષુપ્ત પરત્વે દૃષ્ટિ આદિ ચૈતન્યનું અદર્શન હોવાથી, જાગ્રત્ આદિ વિષે (તેનું) દર્શન હોવાથી હું ચૈતન્યને કેવળ આગન્તુકરૂપે પર્યાલોચન કરૂં છું એમ કહે તો તત્ર વક્તવ્ય છે કે–શું કેવળ નિરૂપાધિક ચિત્સ્વરૂપને આગન્તુકરૂપે જુવે છે? કિંવા નયનાદિ–દ્વારક બુદ્ધિવૃત્તિ વડે ઉપહિત હોય તેને (આગન્તુકરૂપે જુવે છે?) એમ વિકલ્પ કરીને '**चैतन्य स्वरूपे चेत्**' ઇતિ વાકયાર્થવડે આદ્યપક્ષ પ્રતિ કથે છેઃ—

તું અલૌકિકપ્રજ્ઞાવાળો હો તો ચૈતન્યસ્વરૂપને આગન્તુકરૂપે જુવ; તેમ હો તો ભલે જો; અમે તો ન્યાયપ્રમાણકુશલ છઇએ તથાપિ, તે ચૈતન્યસ્વરૂપને વર્ષશતે પણ આગન્તુકરૂપે જોવાને વા ઘટાવવાને શક્તિમાન્ નથી; વા અન્ય કોઇ મૂઢ (**अचैतन्यः**) હોય તે પણ તેમ શક્તિમાન્ ન હોય;

આ ભાવાર્થ છેઃ–ચૈતન્યનું આગન્તુકપણું ચૈતન્યવડે ગ્રહણ કરાય? કિંવા અચૈતન્ય (વસ્તુ) તે વડે?

આદ્ય પક્ષ ઉચિત ન હોય સ્વગ્રાહ્યપણા પરત્વે સ્વવૃત્તિનો વિરોધ હોવાથી; અંગુલિના અગ્રભાગવડે નિત્ર તેને (અંગુલિને) સ્પર્શન કરાય નહિ વા, અસિધારા અસિધારાવડે છેદાય નહિ; વળી, અન્યપણાની અદ્યાપિ અસિદ્ધિ હોવાથી અન્યચૈતન્યવડે અન્યચૈતન્યનું આગન્તુકપણું ગ્રાહ્ય ન હોય;

દ્વિતીયપક્ષ (ઉચિત) ન હોય જડ (વસ્તુ)ની ચિદધીનપ્રકાશતયા ચિત્પ્રકાશપણાનો અયોગ હોય તેથી; એથી ચૈતન્ય આગન્તુક હોતું નથી;

વળી, શ્રુતિ હોય છે–'**यद्वै तन्न पश्यति पश्यन् वै तन्न पश्यति न हि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यते अविनाशीत्वात् नतु तद्द्वितीय मस्ति ततोऽन्य द्वि भक्तं यत्पश्येत् बृ. ४–३–२३**

*ટિપ્પણઃ—ચિદધીનપ્રકાશતયા–ચૈતન્યાધીનપ્રકાશપણા વડે;

અર્થ:—આ પ્રમાણે સુષુપ્તિ અવસ્થામાં જોતો આત્મા જોતો નથી એમ કહેવું તે સત્ય નથી. તે જુવે છેજ; કારણકે આત્મા અવિનાશી હોવાથી દ્રષ્ટાની દૃષ્ટિનો લોપ હોતો નથી. વળી આ અવસ્થામાં તેને દ્વિતીય ભાવ હોતો નથી. જે કાંઇ તે જોઇ શકે છે, તેનાથી વિભક્ત હોતું નથી, એમ આદ્ય કલ્પનું અનુપપત્ત્યા નિરાકરણ કરી દ્વિતીય (કલ્પ)નું અચૈતન્યાપાદન વડે '**संहतत्वात्**' ઇતિ પદાર્થવડે નિરાકરણ કરે છે;

નયનાદિ—દ્વારક બુદ્ધિવૃત્તિરૂપી ઉપાધિ ગ્રસ્ત (આત્મા)ની સંહતતાને લીધે પરાર્થત્વાદિક પૂર્વે જ પ્રતિપાદિત કરેલાં છે એમ હવે ઉપપત્તિ—યુક્તિ—વક્તવ્યા નથી એમ '**इत्यवाच्याम**' ઇતિ વાક્યાર્થવડે કહે છે;

અહીં પણ '**न द्रष्टेर्द्रष्टारं पश्येर्न श्रुतेः श्रोतारं शृणुयान मतेर्मन्तारं मन्वीथा न विज्ञातेर्विज्ञातारं विजानीयाः**

અર્થ:—દ્રષ્ટિના દ્રષ્ટાને ન જુવે, શ્રુતિના શ્રોતાને ન સાંભળે, મતિના મન્તાને ન માને, વિજ્ઞાનના વિજ્ઞાતાને ન જાણે, ઇત્યાદિ શ્રુતિ છે;

આ શ્રુતિવાક્યવિષે તો, ષષ્ઠયન્તશબ્દવાચ્ય એવાં દૃષ્ટિ—આદિની અન્યદ્રષ્ટૃવ્યાપ્યતાએ કરીને અચૈતન્યસ્વરૂપત્વની ઉક્તિ હોય છે તેથી દ્રષ્ટ્યાદિના સ્વરૂપપ્રકાશકપણા વડે દ્રષ્ટા—આદિ—શબ્દનિર્દિષ્ટ સાક્ષી નિત્યચૈતન્યસ્વરૂપ સિદ્ધ છે એમ '**चैतन्यस्वरूपस्य तु**' ઇતિ વાક્યાર્થવડે ઉપસંહાર કરે છે; ૯૧

(**अव०**)—ઉક્ત અર્થને જ યુક્ત્યન્તરવડે ઉપપાદન કરવા '**ननु**' ઇતિ વાક્યાર્થવડે શંકાની ઉદ્‌ભાવના કરે છે:—

## ननु व्यभिचारो दर्शितो मया सुषुप्ते न पश्यामीति ॥९२॥

**वाक्यार्थः**—

સુષુપ્તિ અવસ્થા પરત્વે 'હું જોતો નથી' એમ વ્યભિચાર દર્શિત કરેલો; ૯૨

---

*ટિપ્પણ:—અનુપપત્ત્યા—યુક્ત્યભાવ વડે; અચૈતન્યાપાદન—જડતાસિદ્ધિ; અન્યદ્રષ્ટૃવ્યાપ્તતા—અન્યદ્રષ્ટા વડે વ્યાપ્ત હોવાપણું;

(अव०)-તે શંકાનો ઉત્તર, 'न। व्याहतत्वात्' આ વાક્યાર્થવડે સંગ્રહવડે કથે છેઃ—

न। व्याहतत्वात्। कथं व्याघातः पश्यतस्तव न पश्यामि इति व्याहतं वचनम्। नहि कदाचित् भगवन्, सुषुप्ते मया चैतन्यं अन्यद्वा किंचित् दृष्टम्। पश्यन् तर्हि सुषुप्ते त्वम्। यस्मात् दृष्टमेव प्रतिषेधसि न दृष्टिम्। या तवः दृष्टिः तत् चैतन्यमिति मयोक्तम्। यया त्वं विद्यमानया न किंचित् दृष्टमिति प्रतिषेधसि सा दृष्टिः त्वच्चैतन्यम्। तर्हि सर्वत्र अव्यभिचारात् कूटस्थनित्यत्वं सिद्धं स्वत एव न प्रमाणापेक्षम्। स्वतःसिद्धस्य हि प्रमातुः अन्यस्य प्रमेयस्य परिच्छित्तिं प्रति प्रमाणापेक्षा। या तु अन्या नित्या-परिच्छित्तिः अपेक्ष्यते अन्यस्य अपरिच्छित्तिरूपस्य परिच्छेदाय सा हि नित्यैव कूटस्था स्वयंज्योतिः स्वभावा, आत्मनि प्रमाण-त्वे प्रमातृत्वे वा न तां प्रति प्रमाणापेक्षा, तत्स्वभावत्वात्। यथा प्रकाशनं उष्णत्वं वा लोहोदकादिषु परतः अपेक्षते अग्न्या-दित्यादिभ्यः अतत्स्वभावत्वात् न अग्न्यादित्यानां तदपेक्षा सर्वदा तत्स्वभावत्वात् ॥ ९३ ॥

**वाक्यार्थः—**

એમ કહેવું ઉચિત નથી વ્યાહતતા (પ્રાપ્ત) થાય તેથી; વ્યાઘાત કયા પ્રકારે સિદ્ધ હોય? જોનારો એવો તું 'હું જોતો નથી' એમ કહે તે વ્યાહત વચન છે (એમ કહેવાય;)

હે ભગવન્! નિશ્ચે, સુષુપ્ત અવસ્થાવિષે ચૈતન્ય વા અન્ય-કિંચિત્ વસ્તુ મને કદાચિત્ દૃષ્ટ હોતી નથી;

સુષુપ્તિવિષે ત્યારે તું દ્રષ્ટા–દૃષ્ટિમાન્–છે; કેમકે તું દૃષ્ટ (વસ્તુ)નો પ્રતિષેધ કરે છે; દૃષ્ટિનો પ્રતિષેધ કરતો નથી;

જે તારી 'દૃષ્ટિ' છે તે ચૈતન્ય (છે) એમ મેં કહેલું છે; જે વિદ્યમાન દષ્ટિવડે 'મેં કિંચિત્ વસ્તુ પણ દષ્ટ કરેલી નહિ' એમ તું પ્રતિષેધ કરે છે તે 'દૃષ્ટિ' તારૂં ચૈતન્ય છે;

ત્યારે સર્વત્ર અવ્યભિચાર હોય તેથી 'કૂટસ્થ'નું નિત્યપણું કેવળ સ્વતઃસિદ્ધ છે; તેને પ્રમાણાપેક્ષા હોતી નથી;

નિશ્ચે, સ્વતઃસિદ્ધ પ્રમાતાને અન્ય પ્રમેય વસ્તુની પરિચ્છિત્તિ પ્રતિ પ્રમાણાપેક્ષા હોય; તેથી ઉલટું અન્ય અપરિચ્છિત્તિ–અચેતન–વસ્તુના પરિચ્છેદાર્થ–અવભાસનાર્થ–જે નિત્યા–સ્વતઃસિદ્ધ–અન્યા પરિચ્છિત્તિની અપેક્ષા કરાય છે તે કેવળ નિત્ય કૂટસ્થા સ્વયંજ્યોતિઃસ્વરૂપા હોય છે; આત્મા (સંવિદ્રૂપ વિષય) પરત્વે પ્રમાણપણું વા પ્રમાતાપણું તે પરત્વે તે (પરિચ્છિત્તિ) પ્રતિ પ્રમાણાપેક્ષા ન હોય તે તેનું સ્વરૂપ હોય છે તેથી;

જેમ લોહ તથા ઉદક આદિ વિષે પ્રકાશન વા ઉષ્ણપણું હોય તે પરતઃ અગ્નિ તથા આદિત્ય આદિથી અપેક્ષિત હોય છે તે ( પ્રકાશન આદિ ) તેનું સ્વરૂપ હોતું નથી તેથી; અગ્નિ તથા આદિત્ય આદિને તેની અપેક્ષા હોય નહિ સર્વદા તે તેનું સ્વરૂપ હોય છે તેથી; ૯૩

**प० व्या०**—

એમ કહેવું ઉચિત નથી વ્યાહતપણું હોય છે તેથી; કેવળ વ્યાહતપણાને ( **कथम** ) ઇત્યાદિ વાક્યાર્થવડે પ્રશ્નપૂર્વક વિવૃત્ત કરે છે;

'**नहि कदाचित्**' ઇતિ પુનઃ શિષ્યપ્રશ્ન છે; '**पश्यन तर्हि**' ઇતિ ગુરૂની ઉક્તિ છે; '**पश्यन्**'–સુષુપ્ત એવો તું દ્રષ્ટા–દષ્ટિમાન્–જ છે એમ અર્થ છે;

'**यस्मात्**' ઇત્યાદિ તદુપપાદનપરાયણ ગ્રન્થ સ્પષ્ટ અર્થવાળો છે; સુષુપ્તિ વિષે મેં કાંઇ અનુભવેલું નહિ એમ ઉત્થિત પુરૂષના પરામર્શની અનુપપત્તિ વડે સૌષુપ્તાનુભવના અવશ્યભાવને લીધે, તે

---

*ટિપ્પણ:—પરિચ્છિત્તિ–સંવિત્; જ્ઞાન; પરિચ્છેદાર્થ–પ્રકાશનાર્થ; તદુપપાદનપરાયણ–તેનું પ્રતિપાદન કરનાર; ઉત્થિત–જાગૃત; પરતઃ–બાહ્યતઃ;

સમયે કરણનો ઉપસંહાર હોય છે તેથી આગન્તુક અનુભવના અસંભવથી, સ્વરૂપ–ચૈતન્ય અનાગન્તુક–કૂટસ્થાત્મસ્વરૂપ–સિદ્ધ છે એમ '**यथा**' ઇત્યાદિ વાક્યાર્થવડે ઉપસંહાર કરે છે;

'**स्वतः सिद्धस्य हि प्रमातुः**' ઇતિ પદાર્થવડે ચૈતન્યના સ્વતઃસિદ્ધપણાને ઉપપાદન કરે છે;

'**हि**' શબ્દ લોકાનુભવ–પ્રસિદ્ધિનો દ્યોતનાર્થક* છે; '**स्वतः-सिद्धः**'–કેવળ પ્રમાણનિરપેક્ષત્વ વડે સિદ્ધ; પ્રમાણપ્રવૃત્તિની પૂર્વેજ યાવત્ પ્રકાશમાન્;

એવિધ પ્રમાતાનું જે અન્ય પ્રમેય–દ્રશ્ય–હોય તેની સ્ફૂર્તિ (**परिच्छित्ति**) પ્રતિ પ્રમાણાપેક્ષા હોય; પ્રમાતાની સ્વરૂપ–પરિચ્છિત્તિ પ્રતિ ન હોય એમ અર્થ છે;

પરિચ્છિત્તિરૂપ અન્ય અચેતન વસ્તુના અવભાસનાર્થ; (**परिच्छेदाय**) નિત્યા અને સ્વતઃસિદ્ધા એવી જે અન્યા સંવિત્ (**परिच्छित्तिः**) નિશ્ચે અપેક્ષાય છે તે તો કેવળ '**કૂટસ્થા**'રૂપ છે.

'**यतःनित्या स्वयंज्योतिःस्वभावा च**' એમ યોજના છે. '**तां प्रति**'–સ્વરૂપ–કૂટસ્થ–નિત્ય–સંવિત્ પ્રતિ; '**आत्मनि**'=સંવિદ્રૂપ વિષય પરત્વે; '**प्रमाणत्वे**'=તત્સત્તા નિશ્ચયરૂપ ફલવ્યાપારાત્મતા પરત્વે, વા '**प्रमातृत्वे**'=તાદૃક્ વ્યાપારાશ્રયતાપરત્વે પ્રમાણાપેક્ષા વા પ્રમાત્રપેક્ષા હોતી નથી એમ અર્થ છે;

આ ભાવાર્થ છેઃ—

અન્તઃકરણવૃત્તિ વિષે પ્રતિબિમ્બિત એવું ચૈતન્ય, નિશ્ચે **પ્રમાણ**રૂપે ઇષ્ટ છે; વૃત્તિસંપન્ન અન્તઃકરણ વિષે પ્રતિબિંબિત ચૈતન્ય, **પ્રમાતા**રૂપે છે; તે ઉભય, પ્રમેય વસ્તુના અવભાસ–સમય પરત્વે અવભાસમાન હોતાં નથી; તેમ સતે, કેવળ પ્રમેયવસ્તુના જ સ્વતઃસ્ફુરણરૂપ શંકાપાત–

---

*ટિપ્પણ—દ્યોતનાર્થક–પ્રકટ કરનાર; ફલવ્યાપારાત્મતા–ફલપ્રવૃત્તિત્વ; વ્યાપારાશ્રયતા–વ્યાપારાસ્પદતા; પ્રમાત્રપેક્ષા–પ્રમાતાની અપેક્ષા:

આદિ દોષપ્રસંગને લીધે તેનો અવભાસ, અન્ય પ્રમાતાથી વા પ્રમાણાંતરથી હોતો નથી અનવસ્થાપ્રસંગ અને અનુપપત્તિ થાય તેથી; એથી, સ્વપ્રકાશતાવડે કરીને, પ્રમાતા પ્રમાણ અને પ્રમેય વસ્તુના અવભાસક એવા આત્માની સિદ્ધિ થાય છે; એમ તેની નિત્ય–સ્વપ્રકાશ–કૂટસ્થ–ચિદાત્મતા સિદ્ધ થાય છે; એમ કેવળ અપ્રકાશ સ્વરૂપ હોય તે (વસ્તુ)ને જ પ્રકાશાન્તરની અપેક્ષા હોય છે પ્રકાશસ્વરૂપ હોય તેને નહિ;

ઉક્તાર્થનું '**यथा प्रकाशनम्**' ઇતિ પદાર્થવડે દ્દષ્ટાંતોક્તિવડે બુદ્ધિ વિષે આરોહણ કરાવે છે: ૯૩

**(अव०)**–સંવિત્‌નું પ્રમાણફલત્વસિદ્ધ હોય તેથી તેને નિત્યપણું કેમ હોય? એમ '**अनित्य एव**' ઇતિ વાક્યાર્થવડે આક્ષેપ કરે છેઃ–

**अनित्यत्वे एव प्रमास्यात न नित्यत्वे इति चेत् ॥ ९४ ॥**

**वाक्यार्थः**—

અનિત્યત્વ પરત્વે જ **પ્રમા** થાય; નિત્યત્વ પરત્વે ન થાય. ૯૪

**(अव०)**–અર્થાવગતિ તે નિશ્ચે **પ્રમા** છે; તેના કેવળ સ્વરૂપતઃ–અનિત્યત્વ પરત્વે કલ્પક (વસ્તુ) હોતું નથી એમ '**न**' ઇતિ વાકયાર્થવડે સમાધાન કરે છેઃ—

**न । अवगतेः नित्यत्वानित्यत्वयोः विशेषानुपपत्तेः । न हि अवगतेः प्रमात्वे अनित्या अवगतिः प्रमा न नित्या इति विशेषः अवगम्यते ॥ ९५ ॥**

**वाक्यार्थः**—

એમ નથી. અવગતિની નિત્યત્વ–અનિત્યત્વ–પૂર્વક વિશેષા-નુપપત્તિ હોય તેથી; અવગતિના પ્રમાપણાપરત્વે નિશ્ચે 'અનિત્યા અવગતિ પ્રમા, નિત્યા અવગતિ પ્રમા નહિ' એમ વિશેષ સિદ્ધ નથી; ૯૫

---

*ટિપ્પણ.—અર્થાવગતિ–જ્ઞાનસિદ્ધિ; અવગતિ–જ્ઞાન; સંવિત્; વિશેષા-નુપપત્તિ–ભેદાસિદ્ધિ;

**પ૦ વ્યા૦**—

'**नहि**' ઇતિ પદાર્થવડે સંગ્રહનું વિવકરણ કરે છે; ચક્ષુ–આદિ–દ્વારક એવી બુદ્ધિવૃત્તિ વડે વ્યક્ત એવી અવગતિનું પ્રમાપણું હોય તો નિત્યા અવગતિનું પ્રમાપણું હોય નહિ; તેથી ઉલટું જે અનિત્યા હોય તેનું પ્રમાપણું હોય એમ વિશેષ, વિનિગમનના અભાવને લીધે ગમિત નથી એમ અર્થ છે; ૯૫

(**અવ૦**)–તત્ર, વિનિગમનનો અભાવ અસિદ્ધ છે એમ શિષ્ય, '**नित्यायाम्**' ઇતિ વાક્યાર્થવડે શંકા કરે છે:—

**नित्यायां प्रमातुः अपेक्षाभावः । अनित्यायां तु यत्नान्तरित्वात् अवगतिः अपेक्ष्यत इति विशेषः स्यादिति चेत् ॥९६॥**

**वाक्यार्थः**—

નિત્યા ( અવગતિ ) પરત્વે પ્રમાતાનો અપેક્ષાભાવ હોય છે; અનિત્યા પરત્વે તો, યત્નાન્તરિતતા હોવાથી (પ્રમાતા) અપેક્ષાય છે એમ વિશેષ હોય એમ કહે તો—૯૬

**પ૦ વ્યા૦**—

અવગતિના નિત્યપણા પરત્વે કારકવ્યાપારની વ્યર્થતા થાય એમ આ વિશેષ છે એમ અર્થ છે; ૯૬

(**અવ૦**)–પ્રમાતાની સ્વાવગતિના નિત્યત્વ પરત્વે પ્રમાણવ્યાપારની વ્યર્થતા સિદ્ધ થાય ? કિંવા, વિષયાવગતિની નિત્યત્વ પરત્વે ? (તેમ થાય) આદ્યપક્ષ ઇષ્ટ ન હોય; એમ હોય તો ઇષ્ટાપત્તિ થાય એમ '**सिद्धा तर्हि**' ઇતિ વાક્યાર્થવડે કથે છે:—

**सिद्धा तर्हि आत्मनः प्रमातुः स्वतः सिद्धिः प्रमाणनिरपेक्षतयैवेति ॥ ९७ ॥**

---

*ટિપ્પણ:—ગમિત–સિદ્ધ; યત્નાન્તરિતતા=અન્ય–પ્રયત્ન–કરવાપણું;

**वाक्यार्थः—**

ત્યારે તો પ્રમાતારૂપ આત્માના સ્વરૂપની કેવળ પ્રમાણુ–નિરપેક્ષતયા સ્વતઃસિદ્ધિ થઇ; ૯૭

**प० व्या०—**

'**નિત્યાવગતિ**' પક્ષ પરત્વે પ્રમાણુ–નિરપેક્ષતા હોય એમ તું અનુમાન કરે તો પ્રમાતારૂપ આત્માના સ્વરૂપની સ્વપ્રકાશતા ( **स्वतः-सिद्धिः** ) કેવળ પ્રમાણુનિરપેક્ષતયા સિદ્ધ થઇ એમ અર્થ છે; અનિત્ય અને અસ્વપ્રકાશ (વસ્તુ)ની જડતા હોવાથી, તેની આત્મતાની અનુપપતિ હોય છે એમ અભિપ્રાય છે; ૯૭

(**अव०**)—આત્મપ્રમાની નિત્યતા હોવાથી પ્રમાણાનપેક્ષા કેમ ન હોય ? એમ '**अभावेऽपि**' ઇતિ વાક્યાર્થવડે શંકિત થાય છેઃ—

**अभावेऽपि अपेक्षाऽभावः नित्यत्वात् इति चेत् । न । अवगतेरेव आत्मनि सद्भावादिति परिहृतमेतत् ॥ ९८ ॥**

**वाक्यार्थः—**

અભાવપરત્વે પણુ અપેક્ષાનો અભાવ હોય નિત્યતા હોય છે તેથી એમ કહેવું ઉચિત નથી કેવળ '**અવગતિ**'નો જ આત્માપરત્વે સદ્‌ભાવ હોય છે તેથી, એમ આ શંકાનો પરિહાર થાય છે; ૯૮

**प० व्या०—**

**अभावे अपि**=પ્રમાનો અભાવ હોય તથાપિ એમ અર્થ છે; '**न अवगतेः**' ઇતિ વાક્યાર્થવડે (શંકાનો) પરિહાર કરે છે; '**અવગતિ**'-નો આત્મપરત્વે સદ્‌ભાવ હોય છે તેથી જ પ્રમાણની અનપેક્ષા છે. અવગતિના અભાવરૂપી શંકાને નિશ્ચે અવકાશ હોતો નથી અસંહત સંઘાતસાક્ષિને ચિતિમત્તાનું ઉપપાદન હોય છે તેથી, એમ અર્થ છે.

અથવા, આત્મસિદ્ધિને પ્રમાણની અપેક્ષા હોય નહિ એમ

---

*ટિપ્પણુઃ—પ્રમાણાનપેક્ષા–પ્રમાણુની અપેક્ષાનો અભાવ; ચિતિમત્તા–ચૈતન્યયુક્તતા;

વદનારને પ્રમાણુાભાવની અપેક્ષા હોય એમ ઉક્તિ સિદ્ધ થાય એમ માનીને તદપેક્ષા પણુ તને ઉપપન્ન ન હોય આત્મસિદ્ધિની કેવળ નિત્યતા હોય છે તેથી, એમ '**अभावेऽपि**' ઇતિ વાક્યાર્થવડે શંકા કરે છે;

'**स्वतःसिद्धः**' અને '**प्रमाणनैरपेक्ष्य**' આ બે શબ્દોવડે સર્વાનપેક્ષ પ્રકાશમાન આત્મસ્વરૂપની જ વિવક્ષિતતા હોવાથી અત્ર શંકાવકાશ નથી એમ '**नावगतेः**' ઇતિ વાક્યાર્થવડે પરિહાર કરે છે;

(**अव०**)—પ્રમાતાની સ્વતઃસિદ્ધિ કેવળ નિરપેક્ષા હોય એમ વિપક્ષબાધકોપન્યાસવડે આ સિદ્ધ કરતાં નિત્યરૂપી પ્રમાની પણ વિષયાવગતિત્વસિદ્ધિ અર્થે તેનું વિષયસ્થત્વ સંપાદન કરવા પ્રમાણવ્યાપારની અપેક્ષા હોય છે એમ સૂચન કરતાં હવે '**प्रमातुश्चेत्**' ઇત્યાદિ વાક્યાર્થવડે પક્ષાન્તરનું અપાકરણ કરે છે:—

**प्रमातुश्चेत् प्रमाणापेक्षासिद्धिः कस्य प्रमित्सा स्यात् । यस्य प्रमित्सा स एव प्रमाता अभ्युपगम्यते । तदीया च प्रमित्सा प्रमेयविषयैव न प्रमातृविषया । प्रमातृविषयत्वे अनवस्था प्रसंगात् । प्रमातुः तादिच्छायाश्च तस्याप्यन्यः प्रमाता तस्याप्यन्य इति । एवमेव इच्छायाः प्रमातृविषयत्वे प्रमातुरात्मनः अव्यवहितत्वाच्च प्रमेयत्वानुपपत्तिः । लोके हि प्रमेयं नाम प्रमातुः इच्छा-स्मृति-प्रयत्न प्रमाणजन्म-व्यवहितं सिद्ध्यति नान्यथा । अवगतिः प्रमेयविषया दृष्टा । न च प्रमातुः प्रमाता स्वस्य स्वयमेव केनचित् व्यवहितः कल्पयितुं शक्यः इच्छादीनामन्यतमेनापि । स्मृतिश्च स्मर्तव्यविषया न स्मर्तृ-**

---

*ટિપ્પણુઃ—સર્વાનપેક્ષ—સર્વવસ્તુની અપેક્ષારહિત; સ્વતંત્રપણે: વિપક્ષબાધકોપન્યાસ—વિપક્ષ—ખંડન—કથન; વિષયાવગતિસિદ્ધિ—વિષયજ્ઞાનસિદ્ધિ; અપાકરણુ—નિષેધ;

**विषया । तथा इच्छायाः इष्टविषयत्वमेव न इच्छा[illegible]-त्वम् । स्मर्त्रिच्छावद्विषयत्वेऽपि हि उभयोः अनवस्था पूर्ववदपरिहार्या स्यात् ॥ ९९ ॥**

**वाक्यार्थः—**

પ્રમાતાની પ્રમાણાપેક્ષાસિદ્ધિ હોય તો કોની '**પ્રમિત્સા**' થાય; જેની '**પ્રમિત્સા**' હોય તે જ પ્રમાતા રૂપે અંગિકારાય છે; વળી, તે પ્રમિત્સા પ્રમેયવિષયા જ (હોય) પ્રમાતૃવિષયા ન હોય; પ્રમાતૃવિષયા હોય તો અનવસ્થાપ્રસંગ થાય તેથી; પ્રમાતાની તે ઇચ્છાનો અને તેનો પણ અન્ય પ્રમાતા, તેનો પણ અન્ય ( પ્રમાતા ) એમ ( અનવસ્થાપ્રસંગ થાય );

એજ રીતેજ વળી, ઇચ્છાના પ્રમાતૃવિષય પરત્વે, પ્રમાતા આત્માથી અવ્યવહિત હોવાથી પ્રમેયપણાની અસિદ્ધિ થાય;

લોક વિષે નિશ્ચે, '**પ્રમેય**' વસ્તુ, પ્રમાતાની ઇચ્છા, સ્મૃતિ, પ્રયત્ન તથા પ્રમાણોત્પત્તિ વડે વ્યવહિત પૂર્વક સિદ્ધ હોય છે અન્યથા નહિ;

'અવગતિ' પ્રમેયવિષયા હોવાનું અનુભૂત હોય છે; વળી, પોતે જ પ્રમાતા પોતે પ્રમાતાનાં જ ઇચ્છા–આદિ મધ્યે અન્યતમ વડે પણ વ્યવહિત હોવાનું કલ્પવું કોઇપણ વડે શક્ય નથી;

સ્મૃતિ સ્મર્તવ્યવિષયા હોય છે; સ્મર્તૃવિષયા ન હોય; તેજ પ્રકારે ઇચ્છાનું ઇષ્ટવિષયત્વ જ હોય છે; ઇચ્છાવત્–વિષયપણું હોય નહિ;

સ્મર્તા તથા ઇચ્છાવાનને વિષયકરવાપણું હોય તથાપિ ( સ્મૃતિ તથા ઇચ્છા ) ઉભયની પૂર્વવત્ નિશ્ચે અનિવાર્યા અનવસ્થા થાય. ૯૯

**પ૦ વ્યા૦—**

આ અર્થ છેઃ—સર્વ વસ્તુ જ્ઞાતતા વા અજ્ઞાતતાએ કરીને કેવળ સાક્ષિ–ચૈતન્યની વિષય હોય એમ સ્થિતિ હોવાથી, કદાચિત્ અજ્ઞાતત્વને લઇ, નિર્વિકલ્પક સાક્ષીવડે અવગત એવી વસ્તુની જ્ઞાતત્વ–વ્યવહારસિદ્ધિ

---

* ટિપ્પણઃ—પ્રમેયવિષયા–પ્રમેય વસ્તુને વિષય કરનારી; પ્રમાતૃવિષયા પ્રમાતાને વિષય કરનારી: સ્મર્તવ્યવિષયા–સ્મરણ કરવા યોગ્ય વસ્તુને વિષય કરનારી; સ્મર્તૃવિષયા–સ્મરણ કરનારને વિષય કરનારી; ઇષ્ટવિષયત્વ–ઇષ્ટ વસ્તુને વિષય કરવાપણું; ઇચ્છાવત્–વિષયપણું=ઈચ્છા કરનારને વિષય કરવાપણું;

**અર્થ** જેની '**પ્રમિત્સા**' ઉત્પન્ન હોય તે જ ત્યારે પ્રમાણવ્યાપારાશ્રયક '**પ્રમાતા**' એમ કહેવાય છે;

તત્ર, **પ્રમાતા**ની સ્વરૂપસિદ્ધિ પ્રમાણાપેક્ષા હોય ત્યારે કોની પ્રમિત્સા હોય? તેની જ વા અન્ય કોઇની? પ્રમા થવાની ઇચ્છા સ્વવિષયા વા, અન્યવિષયા? હોય; સર્વથાપિ ઉપપન્ન ન હોય;

તત્ર, ઇચ્છાશ્રય (વસ્તુ)ની ઇચ્છાગોચરપણાનો નિષેધ કરતાં '**तदीया च**' ઇતિપદાર્થવડે આત્માના સ્વપ્રમાતૃકપણાનો નિષેધ કરે છે; અર્થાત્, તે કર્મવિષયા હોય કર્તૃવિષયા હોય નહિ;

કર્તા, તેજ વળી શું કર્મરૂપે ન થાય? એમ આશંકા કરીને એક ક્રિયાપરત્વે એક જ (વસ્તુ)ની ગુણપ્રધાન ભાવવડે કર્તૃકર્મતાએ કરીને વૈરૂપ્ય-પ્રસંગ થાય તેથી એ રીતે મ હોય એમ અભિપ્રાયે કરી, અન્ય-પ્રમાતૃકત્વ પરત્વે, સ્વયં અસિદ્ધ (વસ્તુ) ને અન્યસાધકત્વની અનુપપત્તિ હોવાથી અને કરણની નિલીનતાએ કરીને સાધકપણાનો અસંભવ હોવાથી તેની સિદ્ધિપરત્વે પણ અન્ય વસ્તુની અપેક્ષા હોય, તે અન્યને પણ તેજ પ્રકારે (અન્યાપેક્ષા) હોય એમ '**અનવસ્થા**' થાય તેનું '**प्रमातृविषयत्व**' ઇતિવાક્યાર્થવડે કથન કરે છે;

'**अप्यन्य**' ઇતિ વાક્યાર્થવડે પ્રમાતાની '**અનવસ્થા**'નો અભિ-નય કરે છે; '**एवमेव**' ઇતિવાક્યાર્થવડે ઉક્ત '**અનવસ્થા**'નો ઇચ્છા પરત્વે અતિદેશ કરે છે;

'**प्रमातुः**' ઇતિવાક્યાર્થવડે આત્માના અપ્રમેયપણાપરત્વે હેત્વ-ન્તરનું કથન કરે છે; તેનું જ '**लोके हि**' ઇતિવાક્યાર્થવડે સ્પષ્ટીકરણ કરે છે; ઇચ્છાજન્મ-વ્યવહિત હોય તે (વસ્તુ) ઇષ્યમાણરૂપે હોય, સ્મૃતિ-

---

*ટિપ્પણ:—પ્રમિત્સા-પ્રમા-જ્ઞાન-ની ઇચ્છા; પ્રમાણવ્યાપારાશ્રયક-પ્રમાણ-ચેષ્ટાધીન; સ્વમાતૃકત્વ-પોતાના પ્રમાતાહોવાપણું; નિલીનતા-તિરોભાવ; અભિનય-પ્રાકટ્ય; ઇચ્છાજન્મ-વ્યવહિત-ઈચ્છોત્પત્તિ વડે વ્યવધાન થએલ; સ્વવિષયા-પોતાને વિષય કરનારી; કર્મવિષયા-કર્મને વિષય કરનારી; અન્ય-સાધકત્વ-અન્ય વસ્તુનું સાધકપણું;

જન્મ વ્યવહિત હોય તે (વસ્તુ) સ્મર્તવ્યરૂપ હોય, અને પ્રયત્ન–જન્મ–વ્યવહિત હોય તે, ક્રિયાસાધ્ય પ્રયત્ન કરવાને યોગ્ય હોય, પ્રમાકરણની વ્યાપારોત્પત્તિવડે વ્યવહિત હોય તે 'પ્રમેય'રૂપે હોય આ વાત નિશ્ચે લોકપ્રસિદ્ધ છે એમ અર્થ છે; '**सिद्धयति**' ઇતિપદાર્થવડે નિષ્પત્તિ અને પ્રકાશનો નિર્દેશ કરેલો છે;

અન્વયોક્તિ કરી, '**नान्यथा**' ઇતિવાક્યાર્થવડે વ્યતિરેકકથન કરે છે;

વળી, '**અવગતિ**'શબ્દ 'પ્રકાશ' અને 'પ્રાપ્તિ'નો સાધારણવાચક છે સુષુપ્ત હોય તેને પણ પ્રમેયસિદ્ધિનો પ્રસંગ થાય તેથી, એમ ભાવાર્થ છે:

જો એમ હોય તો પ્રમાતાની સિદ્ધિ પણ ઇચ્છાદિજન્મવડે વ્યવહિતરૂપે જ હો એમ કહેવું ઉચિત ન હોય એમ '**नच**' ઇતિવાક્યાર્થવડે કથે છે;

**स्वयमेव प्रमाता स्वस्यैव प्रमातुः इच्छादीनां अन्यतमेनापि व्यवहितः कल्पयितुं न च केनचित् शक्यः इत्यन्वयः**:=અર્થ–પોતે જ પ્રમાતા પોતાના પ્રમાતાની જ ઇચ્છાદિમધ્યે અન્યતમવડે પણ વ્યવહિત હોય એમ કલ્પવાનું વળી કોઇ પણવડે શક્ય નથી એમ અન્વય છે;

તત્ર, '**स्मृतिश्च**' ઇત્યાદિ વાક્યાર્થવડે હેતુકથન કરે છે;

સ્મૃતિ તથા ઇચ્છાના સ્વાશ્રય–વિષયકપણાપરત્વે બાધકવસ્તુનું, **स्मर्त्रिच्छावद्विषयत्वे हि** ઇતિવાક્યાર્થવડે કથન કરે છે;

સ્મર્તા અને ઇચ્છાવાન્=**स्मर्त्रिच्छावन्तौ**, તે વિષયરૂપ છે જેના તેમનો ભાવ=**स्मर्त्रिच्छावद्विषयत्वं**, તે વિષે આમ વિગ્રહ છે; અર્થાત્ ઉભય સ્મૃતિ તથા ઇચ્છાનો;

---

*ટિપ્પણ:—વ્યાપારોત્પત્તિ–ચેષ્ટાસિદ્ધિ; નિષ્પત્તિ–જન્મ; ઉત્પત્તિ; વ્યવહિત–વિચ્છેદિત; સ્મર્તા–સ્મરણ કરનાર; પ્રમાકરણ–જ્ઞાનેંદ્રિય;

સ્મર્તાને, સ્વવૃત્તિ–વ્યાપ્યપણાનો અયોગ હોય છે તેથી, સ્મર્ત્રન્તર–સ્મૃતિવિષયતા વક્તવ્યા હોય;

તેમજ, એક આત્મા પરત્વે અન્યસ્મર્તાનો અભ્યુપગમ થાય તો તે અભ્યુપગમપરત્વે તેને પણ પૂર્વસમાનયોગક્ષેમતયા, **'સ્મૃત્યનવસ્થા'** થાય એમ અર્થ છે;

'**ઇચ્છા**' અને '**પ્રયત્ન**'નું તુલ્ય છે એમ દ્રષ્ટવ્ય છે. ૯૯

**(અવ૦)**–એ રીતે, આત્મપરત્વે આ રીતે પ્રમાણવ્યાપારની અપેક્ષા હોતી નથી પ્રમાતાને સ્વવિષય–પ્રમાણક્રિયાના આશ્રયપણાનો અયોગ હોય છે તેથી પ્રમાત્રન્તરની કલ્પના પરત્વે અનવસ્થા (દોષ–પ્રસક્તિ) થાય તેથી; આત્મા કેવળ અપ્રેમયરૂપે હોવાનું સિદ્ધ થાય છે; વળી, તેને બાહ્યવિષયના અવચ્છેદાર્થે પ્રમાણવ્યપારની અપેક્ષાનો અસંભવ હોવાથી અને વળી **'न तद्वैयर्थ्यं'** અર્થ:–તેની વ્યર્થના હોતી નથી, એમ ઉક્તિવડે અવગતિની સ્વત:–નિત્યતા સાધિત કરેલી છે; પ્રકરાંતરવડે તે જ (વિષયને) સિદ્ધ કરવા '**ननु प्रमातृविषया**' ઇતિવાક્યાર્થવડે પૂર્વપક્ષ કરે છે:—

**ननु प्रमातृविषयावगत्यनुत्पत्तौ अनवगत एव प्रमाता स्यादितिचेत् ॥ १०० ॥**

**વાક્યાર્થ:**—

પ્રમાતૃવિષયક અવગતિની અનુત્પતિ પરત્વે, પ્રમાતા કેવળ અનગત થાય તેનું શું ?

**વ૦ વ્યા૦**

યદ્વિષયક અવગતિ ઉત્પન્ન થાય તે અવગત રૂપે સિદ્ધ હોય છે એમ વળી કહેવાય છે; અને પ્રમાતાની અવગતિ અનુત્પન્ન હોય તો પ્રમાતા સદા કેવળ સુષુપ્તરૂપ થાય એમ અર્થ છે. ૧૦૦

**(અવ૦)**–તત્ર, આત્માનું અવગતિવિષયપણું, તે શું સુષુપ્તસામ્યના

---

*ટિપ્પણ:—પ્રમાત્રન્તર–અન્યપ્રમાતા; અનુત્પત્તિ–અનુદય; અનવગત–અજ્ઞાત; સુષુપ્તસામ્ય–સુષુપ્ત સમાનતા; સ્મૃત્યન્તર–સ્મૃતિવિષયતા=અન્યસ્મર્તાની સ્મૃતિની વિષયતા;

પરિહારાર્થ વક્તવ્ય છે? એમ અભિપ્રાય છે, કિંવા મુમુક્ષુસિસાધ્યનો પરિહાર માત્ર વક્તવ્ય છે? તત્ર, આદ્યપક્ષ ઉચિત નથી એમ '**नावगन्तुः**' ઇતિવાક્યાર્થવડે કથન કરે છેઃ—

**न, अवगन्तुः अवगतेः अवगन्तव्यविषयत्वात् अवगन्तृविषयत्वे च अनवस्था पूर्ववत् स्यात् । अवगतिश्च आत्मनि कूटस्थनित्यात्मज्योतिः अन्यतः अनपेक्षैव सिद्धा अग्न्यादित्याद्युष्णप्रकाशवदिति पूर्वमेव प्रसाधितम् । अवगतेः चैतन्यात्मज्योतिषः ज्ञातुर्न अनित्यत्वे आत्मनः स्वार्थतानुपपत्तिः कार्यकारणसंघातवत् संहतत्वात् पारार्थ्यं दोषवत्त्वं च अवोचाम । कथम् । चैतन्यात्मज्योतिषः ज्ञातुर्न अनित्यत्वे स्मृत्यादिव्यवधानात् सान्तरत्वम् । ततश्च तस्य चैतन्यज्योतिषः प्रागुत्पत्तेः प्रध्वंसाच्चोर्ध्वं आत्मन्येव अभावात् चक्षुरादीनामिव संहतत्वात् पारार्थ्यं स्यात् । यदा च तत् उत्पन्नं आत्मनि विद्यते न तदा आत्मनः स्वार्थत्वम् । तद्भावाभावापेक्षा हि आत्मानात्मनोः स्वार्थत्वपरार्थत्वसिद्धिः । तस्मात् आत्मनः अन्यनिरपेक्षमेव नित्यचैतन्यज्योतिष्ट्वं सिद्धम् ॥ १०१ ॥**

**वाक्यार्थः**—

તેમ નહિ; ( આત્મા અવગતિનો વિષયરૂપ ન હોય ); અવગન્તાની '**અવગતિ**' અવગન્તવ્ય (વસ્તુ)ના વિષયરૂપે હોવાથી વળી અવગન્તૃ-વિષયત્વપરત્વે, પૂર્વની પેરે '**અનવસ્થા**' થાય;

વળી, અગ્નિ તથા આદિત્યાદિના ઉષ્ણપ્રકાશની પેરે '**અવગતિ,**' આત્મા વિષે અન્યવસ્તુની અપેક્ષા વિનાની જ **કૂટસ્થ–નિત્ય–આત્મ-પ્રકાશ** રૂપે હોવાનું સિદ્ધ છે એમ પૂર્વે જ સિદ્ધ કરેલું છે;

ચૈતન્યાત્મપ્રકાશની 'અવગતિ' સ્વાત્મ પરત્વે અનિત્ય હોય તો આત્માની **'સ્વાર્થતા'**ની અસિદ્ધિ થાય અને કાર્યકારણસંઘાતની પેરે સંહતતાને લીધે **'પારાર્થ્ય'** રૂપ દોષવત્તા થાય તે અમે કહેલું; કેવી રીતે?

ચૈતન્યાત્મપ્રકાશ સ્વાત્મ પરત્વે અનિત્ય રૂપે હોય તો સ્મૃતિ આદિના વ્યવધાનને લીધે **'સાન્તરત્વ'** સિદ્ધ થાય; અને તેથી તે ચૈતન્ય પ્રકાશનો, ઉત્પત્તિની પૂર્વે અને પ્રધ્વંસ પશ્ચાત્ આત્માને વિષે જ અભાવ હોય એટલે ચક્ષુ આદિની પેરે સંહતતાને લીધે **'પારાર્થ્ય'** સિદ્ધ થાય;

વળી, તે જ્યારે ઉત્પન્ન થઇ આત્મા વિષે વિદ્યમાન થાય છે, ત્યારે આત્માનું **'સ્વાર્થત્વ'** સિદ્ધ ન થાય;

આત્મા તથા અનાત્માની **સ્વાર્થત્વ** તથા **પરાર્થત્વ**સિદ્ધિ, નિશ્ચે તે ( સંહતત્વ )ના ભાવાભાવની અપેક્ષાવાળી હોય છે;

તેથી, આત્માનું **નિત્ય–ચૈતન્ય–પ્રકાશત્વ** કેવળ અન્ય (વસ્તુનું) નિરપેક્ષ હોવાનું સિદ્ધ થયું. ૧૦૧

**प० व्या०—**

અવગન્તાના અવગતિ–વિષયત્વ પરત્વે સ્વાશ્રયાવગતિના વ્યાપ્યપણાનો અયોગ હોય તેથી અન્ય અવગંતાની અવગતિ–વિષયતા વાચ્ય હોય છે;

તેજ પ્રકારે વળી, સ્મૃતિ અને ઇચ્છાના વિષયત્વવત્ ( **पूर्ववत्** ) અનવસ્થા થાય એમ અર્થ છે;

' **[illegible]** ' ઇતિ પદાર્થવડે દ્વિતીય પક્ષ પ્રતિ કથે છેઃ—

' **अत्रायं पुरुषः स्वयंज्योतिः** અર્થઃ—અત્ર આ પુરૂષ સ્વયં પ્રકાશરૂપ છે, ' ' **आत्मैवास्य ज्योतिः** અર્થઃ–આનો આત્મા કેવળ સ્વયંપ્રકાશ છે, ' **एषोऽस्य परमो लोकः** અર્થઃ—આ આનો પરમ લોક છે, ' **नहिविज्ञातुर्विज्ञातेर्विपरिलोपो विद्यते** અર્થઃ—

---

*ટિપ્પણ:—અવગન્તા–જ્ઞાતા; પ્રમાતા; અવગતિ–જ્ઞાન; પ્રમા; અવગન્તૃ વિષયત્વ–અવગન્તાનું વિષય કરવાપણું; સાન્તરત્વ–આન્તર્યતા; સ્વાશ્રયાવગતિ–સ્વાશ્રયજ્ઞાન;

વિજ્ઞાતાની વિજ્ઞાતિનો નાશ વિદ્યમાન હોતો નથી, ઇત્યાદિ શ્રુતિથી આત્માની **નિત્ય-પ્રકાશ**-સ્વભાવતાનો અવગમ હોવાથી અગ્નિની ઉષ્ણતા અને પ્રકાશની પેરે, અલુપ્ત અવગતિસ્વરૂપ પરત્વે અવગતિની ઉત્પત્તિની અપેક્ષાનો અભાવ હોય તેથી તેની સુષુપ્તતુલ્યતા હોય નહિ એમ ભાવાર્થ છે;

વિપક્ષ પરત્વે વળી, '**अवगतेश्चैतन्यात्मज्योतिषः**' ઇતિ વાક્યાર્થવડે ઉક્તદોષનું સ્મરણ કરાવે છે;

ઉક્ત અનુપપત્તિનો જ '**कथम्**' ઇત્યાદિ વાક્યાર્થવડે પ્રશ્નપૂર્વક ઉપન્યાસ કરે છે; અર્થાત્, સ્મૃતિ આદિને સ્મૃતિ તથા ઇચ્છા આદિરૂપ વ્યવધાન-વિચ્છેદ-હોવાથી ચૈતન્ય-પ્રકાશને '**સાન્તરતા**' પ્રાપ્ત થાય; અર્થાત્ ઇચ્છાદિ-વૃત્ત્યન્તર-પૂર્વકતા થાય;

તત્ર શું થાય? તેનું '**ततश्च**' ઇતિ વાક્યાર્થવડે કથન કરે છે; આત્મા જો આગન્તુક ચિત્પ્રકાશનો વિષયભૂત થાય તો તે '**સંહત**' અને '**પરાર્થ**'રૂપ થાય ઇન્દ્રિય અન્તઃકરણ તથા પ્રાણાદિની પેરે;

'**यदा च**' ઇતિ વાક્યાર્થવડે ફલિત કહે છે; '**तत्**' શબ્દનો અર્થ ચૈતન્ય થાય છે; અને તે જ્યારે આત્મા વિષે ઉત્પન્નરૂપે વિદ્યમાન હોય ત્યારે એ રીતે આત્માનું '**સ્વાર્થત્વ**' સંભવે નહિ એમ અન્વય છે;

'**तद्भाव**' ઇતિ પદાર્થવડે તત્ર હેતુકથન કરે છે; તેની સંહતતા, તેના ભાવાભાવ, તેની અપેક્ષા; (**तद्भावाभावापेक्षा हि**) આમ વાક્યયોજના છે.

આગન્તુકચિત્પ્રકાશગમ્ય (વસ્તુ) અનાત્મરૂપ હોય એમ નિયમથી વળી તેની '**પારાર્થ્યતા**' થાય તેથી, તેનાથી વિલક્ષણ એવો આત્મા કેવળ **નિત્યચૈતન્યસ્વરૂપ** સતો સદૈવ અવભાસે છે એમ '**तस्मात्**' ઇતિ વાક્યાર્થવડે ઉપસંહાર કરે છે. ૧૦૧

---

*ટિપ્પણઃ—અવગમ-સિદ્ધિ; અલુપ્ત-અબાધિત; આગન્તુકચિત્પ્રકાશગમ્ય-અનિત્યચૈતન્યપ્રકાશ વડે જ્ઞાતવ્ય;

( अव० )—હવે, નિત્યચૈતન્યસ્વરૂપતા પરત્વે પ્રમાતૃતાની અનુપપત્તિ થાય એમ ' ननु ' ઇતિ વાક્યાર્થવડે શંકા કરે છે:—

**ननु एवं सति असति प्रमाऽऽश्रयत्वे कथं प्रमातुः प्रमातृत्वम् ॥ १०२ ॥**

**वाक्यार्थः—**

એમ સતે, પ્રમાશ્રયતા અસતે પ્રમાતાની પ્રમાતૃતા કેમ હોય ? ૧૦૨

( अव० )—જન્યપ્રમાશ્રયતાનો ભલે અભાવ હોય તથાપિ, પ્રમાતૃતાનો વ્યપદેશ ઉપપન્ન હોય છે એમ ' उच्यते ' ઇત્યાદિ વાકયાર્થ-વડે પરિહાર કરે છે:—

**उच्यते—प्रमायाः नित्यत्वे अनित्यत्वे च रूपविशेषाभावात् । अवगति हिं प्रमा । तस्याः स्मृतीच्छादिपूर्विकायाः अनित्यायाः कूटस्थनित्याया वा न स्वरुपविशेषो विद्यते । यथा धात्वर्थस्य तिष्ठत्यादेः फलस्य गत्यादिपूर्वकस्य अनित्यस्य अपूर्वस्य नित्यस्य वा रुपविशेषो नास्तीति तुल्यो व्यपदेशो दृष्टः तिष्ठन्ति मनुष्याः तिष्ठन्ति पर्वताः इत्यादि । तथानित्यावगतिस्वरूपेऽपि प्रमातरि प्रमातृत्वव्यपदेशो न विरुध्यते फलसामान्यादिति ॥ १०३ ॥**

**वाक्यार्थः—**

કહેવાય છે—પ્રમાની નિત્યતા અને અનિત્યતા પરત્વે રૂપ-વિશેષનો અભાવ હોય છે તેથી;

નિશ્ચે પ્રમાતેજ " અવગતિ " છે; સ્મૃતિ-ઇચ્છા-આદિ-પૂર્વિકા અનિત્યા, વા કૂટસ્થ નિત્યસ્વરૂપા એવી તેને સ્વરૂપવિશેષ વિદ્યમાન હોતો નથી;

---

*ટિપ્પણ:—જન્યપ્રમાશ્રયતા=ઉત્પાદ્ય પ્રમાનું આશ્રયપણું;

જેમ '**तिष्ठति**' આદિ ધાત્વર્થના ગત્યાદિપૂર્વક અનિત્ય વા અપૂર્વ નિત્ય ફળનો રૂપવિશેષ હોતો નથી એમ 'મનુષ્યો ઉભે છે,' પર્વતો ઉભે છે' ઇત્યાદિ તુલ્ય વ્યપદેશ અનુભૂત હોય છે.

તેજ પ્રકારે, ભલે પ્રમાતા **નિત્યાવગતિસ્વરૂપ** હોય તથાપિ તેના પરત્વે પ્રમાતૃત્વનો વ્યપદેશ કરાય તેમાં વિરોધ થતો નથી; ફલ–સામાન્યતા હોય છે તેથી. ૧૦૩

**प० व्या०—**

'**रूपविशेष**':=સ્વરૂપવિશેષ; '**अवगतिर्हि**' ઇતિ વાક્યાર્થવડે સંગ્રહનું વિવરણ કરે છે; તત્ર, '**यथा**' ઇતિ વાક્યાર્થવડે દૃષ્ટાંતકથન કરે છે; '**तिष्ठति**' (ઉભે છે) ધાતુ નિશ્ચે, અચલતાના અર્થ પરત્વે પ્રયોજાય છે; તત્ર કિંચિત્ (વસ્તુ) ગતિપૂર્વકજ અચલરૂપ થાય છે જેમ જંગમસમુદાય; કિંચિત્ (વસ્તુ) ગતિપૂર્વકજ સદા અચલરૂપ હોય છે જેમ સ્થાવરસમુદાય; ઉભયત્ર '**तिष्ठति**' ધાતુના વ્યપદેશ પરત્વે, યથાપ્રમાતા ઇતિ કોઇ પણ વિશેષ અવગમિત હોતો નથી; નિત્યપ્રમાશ્રયત્વ પરત્વે પણ વ્યપદેશ વિરોધાતો નથી એમ અર્થ છે;

'**फलसामान्यात्**'=ફલસ્વરૂપપરત્વે પ્રમાવિષે વિશેષનો અભાવ હોય છે તેથી;

આ આશય છેઃ—પ્રમા, નિશ્ચે પ્રમાણુના ફલરૂપે છે અને તે ચિત્પ્રકાશસ્વરૂપા એવી કેવળ પ્રમાતૃગતારૂપે વક્તવ્યા છે. જો તેમ ન હોય તો વિષયગતત્વવડે 'મેં આ વિદિત કર્યું' એમ સ્વાત્મા પરત્વે, જ્ઞાન તથા જ્ઞેયસંબંધના અનુભવની અનુપપત્તિ થાય તેથી;

વળી, અન્તઃકરણાદિ જડવસ્તુની વ્યાપારાશ્રયતા પરત્વે પણ ચિદાશ્રયતાના અયોગથી પ્રમાત્વની અનુપપત્તિ થાય તેથી;

ચિદાત્મા તો કૂટસ્થરૂપે હોય છે તેથી વ્યાપારવત્તાના અયોગથી પ્રમા પ્રતિ કર્તૃત્વની અનનુપપત્તિ હોવાથી મુખ્ય

---

* ટિપ્પણુઃ—વક્તવ્યા=નિરૂપણુ કરવાયોગ્ય; વ્યાપારવત્તા—વ્યવહારપ્રવૃત્તિ;

વૃત્તિવડે કરીને જડાજડ ઉભય પદાર્થોની પણ પ્રમાતૃત્વવ્યપદેશની અયોગ્યતા હોય તેથી પરસ્પરાધ્યાસવડે વ્યવહારપ્રવૃત્તિ થાય તેથી, બાહ્યવિષય પરત્વે પણ આત્માનું પ્રમાતૃત્વ મિથ્યાજ હોય છે. એમ સ્થિતિ હોય છે એટલે **સ્વયંપ્રકાશસ્વરૂપ** સ્વાત્મા પરત્વે **પ્રમાતૃત્વ શંકાનો** અવકાશ શાથી હોય, **અનવભાસપ્રસંગ** તો શાથીજ હોય? અને પ્રમાણાપેક્ષા તો શાથીયે જ હોય? ૧૦૩

**(અવ૦)**—એ રીતે **કૂટસ્થ-નિત્ય-ચૈતન્ય-જ્યોતિસ્વરૂપ** આત્માની, અન્તઃકરણરૂપી ઉપાધીના સંબંધને લીધે પ્રાપ્ત એવી ઔપાધિકા **'પ્રમાતૃતા'**ને ઉપપાદન કરીને હવે, તેની **'કર્તૃતા'** પણ તેજ પ્રકારની (સોપાધિકા) હોય છે એમ પ્રતિપાદન કરવા **'अत्राह'** ઇતિ વાક્યાર્થ-વડે ચોદ્યની ઉદ્‌ભાવના કરે છેઃ—

**अत्राह शिष्यः—नित्यावगतिरूपस्य आत्मनः अविक्रिय-त्वात् कार्यकरणैः असंहत्य तक्षादीनामिव वास्यादिभिः कर्तृत्वं नोपपद्यते, असंहतस्वभावस्य च कार्यकरणोपादाने अनवस्था प्रसज्यते । तक्षादीनां तु कार्यकरणैः नित्यमेव संहतत्वमिति वास्याद्युपादाने नानवस्था स्यादिति ॥ १०४ ॥**

**वाक्यार्थः**—

અત્ર શિષ્ય કહે છેઃ–**નિત્યાવગતિસ્વરૂપ** આત્માની અવિક્રિયતાને લીધે કાર્યકારણવડે સંઘાત કર્યા વિના તક્ષાદિઓને વાંસી આદિ વડે જેમ હોય તેમ તેને (આત્માને) કર્તાપણું ઉપપન્ન ન હોય; વળી, અસંહતસ્વભાવ (વસ્તુ) ને કાર્ય-કારણના ઉપાદાન પરત્વે અનવસ્થા પ્રસક્ત થાય છે; તક્ષા આદિને તો કાર્યકારણ સહ કેવળ **નિત્યસંહતતા** હોય છે એમ વાંસીના ઉપાદાન પરત્વે અનવસ્થા પ્રસક્ત ન થાય. ૧૦૪

---

* ચોદ્ય-શંકા; તક્ષા-સુથાર; કઠીઆરો; અસંહતસ્વભાવ-અસંહતસ્વ-રૂપ; નિત્યસંહતતા-નિત્યયુક્તતા;

**પ૦ વ્યા૦—**

'**तक्षादीनाम् इव**' ઇતિ વાક્યાર્થવડે વ્યતિરેકદષ્ટાંત ( કહે છે ) '**तक्षा**'=કાષ્ઠવર્ધક ( સુથાર ); **वासी** = તેનો આયુધવિશેષ;

તે ઉપપન્ન શાથી ન હોય ? એમ કહે એથી, '**असंहतस्वभावस्य**' ઇતિ વાક્યાર્થવડે કથન કરે છે;

'**तक्षादीनाम् तु**' ઇતિ વાક્યાર્થવડે તક્ષાદિદૃષ્ટાંતનું વિવરણ કરે છે; **अनवस्था न स्यात्** એમ સંબંધ છે; '**इति**' શબ્દ શંકા સમાપ્તિરૂપ અર્થવાચક છે. ૧૦૪

(**અવ**૦)—અસંહત (વસ્તુ)ને કર્તાપણાનું અદર્શન હોવાથી આત્માનું **સંહતપણું** સિદ્ધ કરાવવું ઇષ્ટ છે ? કિંવા વસ્તુતઃ તેનો **કતૃત્વાભાવ** હોય એમ વક્તવ્ય છે ? તત્ર, આદ્યપક્ષની આત્માની કૂટસ્થતારૂપ સાધન વડેજ અપોહિતતા સિદ્ધ હોવાથી, તે (આદ્યપક્ષ) અનવસરદુઃસ્થરૂપે છે એમ માનીને **असंहतस्वभावस्य करणानुपादाने** ' એમ વાક્યાર્થ-વડે દ્વિતીય પક્ષનો અંગીકાર કરે છે:—

**इह तु असंहतस्वभावस्य करणानुपादाने कर्तृत्वं नोपपद्यत इति करणं उपादेयम् , तदुपादानमपि विक्रियैवेति तत्कतृत्वे करणान्तरमुपादेयम्, तदुपादानेऽपि अन्यदित्ये प्रमातुः स्वातन्त्र्ये अनवस्था अपरिहार्या स्यात् इति। न च क्रियैव आत्मानं कारयति अनिर्वर्तितायाः स्वरूपाभावात् । अथ अन्यत् आत्मानं उपेत्य क्रियां कारयतीति चेत् न । अन्यस्य स्वतः सिद्धत्वाविषयत्वाद्यनुपपत्तेः । नहि आत्मनः अन्यत् अचेतनं वस्तु स्वप्रमाणकं दृष्टम् । शब्दादिसर्वमेव अवगतिफलावसान**

---

* ટિપ્પણુઃ—અપોહિતતા-નિષિદ્ધતા; અનવસરદુઃસ્થ-અવસર વિનાનો દુઃસ્થાનીય;

प्रत्ययप्रमितं सिद्धं स्यात्, अवगतिश्चेदात्मनोऽन्यस्य स्यात्, सोऽपि आत्मैव असंहतः स्वार्थः स्यात् न परार्थः । न च देहेन्द्रियविषयाणां स्वार्थतां अवगन्तुं शक्नुमः । अवगत्यवसानप्रत्ययाऽपेक्षसिद्धिदर्शनात् ॥ १०५ ॥

**वाक्यार्थः—**

અંહી તો અસંહતસ્વરૂપ (વસ્તુ) ને કરણનું અનુપાદન હોય એટલે 'કતૃતા' ઉપપન્ન ન હોય એમ કરણ ઉપાદેય હોય છે; તે ઉપાદાન પણ કેવળ વિક્રિયારૂપે હોય છે એમ તત્કતૃતા પરત્વે કરણાન્તર ઉપાદેય હોય, તેના ઉપાદાન પરત્વે પણ અન્ય ( કરણ ) ઉપાદેય હોય એમ પ્રમાતાની સ્વાતંત્ર્યતા પરત્વે અપરિહાર્યા એવી '*અનવસ્થા*' પ્રાપ્ત થાય એમ;

વળી, ક્રિયાજ આત્માની કારયિતા હોતી નથી અનિવર્તિતા હોય તેને સ્વરૂપનો અભાવ હોય છે તેથી;

હવે, અન્ય આત્માને પ્રાપ્ત થઇને ક્રિયાને કરાવે એમ કોઈ કહે તો તેમ નથી અન્યની સ્વતઃસિદ્ધતા તથા અવિષયતા આદિની અનુપપત્તિ હોય છે તેથી;

નિશ્ચે, આત્માથી અન્ય અચેતન વસ્તુ સ્વપ્રમાણક હોવાનું દૃષ્ટ નથી; શબ્દાદિ સર્વ કેવળ, અવગતિફલાવસાન(કા) પ્રતીતિવડે પ્રમિત હોવાનું સિદ્ધ થાય, જો આત્માથી અન્ય (ચેતન) વસ્તુની અવગતિ થાય તો; વળી તે પણ આત્મા કેવળ, **અસંહત સ્વાર્થ**(ક) હોય **પરાર્થ**(ક) ન હોય;

વળી, અમે દેહેન્દ્રિય તથા વિષયોની સ્વાર્થતા અવગમિત કરવાને શક્તિમંત નથી તેને અવગત્યવસાનક પ્રત્યયની અપેક્ષાસિદ્ધિનું દર્શન હોય છે તેથી. ૧૦૫

---

* ટિપ્પણ—અનુપાદન–અગ્રહણ; અપરિહાર્યા–અનિવાર્યા; અનિવર્તિતા–અસિદ્ધા; પ્રમિત–જ્ઞાત; સ્વપ્રમાણક–સ્વતઃસિદ્ધ;

**ષ૦ વ્યા૦—**

'**असंहतस्वभावस्य करणानुपादाने**'–કર્તાપણાની સ્વાતંત્ર્યતા સતે એમ અર્થ છે;

આ ભાવાર્થ છે:–કર્ત્તાપણું કવચિત્ કરણોપાદાનસાધ્ય હોય કવચિત્ તો સ્વસાનિધ્યમાત્ર–નિબન્ધક હોય; તત્ર, કરણોપાદાન સાધ્ય કર્તાપણા પરત્વે, વસ્તુના–આત્માના–કરણોપાદાનના અસંભવને લીધે પારમાર્થિક કર્તાપણાનો અભાવ હોય તથાપિ, લૌકિક માયાવીની પેરે તેમજ તૈજસની પેરે માયાવડે પ્રત્યુપસ્થાપિત એવા અન્ત:કરણ–વિકારના અવિવેકથી આત્માના કર્તાપણાનો પ્રતિભાસ ઉત્પન્ન થાય છે;

દ્વિતીય પક્ષપરત્વે તો, તક્ષાદિ આત્માને સ્વહસ્તાદિના વ્યાપાર યિતાપણારૂપ કર્તાપણાપરત્વે, સ્વસાનિધ્યથી અતિરિક્ત કરણઆદિનો અભાવ હોય તેની પેરે આત્માને પણ, સકલ કરણની સાક્ષિતાએ કરીને કેવળ સાનિધ્યમાત્રવડે કરીને કર્તાપણાનો વ્યપદેશ હોય તે ઉપપન્ન હોય છે;

પરમાર્થત: અકર્તાપણું અને ઉપાધિના અવિવેકથી કર્તાપણાનો વ્યપદેશ એમાં કાંઇ પણ નિરારૂપ નથી;

વળી, તેજ પ્રકારે '**कर्ता शास्त्रार्थवत्त्वात्** **ब्र. सू. २. ३. ३३** અર્થ:–શાસ્ત્રાર્થવત્તાને લીધે કર્તા', અને '**यथा च तक्षोभयथा**' **ब्र. सू. २. ३. ३९** અર્થ:–જે પ્રકારે વળી 'ઉભયપ્રકારે તક્ષા', એમ પરમ ઋષિઓનાં સૂત્રદ્વય છે;

જો એમ હોય તો 'કેવળ અસ્વતંત્ર એવો આત્મા (કર્મ) કરશે' એમ **કર્મમીમાંસકમત**ની આશંકા કરીને તેના પ્રતિ '**न च क्रिया**' ઇતિ વાકયાર્થવડે કહે છે—

* ટિપ્પણ:— માયાવી–જાદુગર; તૈજસ–સ્વપ્નાભિમાની દેવ; વ્યાપાર–યિતાપણારૂપ–ચલાવાવાપણારૂપ; વ્યપદેશ–કથન;

'**क्रिया**' શબ્દ શું પ્રયત્નવચન રૂપે છે? વા તદ્વાચ્ય ધાત્વર્થ વચન રૂપે છે? વા તત્સાધ્ય અપૂર્વ વચન રૂપે છે? એમ વિકલ્પ કરીને એ આદ્ય પક્ષ પરત્વે '**अनिर्वर्तितायाः**' ઇતિ વાક્યાર્થવડે કથન કરે છે; અર્થાત્, નિશ્ચે જે પોતે અસિદ્ધ હોય તે પર વસ્તુને સિદ્ધ કરે નહિ એમ ન્યાયથી;

તૃતીય (પક્ષ) પરત્વે પણ, શું તે નિષ્પાદ્ય અપૂર્વ નિયોગાખ્ય વિવક્ષિત છે અથવા પૂર્વનિર્વૃત્ત એવું ધર્માધર્માખ્ય (વિવક્ષિત છે?) તે મધ્યે આદ્ય પક્ષ ઉચિત નથી પૂર્વોક્ત દૂષણની અનુવૃત્તિ થાય તેથી;

વળી, લિંગાદિના શ્રવણની સાથેજ આત્માને પ્રતીતિઆકારે પ્રવર્તાવે છે એમ વાચ્ય ન હોય;

પ્રતીતિ કાલ વિષે જો '**अस्ति**' અર્થ:–'છે' એમ બુદ્ધિ હોય તો સિદ્ધત્વપ્રતીતિને કારયિતાપણું ન હોય; '**नास्ति**' અર્થ:–'નથી' એમ પ્રતીતિ પરત્વે વન્ધ્યાસુતની પેરે કારયિતાપણું ન હોય, અને સાધારણપ્રતીતિ પક્ષ પરત્વે નિવૃત્તિનો સંભવ હોય તેથી પ્રેરકત્વસિદ્ધિ ન હોય એમ અભિપ્રાયથી '**अथ**' ઇતિ વાક્યાર્થવડે ધ્વિતીય પક્ષનું ઉત્થાપન કરે છે;

વળી, જે પૂર્વસિદ્ધ અન્ય (વસ્તુ) છે તે અચેતન છે? વા ચેતનરૂપ છે? આદ્ય પક્ષપરત્વે પ્રેરકત્વનો સંભવ હોતો નથી એમ '**न**' ઇત્યાદિ વાક્યાર્થવડે કથન કરે છે;

'**आदि**' શબ્દથી પ્રેરકપણાનું ગ્રહણ કરેલું છે. તેમજ વળી, આત્માનું કર્તાપણું સતે, લબ્ધસ્વરૂપ એવી અદષ્ટ (વસ્તુ)ના પ્રેરકપણાની સિદ્ધિ થાય; તત્સિદ્ધિ પરત્વે અન્યની સિદ્ધિ એમ અન્યોન્યાશ્રય હોય એમ ભાવાર્થ છે. દ્વિતીય પક્ષપરત્વે, '**नहि**' ઇતિ વાક્યાર્થવડે કથન કરે છે;

શબ્દાદિવત્ આત્માન્યતાને લીધે, શબ્દાદિવત્ અચેતન સ્વપ્રમાણક

* ટિપ્પણ:—આત્માન્યતા–આત્માથી અન્યરૂપે હોવાપણું;

રૂપે અદૃષ્ટ હોય છે એમ અર્થ છે; '**स्वप्रमाणकम्**'=યાવત્ સ્વતઃ સિદ્ધ; એથી સ્વસત્તાસ્ફૂર્તિને લીધે આત્મસાપેક્ષ (વસ્તુ)ને તત્પ્રેરકપણાનો સંભવ શાથી હોય? એમ ભાવાર્થ છે;

શબ્દાદિના પૂર્વોક્ત અનાત્મસાપેક્ષસિદ્ધિકપણાને '**शब्दादिसर्व-मेव**' ઇત્યાદિ વાક્યાર્થવડે સ્મરણ કરાવે છે;

એ રીતે, **મીમાંસકશંકાનું** નિરાકરણ કર્યું; એ રીતે, ક્ષેત્રજ્ઞથી અતિરિક્ત ઇશ્વર પણ અવગતિનો આશ્રયરૂપ અને પ્રેરકરૂપ છે એમ **નૈયાયિકશંકાનું** અપાકરણ કરતાં, આત્માથી અન્ય વસ્તુના અચેતનપણાના અનુમાન પરત્વે '**अवगतिश्चेत्**' ઇતિ વાક્યાર્થવડે વ્યભિચાર–પ્રસક્તિનું વારણ કરે છે;

વસ્તુતઃ ઇશ્વર આત્મભિન્ન હોતો નથી પ્રત્યગાત્માની પેરે અવગતિની આશ્રયતા હોવાથી પ્રત્યેક અનુમાન વડે અનુગૃહીત એવી '**अयमात्मा ब्रह्म** અર્થઃ–આ આત્મા બ્રહ્મ છે' ઇત્યાદિ શ્રુતિ છે તેથી; આત્માથી અન્ય ચેતનવસ્તુ હોતી નથી; અને તે (ચેતનવસ્તુ) આત્મભૂત એવો ઇશ્વર દેહાદિથી **અસંહત, સ્વાર્થ**(ક), **સ્વતંત્ર** હોય છે તે પરતંત્ર ન હોય; એમ ક્રિયાશેષ હોતો નથી;

એથી, આત્માનું '**કર્તાપણું**' વિભ્રમમાત્ર છે એમ અર્થ છે. ઇશ્વરાત્માનું જગતકર્તાપણું પણ કેવળ માયાદ્વારક હોય છે એમ ક્યાંઇ એ પણ કર્તાપણાની '**પરમાર્થતા**' હોય નહિ એમ ભાવાર્થ છે;

અવગત્યાશ્રયતાને લીધે અસંહતતા આદિ કેમ હોય? કેમકે સંહત એવાં દેહાદિને પણ અવગત્યાશ્રયતા હોય છે એમ **લોકાયતમત**ની આશંકા કરીને '**ननु**' ઇત્યાદિ વાક્યાર્થવડે કથન કરે છે; અર્થાત્, ઘટાદિવત્ અવગમ્યમાનતા હોય તેથી દેહાદિ અવગત્યાશ્રયક હોતાં નથી. ૧૦૫

(**अव०**)—દેહાદિની અવગત્યવસાનક પ્રત્યયની અપેક્ષસિદ્ધિકતા

* **ટિપ્પણઃ—અસંહત–સંઘાતહીન; પૃથક્; અવગત્યાશ્રયક–અવગતિના આશ્રયરૂપ;**

કેવી રીતે હોય, જે વડે 'હું મનુષ્ય છું', 'હું જોઉં છું', 'હું જાણું છું' એમ સ્વસંવેદ્યતાનો અનુભવ કરાય ? એમ '**ननु**' ઇતિ વાક્યાર્થવડે શંકા કરે છેઃ—

**ननु देहस्यावगतौ न कश्चित् प्रत्यक्षादिप्रत्ययान्तरं अपेक्षते॥१०६॥**

**वाक्यार्थः**—

દેહની અવગતિ પરત્વે કોઇપણ (મનુષ્ય), પ્રત્યક્ષાદિ પ્રત્યયાન્તરની અપેક્ષા કરતો નથી; ૧૦૬

(**अव०**)—'**बाढम्**' ઇતિ વાક્યાર્થવડે અનુભવમાત્રનો અંગિકાર કરે છેઃ—

**बाढम् । जाग्रति एवं स्यात् । मृतिसुषुप्त्योस्तु देहस्यापि प्रत्यक्षादिप्रमाणापेक्षैव सिद्धिः तथैव इन्द्रियाणां बाह्या एव हि शब्दादयो देहेन्द्रियाकारपरिणता इति प्रत्यक्षादिप्रमाणापेक्षैव हि सिद्धिः । सिद्धिरिति च प्रमाणफलं अवगतिं अवोचाम । सा च अवगतिः कूटस्था स्वयंसिद्धात्मज्योतिःस्वरूपेति च ॥ १०७ ॥**

**वाक्यार्थः**—

તે વાત સત્ય છે. જાગ્રત્ દશા વિષે એ રીતે થાય; મરણ અને સુષુપ્તિ દશા વિષે તો દેહની પણ પ્રત્યક્ષાદિ પ્રમાણાપેક્ષાવાળી જ સિદ્ધિ હોય; તે જ પ્રકારે ઇન્દ્રિયોને, કેવળ બાહ્ય એવા શબ્દાદિ વિષયો નિશ્ચે દેહેન્દ્રિયાકારે પરિણત થયલા હોય છે એમ સિદ્ધિ નિશ્ચે, કેવળ પ્રત્યક્ષાદિ પ્રમાણની અપેક્ષાવાળી હોય છે;

વળી, પ્રમાણફલરૂપ '**અવગતિ**'ને અમે સિદ્ધિ કહીએ છીએ; **અને તે 'અવગતિ,'** કૂટસ્થસ્વરૂપા, સ્વયંસિદ્ધા અને આત્મજ્યોતિઃ સ્વરૂપા હોય છે. ૨૦૭

---

*** ટિપ્પણઃ—સ્વસંવેદ્યતા—પોતાથી જાણવાપણું;**

**પ૦ વ્યા૦—**

આ અનુભવ સ્વનિબન્ધનક હોતો નથી કિન્તુ, દેહાત્માના અવિવેકરૂપ નિબન્ધનવાળો હોય છે એમ ' **जाग्रत्येवं स्यात्** ' ઇત્યાદિવડે પ્રતીતિ કરાવે છે.

જો દેહ સ્વપ્રકાશસ્વરૂપ હોય તો સ્વસત્તા પરત્વે, પ્રમાણનિરપેક્ષસ્વરૂપપણું હોવાથી સુષુપ્ત તથા મરણાવસ્થાની પણ પ્રમાણાનપેક્ષસિદ્ધકતા થાય; એમ વળી હોતું નથી તેથી, દેહ અચેતનરૂપ છે એમ અર્થ છે;

દેહ પરત્વેના ઉક્ત ન્યાયનો, ' **तथेन्द्रियाणाम्** ' ઇતિ વાકયાર્થવડે ઇન્દ્રિયાદિ પરત્વે અતિદેશ કરે છે; તે જ પ્રકારે દેહવત્, સિદ્ધિ કેવળ પ્રમાણાપેક્ષાવાળી હોય છે એમ અર્થ છે;

વળી દેહાદિ અનાત્મવસ્તુ ભૌતિકતાને લીધે બાહ્ય ( શબ્દાદિ ) વિષયોની પેરે, એમ ' **बाह्य एव हि** ' ઇતિ વાક્યાર્થવડે કથે છે.

નિશ્ચે, ભૂતપદાર્થો જ ગ્રાહ્યગ્રાહક અને કરણનાં આયતન રૂપે પરિણમે છે; ઉપકાર્ય અને ઉપકારકભાવવડે કરીને પરસ્પર સંહત એવા ભૂતપદાર્થોનું સામાન્યયોનિપણું હોય એવો નિયમ હોય છે તેથી એમ ભાવાર્થ છે;

નિષ્પત્તિને સિદ્ધિ કહેવાય છે; તે પ્રત્યક્ષાદિપ્રમાણની અપેક્ષાવાળી હોય એમ કોઈ કહે તો તત્ર ' **सिद्धिरिति च** ' ઇતિ વાક્યાર્થવડે કહે છે.

દેહાકારે પરિણત એવા ભૂતપદાર્થો વિષે મદશક્તિવત્ 'અવગતિ' ઉત્પન્ન થાય છે એમ તેનું ('અવગતિ'નું) પણ અવિશિષ્ટ ભૌતિકપણું હોય છે, એમ લોકાયતિકશંકાનું અપાકરણ કરતાં ' **सा च** ' ઇતિ વાકયાર્થવડે 'અવગતિ'સ્વરૂપનું કથન કરેલું છે.

---

* ટિપ્પણ:=સ્વનિબન્ધનક—આત્મનિબંધનક; પ્રમાણાનપેક્ષસિદ્ધિકતા—પ્રમાણની અપેક્ષાવિનાની સિદ્ધિકતા; આયતન—આશ્રય; સ્થાન; અવિશિષ્ટ—સામાન્ય.

**इति च अवोचाम** એમ અનુષંગ છે. ૨૦૭

( **अव०** )—'**અવગતિ**'ની કૂટ**સ્થતા**પરત્વે, તેના ફ્લત્વપ્રસિદ્ધિ-વિરોધની '**अत्राह**' ઇતિ વાક્યાર્થવડે શંકા કરે છે:—

**अत्राह चोदकः । अवगतिः प्रमाणानां फलं कूटस्थनित्यात्मज्योतिःस्वरूपेति च विप्रतिषिद्धम् इत्युक्तवन्तमाह—न विप्रतिषिद्धिम् । कथं तर्हि कूटस्था नित्यापि सती प्रत्यक्षादि प्रत्ययान्ते लक्ष्यते तादर्थ्यात् । प्रत्यक्षादिप्रत्ययस्य अनित्यत्वे अनित्येव भवति तेन प्रमाणानां फलं इति उपचर्यते ॥१०८॥**

**वाक्यार्थः**—

અત્ર ચોદક કહે છે-'**અવગતિ**' પ્રમાણોના ફ્લરૂપી, કૂટસ્થા, નિત્યા અને આત્મજ્યોતિઃસ્વરૂપા છે એમ કહેવું તે વિપ્રતિષિદ્ધ છે એમ ઉક્તિ કરનાર પ્રતિ '**न विप्रतिषिद्धम्**' ઇતિ વાક્યાર્થ-વડે કહે છે:

ત્યારે કેમ હોય ? તે કૂટ**સ્થા** નિત્યા સતી પણ પ્રત્યક્ષાદિ પ્રત્યયના અન્તે તાદર્થ્યતાને લીધે લક્ષિત થાય છે.

પ્રત્યક્ષાદિ પ્રત્યયની અનિત્યતા પરત્વે તે કેવળ અનિત્યા જેવી થાય છે તેને લઇને તે ( '**અવગતિ**' ) પ્રમાણોના ફ્લરૂપે છે એમ ઉપચાર કરાય છે. ૧૦૮

**पा० व्या०**—

'**અવગતિ**' અકાર્યરૂપી હોય તથાપિ કૂપાકાશકાર્યવત્ તેનું કાર્યપણું ઉપચરાય છે એમ ફ્લત્વપ્રસિદ્ધિવિરોધ હોતો નથી એમ '**इत्युक्तवन्तमाह न विप्रतिषिद्धम्**' ઇતિ વાક્યાર્થવડે પરિહાર કરે છે.

'**कथं तर्हि**' ઇતિ વાક્યાર્થવડે ઉપચારના નિમિત્તની પૃચ્છા કરે છે; '**कूटस्था**' ઇતિ વાક્યાર્થવડે ઉત્તરકથન કરે છે;

---

* ટિપ્પણઃ—ફ્લત્વપ્રસિદ્ધિવિરોધ—ફ્લરૂપે પ્રસિદ્ધહોવા રૂપ વિરોધ; ચોદક—શંકા કરનાર; ઉપચાર—મિથ્યાપ્રયોગ;

'**તાદર્થ્યાત્**' = બુદ્ધિવૃત્તિની વિષયસંસૃષ્ટતાએ કરીને પ્રત્યક્ષાદિ પ્રત્યયની અવગતિની અભિવ્યક્ત્યર્થતાને લીધે, એમ અર્થ છે;

એ રીતે, **કૂટસ્થાવગતિરૂપ** આત્મા પરત્વે તે **પ્રમાતૃપણું**, **કર્તાપણું** અને **ફલતાપણું** કલ્પનામાત્ર છે એમ ઉપપાદન કર્યું, અને દેહાદિથી લઈ વિષયપર્યન્ત સંહત (આત્મા)ની **પારાર્થ્યતા**, **જાડ્યતા** અને **પરાધીનસિદ્ધિકતા** હોય છે એમ કહ્યું; ૧૦૮

(**અવ૦**)—એ રીતે, આત્મા તથા અનાત્મ વસ્તુના અવગમિત તત્ત્વને અવગમિત કરીને શિષ્ય, સ્વાવગત અર્થનું ગુરૂપ્રતિ નિવેદન કરતાં, આત્માનું અદ્વૈતપણું સંભવિત કરાવવા '**યદ્યેવં ભગવન્**' ઇત્યાદિ વાક્યાર્થવડે દ્વૈતનું વૃથાપણું પ્રગટ કરે છેઃ—

**यद्येवं भगवन् ! कूटस्थनित्यावगतिः आत्मज्योतिःस्वरूपैव स्वयंसिद्धा आत्मनि प्रमाणनिरपेक्षत्वात् ततोऽन्यतः अचेतनं संहत्यकारित्वात् परार्थं येन च सुखदुःखमोहप्रत्ययावगतिरूपेण पारार्थ्यं तेनैव स्वरूपेण अनात्मनः अस्तित्वं नान्येन रूपान्तरेण, अतो नास्तित्वमेव परमार्थतः । यथा हि लोके रज्जुसर्पमरीच्युदकादीनां तदवगतिव्यतिरेकेण अभावो दृष्टः एवं जाग्रत्स्वप्नद्वैतभावस्यापि तदवगतिव्यतिरेकेण अभावो युक्तः एवमेव परमार्थतः भगवन्, अवगतेः आत्मज्योतिषः नैरन्तर्यभावात् कूटस्थनित्यता अद्वैतभावश्च सर्वप्रत्ययभेदेषु अव्यभिचारात् प्रत्ययभेदाश्च अवगतिं व्यभिचरन्ति। यथा स्वप्ने नीलपीताद्याकारभेदरूपाः प्रत्ययाः तदवगतिं व्यभिचरन्तः परमार्थतो न सन्तीत्युच्यन्ते एवं जाग्रत्यपि नीलपीतादिप्रत्यय-**

---

* ટિપ્પણુઃ=વિષયસંસૃષ્ટતા–વિષયસંસગ; અભિવ્યક્ત્યર્થતા–પ્રાગટ્યાર્થતા; સ્વાવગત–સ્વજ્ઞાત;

**भेदाः तामेवावगतिं व्यभिचरन्तः असत्यरूपाः भवितुमर्हन्ति । तस्याश्च अवगतेः अन्यः अवगन्ता नास्तीति न स्वेन स्वरूपेण स्वयं उपादातुं हातुं वा शक्यते अन्यस्य च अभावात् ॥१०९॥**

**वाक्यार्थः—**

હે ભગવન્ ! એ રીતે, જો આત્મા પરત્વે પ્રમાણુનિરપેક્ષતાને લીધે ( પ્રત્યગાત્મતત્ત્વ ) કૂટસ્થનિત્યાવગતિરૂપ, કેવળ આત્મપ્રકાશસ્વરૂપ, સ્વયંસિદ્ધ હોય છે તેથી ( પ્રત્યગાત્માથી ) અન્ય અચેતનવસ્તુ સંહત્યકારિતાને લીધે પરાર્થરૂપ હોય છે; વળી, જે સુખદુઃખ તથા મોહરૂપ પ્રત્યયના અવગતિરૂપે કરીને પારાર્થ્યતા હોય છે તે જ સ્વરૂપે કરીને અનાત્મવસ્તુનું અસ્તિત્વ હોય, અન્ય રૂપાંતરવડે નહિ; એથી તેનું પરમાર્થતઃ નાસ્તિત્વ જ હોય છે.

નિશ્ચે, જેમ લોકવિષે રજ્જુ સર્પ તથા મરીચિજળ આદિનો તદવગતિવ્યતિરેકપૂર્વક અભાવ દૃષ્ટ હોય એ રીતે જાગ્રત સ્વપ્ન તથા દ્વૈતભાવનો પણ તદવગતિવ્યતિરેકપૂર્વક અભાવ યુક્ત હોય છે, એ જ રીતે, હે ભગવન્ ! પરમાર્થતઃ અવગત્યાત્મક આત્મજ્યોતિનો નૈરન્તર્યભાવ હોય છે તેથી, તેની કૂટસ્થનિત્યતા અને અદ્વૈતભાવ ( મને અનુભવાય છે ). સર્વ પ્રત્યયભેદો પરત્વે ( અવગત્યાત્મક પ્રત્યક્ પ્રકાશનો ) અવ્યભિચાર હોવાથી પ્રત્યયભેદો '**અવગતિ**' પ્રતિ વ્યભિચરિત હોય છે.

જેમ સ્વપ્નવિષે નીલપીત આદિ આકારભેદરૂપ પ્રત્યયો, તદવગતિ પ્રતિ વ્યભિચરિત થતા પરમાર્થતઃ હોતા નથી એમ કહેવાય છે એ રીતે, જાગ્રતવિષે પણ નીલ તથા પીત આદિ પ્રત્યયભેદો તે જ અવગતિને વ્યભિચરતા અસત્યસ્વરૂપે હોવાને યોગ્ય હોય છે.

વળી, તે '**અવગતિ**'નો અન્ય અવગન્તા હોતો નથી એમ પોતા-

---

* ટિપ્પણઃ—સંહત્યકારિતા—પરસ્પર ઉપકાર્ય તથા ઉપકારક ભાવે સંઘાત કરવાપણું; પરાર્થ—ચેતનાર્થ; ચૈતન્યપ્રતિભાસરૂપ.

વડે સ્વરૂપે કરીને પોતાનું જ ઉપાદાન કરવું વા હાન કરવું શક્ય નથી. વળી, અન્યના અભાવથી ( તારા પ્રસાદથી હું પૂર્ણસ્વરૂપે છું. ) ૧૦૯

**પ૮ વ્યા૦—**

હે ભગવન્! જો એ રીતે પ્રત્યગાત્મતત્ત્વ કૂટસ્થાદિ વિશેષણરૂપ અવગત્યાત્મક હોય તો, તે જે કારણે પ્રમાતૃત્વાદિધર્મક ન હોય એ કારણે પ્રમાણનિરપેક્ષતા હોવાથી પરમાર્થતઃ પ્રમાતાના અભાવપરત્વે પ્રમાણનો પણ અભાવ હોવાથી તે નિરપેક્ષસિદ્ધક હોય છે તેથી, અન્ય અચેતન વસ્તુનો પરસ્પર ઉપકાર્ય અને ઉપકારભાવે કરીને સંઘાત કરી પ્રત્યગાત્માની વ્યવહાર–પ્રવર્તક્તા હોય છે એટલે તે પરાર્થ–ચેતનાર્થ–સ્વપ્નદ્રષ્ટવત્ ચૈતન્યપ્રતિભાસમાત્રસિદ્ધ અર્થાત્ અસત્યરૂપે હોય છે.

સુખદુઃખ તથા મોહાન્વયિતાવડે કરીને, દૃશ્ય ( જગત્ ) નો, સત્વ રજ તથા તમોરૂપ પ્રકૃતિની કાર્યતારૂપે અવગમ હોવાથી તેનું અસત્યપણું કેમ હોય ? આ **સાંખ્યશંકાનું ' येन च '** ઇતિ વાક્યાર્થવડે અપાકરણ કરે છે; જે દૃશ્યમાનાકાર સુખદુઃખ તથા મોહહેતુભૂત એવા પ્રત્યયાવગતિરૂપ વડે જડવસ્તુ ભોક્તૃશેષવત્ પરાર્થરૂપે પ્રતીત થાય છે તેજ રૂપવડે, પોતાના (**आत्मनः**) યાવત્ દૃશ્યનો સદ્ભાવ (**अस्तित्व**) સત્ત્વાદ્યાત્મક અન્ય રૂપાન્તરવડે હોતો નથી તત્ર પ્રમાણાભાવ હોવાથી; એથી, પરમાર્થતઃ દૃશ્યનું કેવળ નાસ્તિત્વ હોય છે એમ અર્થ છે.

વળી, જાગ્રત્ તથા સ્વપ્નાવસ્થાનું દૃશ્ય જગત્, રજ્જુસર્પાદિવત્ દૃશ્ય તથા જડરૂપે હોવાથી તે અવગતિવ્યતિરેકે કરીને કવચિત્ પણ પરમાર્થ સતું હોતું નથી એમ વિમત હોય છે એમ ' **यथा हि** ' ઇતિવાક્યાર્થવડે કથે છે;

---

* ટિપ્પણુ:=અવગત્યાત્મક–જ્ઞાનસ્વરૂપ; પ્રમાતૃત્વાદિધર્મક–પ્રમાતાપણા આદિ ધર્મવાળું; પરમાર્થતઃ–વસ્તુતઃ; નિરપેક્ષસિદ્ધક–કોઇ પણ પ્રમાણની અપેક્ષા વિના સિદ્ધ હોનાર; સ્વયંસિદ્ધ; મોહાન્વયિતા–મોહસંપન્નતા; વિમત–વિપરીત સિદ્ધાંત;

એ રીતે, દૃશ્યની સાપેક્ષતાવડે કરીને માયામત્વ સંભવિત થયે દ્રષ્ટૃતા અદ્વૈતરૂપ છે એમ મને **અનુભવારૂઢ** સંવૃત્ત થયું એમ '**एवमेव**' ઇતિવાક્યાર્થવડે કથે છે.

'**एवमेव**'=એમ સતે; નૈરન્તર્યભાવને લીધે જ એમ **एव**કાર યોગ્ય છે; અથવા, જેમ દ્વૈતદૃશ્યનું જ રૂપે કરીને પરમાર્થતઃ અસત્ત્વ મને અનુભવાય છે, એ જ રીતે હે ભગવન્! અવગત્યાત્મક એવા પ્રત્યક્ષ પ્રકાશની **કૂટસ્થનિત્યતા** અને **અદ્વૈતભાવ** મને અનુભવાય છે એમ અધ્યાહાર છે.

'**नैरन्तर्यभावात्**' ઇતિવાક્યાર્થવડે કૂટસ્થનિત્યતાનું હેતુ-કથન કરેલું છે ઉત્પત્તિ આદિના સાક્ષીને ઉત્પત્તિ આદિ વિકારરૂપ અન્તરાયનો અસંભવ હોવાથી.

'**सर्वप्रत्यय**' ઇતિપદાર્થવડે, અદ્વૈતભાવ પરત્વે હેતુકથન કરેલું છે અર્થાત્, વ્યાવર્તમાન પ્રત્યયો પરત્વે તેની અવ્યાવૃત્તિ હોય છે તેથી.

કુસુમો પરત્વે સૂત્રની પેરે ભલે તેની અવ્યાવૃત્તિ હોય તથાપિ પ્રત્યયોની કુસુમવત્ અવસ્થિતતા હોય છે તેથી અવગત્યાત્માની અદ્વૈતસિદ્ધિ ન હોય એમ આશંકી, અવગતિથી વ્યાવૃત્ત ( એવા પ્રત્યયોની ) પરત્વે પ્રમાણનો અભાવ હોય છે તેથી એમ મ હો એવા અભિપ્રાયથી '**प्रत्ययभेदास्तु**' ઇતિવાક્યાર્થવડે કથે છે.

વિમત એવા જાગ્રતદશાના પ્રત્યયો, પરમાર્થતઃ વિદ્યમાન હોતા નથી ચૈતન્યપ્રકાશની વ્યભિચારિતા હોય છે તેથી; જે પ્રત્યયો એ રીતે ( ચૈતન્યપ્રકાશની વ્યભિચારિતાવાળા ) હોય તે તે રીતે હોય; જેમ સ્વપ્નપ્રત્યયો તેમ આ (છે) તેથી તે પ્રકારે એમ સમુદાય અર્થ છે.

દ્વૈતના મિથ્યાત્વ પરત્વે, તેનું દૃશ્યપણું અને વ્યભિચારિપણું તે

---

* ટિપ્પણ=દૃષ્ટૃતા-દ્રષ્ટાપણું; નૈરન્તર્યભાવ-નિત્યતાભાવ; અવગત્યાત્મક-જ્ઞાનસ્વરૂપ; પ્રત્યય-વિષયજ્ઞાન; વ્યાવર્તમાન-ભિન્ન; અવ્યાવૃત્તિ-અભેદ; અજ્ઞાતસત્ત્વ—અજ્ઞાતપણે વિષયોનું હોવાપણું;

કારણરૂપે ઉક્ત છે; અને તે ચૈતન્યસ્વરૂપ આત્મા પરત્વે હોતું નથી એમ આત્માનું **સત્યત્વ, કૂટસ્થનિત્યત્વ** અને **સ્વપ્રકાશત્વ સિદ્ધ છે** એમ '**तस्याश्चावगते:**' ઇતિપદાર્થવડે સિદ્ધ છે;

જે **અવગન્તા** તે જ આત્મા હોય છે એમ સ્થિતિ હોવાથી, અવગંતાની અવગમ્યમાનતાના અભાવને લીધે અને અવગમ્યમાન વસ્તુની અનાત્મતા હોય છે તેથી, આત્મા સ્વતઃ વા પરતઃ ઉપાદેય અને હેયરૂપ હોતો નથી.

અને અન્યવસ્તુના અભાવથી હું હવે તારા પ્રસાદથી પૂર્ણરૂપે (છું) એમ શેષ વાક્ય છે. ( **अन्यस्य च अभावात्पूर्णोऽहं त्वत्प्रसादा-दिदानीमस्मि** )

( **अव०** )—એરીતે શિષ્યે ઉક્તિ કરેલી તેને '**तथैव**' ઇતિ-વાક્યાર્થવડે ગુરૂ અનુજ્ઞા કરે છે:—

**तथैवेति । एषा अविद्या यन्निमित्तः संसारो जाग्रत्स्वप्न-लक्षणः तस्या अविद्यायाः विद्या निवर्तिका इत्येवं त्वं अभयं प्राप्तोषि—नातः परं जाग्रत्स्वप्नदुःखमनुभविष्यसि संसारदुःखा-न्मुक्तोऽसीति ॥ ११० ॥**

**वाक्यार्थ:**—

તેમજ છે; આ **અવિદ્યા** (છે) જેના નિમિત્તે જાગ્રત્સ્વપ્નલક્ષણ સંસાર હોય છે તે **અવિદ્યાને, વિદ્યા** નિવર્ત કરનારી હોય છે;

એ રીતે, તું અભય પદને પ્રાપ્ત થઇશ; અતઃપર. એવા જાગ્રત તથા સ્વપ્નના દુઃખને તું અનુભવીશ નહિ; સંસારદુઃખથી તું મુક્ત છે. ૧૧૦

**प० व्या०**—

પ્રકરણના ઉપક્રમ ( ભાગ ) વિષે પૃચ્છા કરેલા વિદ્યા તથા

---

* ટિપ્પણઃ=અવગમ્યમાનતા—જણાવવાપણું; પરતઃ—અન્યતઃ; ઉપાદેય—ગ્રાહ્ય: હેય—ત્યાજ્ય; ઉપક્રમ—આરંભ;

તથા અવિદ્યાના સ્વરૂપ ને સપ્રપંચ તદ્વિભાગને ઉપપાદિત કરેલો તેનો **'एषा अविद्या'** ઇત્યાદિ વાક્યાર્થવડે ઉપસંહાર કરે છે.

**'यन्निमित्तः संसारो जाग्रत्स्वप्नलक्षणः एषा अविद्या'** એમ અન્વય છે; અર્થાત્, **વિદ્યા** વેદાન્તના મહાવાક્યજન્ય પ્રત્યય વડે અભિવ્યક્ત એવી **કૂટસ્થ-આત્મપ્રકાશ**વાળી છે.

વળી, આ **વિદ્યા** તને અધુના સંવૃત્ત **થઇ** છે એમ તું કૃતકૃત્ય છે એમ શિષ્ય પ્રતિ ગુરૂ **'इत्येवं'** ઇતિ પદાર્થ વડે કથન કરે છે. ૧૧૦

( **अव०** )—ગુરૂએ ઉક્તિ કરેલી તેને શિષ્ય પણ **'ओम्'** ઇતિ પદાર્થવડે અનુમતિ કરે છે.

**वाक्यार्थः—**

**ओम् इति**—ઓમ્ પદાર્થવડે.

**प० व्या०—**

**'इति'** શબ્દ પ્રકરણની પરિસમાપ્તિના પ્રકાશનાર્થક છે. ૧૧૧

ઇતિ કૂટસ્થાદ્વયાત્મબોધ નાત્મક દ્વિતીય અવગતિ પ્રકરણ સમાપ્ત ૨



# પરિસંખ્યાન નામનું તૃતીય પ્રકરણ

(**અવ૦**)—યથોક્ત વિદ્યાસંપન્ન હોય તેને કૃતકૃત્યતા હોવાથી કાંઇ પણ વિધિતઃ અનુષ્ઠેય હોતું નથી એમ ઉપપાદન કર્યું; તત્ર, જો એ રીતે વિજ્ઞાનવંત મધ્યે પણ કેટલાયકને ભેદદર્શનવાસનાના વશથી નિર્વાતસ્થ પ્રદીપવત્ નિશ્ચલ વિજ્ઞાન ન થાય ત્યારે, તેમની જ્ઞાનદૃઢતાર્થે '**પરિસંખ્યાન**' નામનું કહેવાવાતું અનુચિન્તન અનુષ્ઠેય છે તેનો ઉપદેશ કરવા '**मुमुक्षणाम्**' ઇત્યાદિ વાકયાર્થવડે આરંભ કરે છે:—

**मुमुक्षूणां उपात्तपुण्यापुण्यक्षपणपराणां अपूर्वानुपचयार्थिनो परिसंख्यानमिदमुच्यते अविद्याहेतवो दोषाः वाक्मनःकायप्रवृत्तिहेतवः—प्रवृत्तेश्च इष्टानिष्टमिश्रफलानि कर्माणि उपचीयन्ते इति तन्मोक्षार्थम् ॥ ११२ ॥**

**वाक्यार्थः**—

ઉપાર્જિત એવાં પુણ્ય તથા પાપનો ક્ષય–કરવા–પરાયણ, અપૂર્વ કર્મની અનુત્પત્તિ ઇચ્છનાર એવા મુમુક્ષુઓના મોક્ષાર્થ, આ '**પરિસંખ્યાન**' કહેવાય છે. અવિદ્યાનિદાન દોષો વાક્, મન તથા કાયાની વ્યાપારોત્પત્તિના હેતુરૂપ હોય છે; તે વ્યાપારથી ઇષ્ટ, અનિષ્ટ તથા મિશ્ર ફલરૂપ કર્મો ઉપચિત થાય છે તેનાથી મુક્ત થવા અર્થે (કહેવાય છે). ૧૧૨

**प० व्या०**—

'**मुमुक्षुणाम्**'=પરમ ઉપશમ ઇચ્છનારાઓના; અર્થાત્, કર્મોની અવિદ્યામૂલકતાને લીધે તેની નિવૃત્તિ વિના આત્યન્તિક નિવૃત્તિનો અસંભવ હોય તેથી પૂર્વોપાર્જિત કર્મોચ્છેદ અને અપૂર્વ (કર્મની) અનુત્પત્તિ, કેવળ અવિદ્યાની નિવૃત્તિવડે ઉપપાદન થશે એમ અવિદ્યાની નિવૃત્તિ દ્વારા તે ઉભયને ઇચ્છનારાના, એમ પછીના વિશેષણદ્વયનો અર્થ છે.

---

* ટિપ્પણઃ=પરિસંખ્યાન–તત્ત્વજ્ઞાન; તત્ત્વના વિવેચના; અનુષ્ઠેય–કર્તવ્ય; કર્મોચ્છેદ–કર્મધ્વંસ;

'**अविद्याहेतव:**' ઇતિ વાક્યાર્થવડે પરિસંખ્યાનના અનનુ-ષ્ઠાનના પ્રયોજનનું કથન કરે છે.

'**अविद्याहेतव**':=અવિદ્યા હેતુ–નિદાન–છે જેનું તે.

'**दोषा**':=રાગદ્વેષાદિક; તેઓ વળી, વાગાદિની પ્રવૃત્તિ તેની ઉત્પત્તિના હેતુ રૂપ હોય છે; વળી, જે કારણે તેમની પ્રવૃત્તિથી દેવ તિર્યક્ અને મનુષ્યપણાનો પ્રાપક એવો શાસ્ત્રીય અને સ્વાભાવિકરૂપ દ્વિવિધ કર્મ સમુદાય ઉપચિત થાય છે એથી, તેના મોક્ષાર્થ અવિદ્યા તથા રાગાદિ નિબન્ધનક કર્મ અને તત્ફલસંગ તેની નિવૃત્ત્યર્થ '**પરિસંખ્યાન**' કરવા-યોગ્ય છે એમ અર્થ છે. ૧૧૨

(**अव०**)—ઉપસ્કર સહિત પરિસંખ્યાન–પ્રકારનું નિરૂપણ '**तत्र**' ઇત્યાદિવડે કરે છે:—

**तत्र शब्दस्पर्शरूपरसगन्धानां विषयाणां श्रोत्रादिग्राह्यत्वात् स्वात्मनि परेषु वा विज्ञानाभावः, तेषामेव परिणतानां यथा लोष्टादीनां श्रोत्रादिद्वारैश्च ज्ञायन्ते, येन च ज्ञायन्ते सः ज्ञातृत्वात् अतज्जातीयः, ते हि शब्दादयः अन्योन्यसंसर्गित्वात् जन्म-वृद्धि विपरिणामापक्षयनाशसंयोगवियोगाविर्भावतिरोभावविकार विकारिक्षेत्रबीजाद्यनेकधर्माणः सामान्येन च सुखदुःखाद्य-नेककर्माणः । तद्विज्ञातृत्वादेवतद्विज्ञाता सर्वशब्दादिधर्म विलक्षणः ॥ ११३ ॥**

**वाक्यार्थ**:—

તત્ર, શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગન્ધ. આ વિષયોની શ્રોત્રાદિ-ગ્રાહ્યતા હોવાથી સ્વાત્મા પરત્વે વા પરપદાર્થો પરત્વે તેમને વિજ્ઞાના-ભાવ હોય છે; લોષ્ટ આદિ વિષયોને જેમ વિજ્ઞાનનો અભાવ હોય છે તેમ પરિણમેલ–દેહાદિ આકારતાને પામેલ–શબ્દાદિ વિષયોને વિજ્ઞાનાભાવ હોય છે; વળી, તે પરિણમેલ વિષયો શ્રોત્રાદિ દ્વારા જ્ઞાપિત થાય છે; જે

---

* ટિપ્પણ:=ઉપચિત–વૃદ્ધિંગત; લોષ્ટ–માટીનું ઢેફું;

વડે તેઓ જ્ઞાપિત થાય છે તે જ્ઞાતૃતાને લીધે અતજ્જાતીય હોય છે; નિશ્ચે, તે શબ્દાદિ વિષયો અન્યોન્ય સંસર્ગિતાને લીધે, જન્મ, વૃદ્ધિ, વિપરિણામ, અપક્ષય, નાશ, સંયોગ, વિયોગ, આવિર્ભાવ, તિરોભાવ, વિકાર–વિકારી, ક્ષેત્ર તથા બીજ આદિ અનેક ધર્મવાળા અને સામાન્ય પૂર્વક સુખદુઃખાદિ અનેક કર્મ–કાર્ય–વાળા હોય છે.

તે વિષયોની વિજ્ઞાતૃતાને લીધે જ તેમનો વિજ્ઞાતા, સર્વ શબ્દાદિ ધર્મથી વિલક્ષણ હોય છે.

**પ૦ વ્યા૦**—

તત્ર, પ્રથમ આત્માનો અનાત્મ વસ્તુથી વિવેક કરીને અનુસંધાન કરવું એમ ઉપદેશ કરતાં તે વિવેકપ્રકારનું, '**शब्दस्पर्श**' ઇત્યાદિ વડે કથન કરે છે.

'**श्रोत्रादिग्राह्यत्वात्**' ઇતિ વાક્યવડે, વિષયતા પરત્વે હેતુ-કથન કરેલો છે; શબ્દ આદિ સ્વરૂપ પરત્વે, (**स्वात्मनि**) કે ઘટાદિ પર વસ્તુ પરત્વે વિજ્ઞાનનો અભાવ—વિજ્ઞાતૃત્વનો અભાવ–વા ચૈતન્યાભાવ નિશ્ચિત હોય છે; જે પ્રકારે લોષ્ટાદિ વિષયોને તે પ્રકારે દેહાદિ–આકારતાને આપન્ન (**परिणतानां**) એવા તે શબ્દાદિ ભૂતસૂક્ષ્મોને યથોક્ત વિજ્ઞાનાભાવ નિશ્ચિત કરાય છે એમ યોજના છે.

વિવાદાસ્પદ દેહાદિ, લોષ્ટાદિવત્ ચેતનાવંત હોય નહિ વિજ્ઞાન-કર્મતાને લીધે એમ અર્થ છે; '**श्रोत्रादि**' પદાર્થવડે હેતુની અસિદ્ધિનો પરિહાર કરે છે.

શબ્દાદિ વિષયો દેહાદિ આકારે આપન્ન થયલા જ્ઞાપિત થાય છે એમ શેષ વાક્ય છે. (**ज्ञायन्ते देहाद्याकारपरिणताः शब्दादयः इति वाक्यशेषः**)

દેહેન્દ્રિય મનોબુદ્ધિ તથા પ્રાણ અને અહંકાર પર્યન્ત સાક્ષ્ય

---

* ટિપ્પણ:=અતજ્જાતીય–ભૂતસંઘાતથી વિલક્ષણ સ્વરૂપ; વિજ્ઞાન-કર્મતા–વિજ્ઞાનના કર્મસ્વરૂપે હોવાપણું; સાક્ષ્ય–દશ્ય;

વસ્તુની અનાત્મતાએ કરીને તેની હેયતાનો ઉપદેશ કરી, અવશિષ્ટ એવા અહેય અને અનુપાદેય સાક્ષિ—આત્માને '**येन च**' ઇતિ વાક્યાર્થ વડે દર્શાવે છે; '**अतज्जातीय**'=ભૂતસંઘાતથી વિલક્ષણ સ્વરૂપવાળો.

તે વિલક્ષણ સ્વરૂપપણાને જ પ્રકાશિત કરવા '**ते हि**' ઇત્યાદિ વડે વિષયસ્વરૂપનો ઉપન્યાસ કરે છે.

જન્મગ્રહણથી જ તદનન્તરાસ્તિપણું ગૃહીત છે એમ દ્રષ્ટવ્ય છે; જન્માદિ છ વિકારો, ષડ્ભાવોના સ્વરૂપનિબન્ધક હોય છે; '**संयोग**' અને '**वियोग**' શબ્દો, પુત્રાદિ અનુબન્ધ—નિબન્ધક હોય છે; '**आविर्भाव**' અને '**तिरोभाव**' શબ્દો, આગન્તુક પ્રકાશવિષયતાવડે કરીને જડત્વદ્યોતક હોય છે; '**आविर्भाव**' આદિ શબ્દનો દર્શન તથા અદર્શન એમ અર્થ થાય છે; '**विकारविकारी**' એમ પદાર્થવડે વ્રણ તથા ગંડસ્ફોટ આદિ અવસ્થાની ઉક્તિ કરાય છે; '**क्षेत्रबीज**' ઇતિ પદાર્થવડે, સ્ત્રીપુમાન્નો પ્રકૃત્યાત્મક પરિણામભેદ ઉક્ત છે; '**आदि**' પદથી અનુક્ત એવા અવાન્તર ભેદનો પરિગ્રહ થાય છે; એવિધ અનેક ધર્મવંત, એમ અર્થ છે.

'**सामान्येन**' ઇતિ પદાર્થવડે શબ્દાદિનો અનુભવ સતે, સુખ દુઃખ મોહ તથા રાગ આદિની ઉત્પત્તિ પ્રસિદ્ધ છે એમ અર્થ છે; '**कर्म**' શબ્દ કાર્યવચનક છે.

'**तद्विज्ञातृत्वात् एव**' ઇતિ વાક્યાર્થવડે શબ્દાદિ વિષય અને તદવસ્થાના સાક્ષિના તદ્વિલક્ષણ સ્વરૂપનું કથન કરેલું છે. ૧૧૩

(**अथ०**)—એ રીતે, સાક્ષિ તથા સાક્ષ્ય વસ્તુના અન્વયવ્યતિરેકવડે આત્મા તથા અનાત્માનો વિવેક કરી, 'હું કેવળ શુદ્ધ બ્રહ્મ છું' એમ

---

* ટિપ્પણુઃ—અનાત્મતા—જડતા; હેયતા—ત્યાજ્યતા: તદનન્તરાસ્તિપણું—તદનન્તર હોવાપણું; જડત્વદ્યોતક—જડત્વપ્રકાશક; વ્રણ—છિદ્ર; ગંડસ્ફોટ—ગુમડાં;

આત્માનું જ અનવરત અનુચિન્તન કરતાં અન્યપ્રયુક્ત શબ્દાદિ ઉપલંભ-નિમિત્ત વિક્ષેપ ઉપસ્થિત થાય ત્યારે અવકૃપા નૈષ્ઠુર્ય આદિ વિકારોદ્‌ભવના પરિહારાર્થે '**तत्र शब्दादिभिः**' ઇતિ પદાર્થવડે અનુચિન્તનીય વસ્તુનો ઉપદેશ કરે છેઃ—

**तत्र शब्दादिभिः उपलभ्यमानैः पीडयमानो विद्वान् एवं परिसंचक्षीत ॥ ११४ ॥**

**वाक्यार्थः**—

તત્ર ઉપલબ્ધ થતા શબ્દાદિ વડે પીડાતા જ્ઞાની પુરૂષે એ રીતે પરિસંખ્યાન કરવું. ૧૧૪

(**अव०**)—'**शब्दस्तु**' ઇતિ પદાર્થવડે ઉક્ત વિષયનો વિભાગ કરીને તેનું વ્યુત્પાદન કરે છેઃ—

**शब्दस्तु ध्वनिसामान्यमात्रेण विशेषधर्मैर्वा षड्जादिभिः प्रियैः स्तुत्यादिभिः इष्टैः अनिष्टैश्च असत्यबीभत्सपरिभवाऽऽक्रोशादिभिर्वचनैः मां दृक्स्वभावं असंसर्गिणं अविक्रियं अचलं अनिधनं अभयं अत्यन्तसूक्ष्मं अविषयं गोचरीकृत्य स्प्रष्टुं नैवार्हति असंसर्गित्वादेव माम्। अतएव न शब्दनिमित्ता हानिः वृद्धिर्वा। अतो मां किं करिष्यति स्तुतिनिन्दादिप्रियाप्रियत्वादिलक्षणः शब्दः। अविवेकिनं हि शब्दं आत्मत्वेन गतं प्रियः शब्दो वर्धयेत् अप्रियश्च क्षपयेत् अविवेकित्वात्, न तु मम विवेकिनो वालाग्रमात्रमपि कर्तुमुत्सहत इति। एवमेव स्पर्शसामान्येन तद्विशेषैश्च शीतोष्णमृदुकर्कशादि-ज्वरोदरशूलादिलक्षणैश्च अ-**

---

* ટિપ્પણુઃ=અનવરત—ઉપરામ વિના; સતત; નૈષ્ઠુર્ય—કઠોરતા; વિકારોદ્‌ભવ—વિકારોત્પત્તિ;

प्रियैः प्रियैश्च कैश्चित् शरीरसमवायिभिः बाह्यागन्तुकनिमित्तैश्च न मम काचित् विक्रिया वृद्धिहानिलक्षणा अस्पर्शत्वात् क्रियते व्योम्न इव मुष्टिघातादिभिः । तथा रूपसामान्येन तद्विशेषैश्च प्रियाप्रियैः स्त्रीव्यंजनादिलक्षणैः अरूपत्वात् न मम काचित् हानिः वृद्धिर्वा क्रियते । तथा रससामान्येन तद्विशेषैश्च प्रिया प्रियैः मधुराम्ललवणकटुतिक्तकषायैः–मूढबुद्धिभिः परिगृहीतैः अरसात्मकस्य मम न काचित् हानिः वृद्धिर्वा क्रियते । तथा गन्धसामान्येन तद्विशेषैः प्रियाप्रियैः पुष्पाद्यनुलेपनादिलक्षणैः अगन्धात्मकस्य न मम काचित् हानिः वृद्धिर्वा क्रियते– 'अशब्दमस्पर्शमरूपमव्ययं तथाऽरसं नित्यमगन्धवच्च यत्' इति श्रुतेः ॥ ११५ ॥

**वाक्यार्थः—**

શબ્દ તો, ધ્વનિસામાન્યમાત્રપૂર્વક વા તેના વિશેષધર્મપૂર્વક ષડ્ જ આદિ પ્રિય, સ્તુતિ આદિ ઇષ્ટ, અને અસત્ય બીભસ્ત પરિભવ આક્રોશ આદિ અનિષ્ટ વચનો વડે અસંસર્ગી અવિક્રિય અચલ અનિધન અભય અત્યન્ત સૂક્ષ્મ અવિષય એવા દ્દક્સ્વરૂપ મને ગોચરીકૃત કરીને મારી કેવળ અસંસર્ગિતાને લીધે મને સ્પર્શન કરવાને યોગ્ય હોતો નથી; એથી જ (મને) શબ્દનિમિત્તા હાનિ વા વૃદ્ધિ હોતી નથી; એથી, સ્તુતિ તથા નિન્દા આદિ પ્રિય તથા અપ્રિયત્વ–આદિ–લક્ષણ શબ્દ મને શું કરશે?

નિશ્ચે, અવિવેકીને શબ્દ આત્મત્વવડે પ્રાપ્ત થયલ હોય છે (એટલે) તેને પ્રિય શબ્દ અવિવેકિતાને લીધે વૃદ્ધિને પમાડે અને અપ્રિય શબ્દ

---

* ટિપ્પણુઃ=અનિધન–અમર; ગોચરીકૃત–વિષયીકૃત;

હાનિને પમાડે; અને વિવેકીને તો તે (શબ્દ) વાલાગ્રશતમાત્ર પણ (કાંઇ) કરવાને અસમર્થ ન હોય.

એ જ રીતે, સ્પર્શસામાન્યપૂર્વક અને તદ્વિશેષપૂર્વક શીત ઉષ્ણ મૃદુ કર્કશ આદિ તથા જ્વર ઉદરશૂલ–આદિ–લક્ષણુક અપ્રિય અને પ્રિય એવા કોઇયે શરીરસમવાયો વડે અને બાહ્ય અને આગન્તુક નિમિત્તોવડે મને અસ્પર્શતાને લીધે, વ્યોમને જેમ મુષ્ટિઘાત આદિવડે વિક્રિયા ન થાય તેમ વૃદ્ધિહાનિલક્ષણા એવી કોઇ વિક્રિયા કરાતી નથી;

તે જ રીતે, રૂપસામાન્યવડે અને સ્ત્રી તથા વ્યંજનાદિરૂપ પ્રિયાપ્રિય તદ્વિશેષોવડે મને અરૂપતાને લીધે કોઇ હાનિ વા વૃદ્ધિ કરાતી નથી;

તે જ રીતે, રસસામાન્યવડે અને મૂઢ પુરૂષોવડે પરીગૃહીત એવા મધુર આમ્લ લવણ કટુ તથા તિક્ત અને કષાય એવા પ્રિયાપ્રિય રસવિશેષોવડે અરસાત્મક એવો હું તેને કોઇ હાનિ વા વૃદ્ધિ કરાતી નથી;

તે જ રીતે, ગન્ધસામાન્યવડે અને પુષ્પ આદિના અનુલેપન–આદિ–લક્ષણુક પ્રિયાપ્રિય ગન્ધવિશેષોવડે અગન્ધાત્મક એવો હું તેને કોઈ હાનિ વા વૃદ્ધિ કરાતી નથી; કેમકે, '**अशब्दमस्पर्शमरूपमव्ययंतथाऽरसं नित्यमगन्धवच्च यत्** અર્થ:–જે અશબ્દ અસ્પર્શ અરૂપ અવ્યય તેમ જ અરસ નિત્ય અને અગંધવાન્ હોય છે,' એમ શ્રુતિ હોવાથી; ૧૧૫

**प० व्या०**––

'**ध्वनि**':–અવ્યક્ત વર્ણવિશેષ અર્થાત્ નાદમાત્ર; '**षड्जादिभिः**' ઇત્યાદિવડે '**विशेषधर्मैः**' આ પદની વ્યાખ્યા કરેલી છે;

'**मां ह्रक्स्वभावम्**' ઇતિ વિવરણાર્થક વિશેષણોનું '**असंसर्गिणम्**' ઇત્યાદિ પદાર્થવડે કથન કરેલું છે; '**उत्सहते इति**'

---

* ટિપ્પણ:=વાલાગ્રશતમાત્ર–વાળના અગ્રભાગના સેંકડો ભાગે; આમ્લ–ખાટો; તિક્ત–તીખો;

અત્ર '**परिसंक्षीत**' ઇતિ અનુષંગ છે; એથી, '**किंच य एव**' ઇતિ પ્રાકતન ગ્રન્થ સ્પષ્ટાર્થક છે; ૧૧૫

(**अव०**)—એ રીતે, તાવત્ શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગન્ધરૂપ સામાન્ય તથા વિશેષરૂપ વિષયોવડે મને હાનિ વા વૃદ્ધિ નથી. એમ તે વિષયોવડે અનભિભવ અનુચિન્તનીય છે એમ અભિધાન કરીને હવે, શબ્દાદિનો અનુભવ અનુચિન્તનીય છે તે '**किंच य एव**' ઇતિ વાક્યાર્થવડે દર્શાવે છેઃ—

**किं च य एव बाह्याः शब्दादयः ते शरीराकारेण संस्थिताः तद्ग्राहकैश्च श्रोत्राद्याकारैः अन्तःकरणद्वयतद्विषयाकारेण च अन्योन्यसंसर्गित्वात् संहतत्वाच्च सर्वक्रियासु । तत्र एवं सति-विदुषो मम न कश्चित् शत्रुः मित्रं उदासीनो वा अस्ति, तत्र यदि कश्चित् मिथ्याज्ञानाभिमानेन प्रियं अप्रियं वा प्रयुयुंक्षेत-क्रियाफललक्षणं तन्मृषैव प्रयुयुंक्षते सः। तस्य अविषयत्वान्मम-'अव्यक्तोऽयमचिन्त्योऽयं' इति स्मृतेः । तथा सर्वेषां पंचानामपि भूतानां अविकार्यः अविषयत्वात् 'अच्छेद्योऽयमदाह्योऽयं, इति स्मृतेः। यापि शरीरेन्द्रियसंस्थानमात्रमुपलक्ष्य मद्भक्तानां विपरीतानां च क्रियाऽक्रियादि प्रयुयुंक्षा तज्जाच धर्माधर्मादिप्राप्तिः सा तेषामेव न तु मयि अजरे अमृते अभये 'नैनं कृताकृते तपतः' 'न कर्मणा वर्धते नो कनीयान्,' 'स बाह्याभ्यन्तरो ह्यजः,' 'न लिप्यते लोकदुःखेन बाह्यः,' इत्यादि श्रुतिस्मृतिभ्यः अनात्मवस्तुनश्च असत्त्वात् इति परमो हेतुः। आत्मनश्च अद्वयत्वविषयाणि द्वयस्यासत्वात् यानि सर्वाणि**

---

* ટિપ્પણઃ=અનભિભવ-પરાભવ;

**उपनिषद्वाक्यानि विस्तरशः समीक्षितव्यानि समीक्षितव्या-नीति । ११६ ।**

॥ ॐ ॥

**वाक्यार्थः—**

વળી, જે કેવળ શબ્દાદિ બાહ્ય વિષયો છે તે શરીરાકાર-વડે અને તેના શ્રોતાદિ–આકાર ગ્રાહકોવડે પરિણામને પ્રાપ્ત થઇ સંસ્થિત હોય છે; વળી, અન્તઃકરણદ્વયના તદ્વિષયાકારે કરીને તેની અન્યોન્ય–સંસર્ગિતાને લીધે અને સર્વ ક્રિયાપરત્વે સંહતતા હોય છે તેથી, (તે વિષયો સુખદુઃખાદિરૂપે પરિણમે છે એમ અધ્યાહાર છે.)

તત્ર એમ સતે, જ્ઞાની એવો હું તેને કોઇ શત્રુ મિત્ર વા ઉદાસીન એવો હોય નહિ; તત્ર, જો કોઇ મિથ્યા જ્ઞાનાભિમાનવડે પ્રિય વા અપ્રિય ક્રિયાફલલક્ષણ પ્રયોગ કરે તે કેવળ વૃથા પ્રયોગ છે '**अव्यक्तोऽयमचिन्त्योऽयम्**' અર્થઃ—આ અવ્યક્ત, આ અચિન્ત્યરૂપ છે એમ સ્મૃતિથી મને તેની અવિષયતા હોય છે તેથી.

તેજ પ્રકારે, '**अच्छेद्योऽयमदाह्योऽयम्**' અર્થઃ– આ અચ્છેદ્ય, આ અદાહ્યરૂપ છે' એમ સ્મૃતિથી મને સર્વ પાંચેય મહાભૂતોની અવિષયતા હોવાથી હું અવિકાર્યરૂપ છું;

વળી, શરીર તથા ઇન્દ્રિયસંસ્થાનમાત્રને ઉપલક્ષીને મારા ભક્તોની અને તેથી વિપરીત હોય તેની (અભક્તોની)જ ક્રિયા તથા અક્રિયા-આદિની પ્રયુયુંક્ષા (પ્રયોગેચ્છા) અને તજ્જન્ય ધર્માધર્મપ્રાપ્તિ હોય; અજર અમર અભય એવા મને તે નહોય.

'**नैनं कृताकृते तपतः** અર્થઃ—પુણ્યાપુણ્ય તેને સંતપ્ત કરતાં નથી,' '**न कर्मणा वर्धते नो कनीयान्** અર્થઃ—તે કર્મવડે વૃદ્ધિને પામતો નથી તેમ હાનિને પામતો નથી,' '**स बाह्याभ्यन्तरो ह्यजः** અર્થઃ–

તે નિશ્ચે બાહ્ય તથા આભ્યન્તર, અજન્મારૂપ છે' ઇત્યાદિ શ્રુતિ અને સ્મૃતિઓથી વળી અનાત્મવસ્તુની અસત્તા હોય છે તેથી, આ પરમ હેતુ છે;

વળી, દ્વૈતની અસત્તાને લીધે આત્માનાં અદ્વયત્વવિષયક એવાં જે સર્વેય ઉપનિષદ્વાક્યો હોય તે વિસ્તરશઃ સમીક્ષિતવ્ય હોય છે, સમીક્ષિતવ્ય હોય છે. ૧૧૬

## ઇતિ શ્રીમચ્છંકરભગવત્પાદકૃત ઉપદેશસાહસ્રી મધ્યે ગદ્યપ્રબન્ધે સમાપ્તે ॥ ૐ ॥

**પ૦ વ્યા૦—**

જે કેવળ શરીર તથા ઇન્દ્રિયાકારે પરિણમી સંસ્થિત હોય છે તે જ કેવળ અન્તઃકરણદ્વયના વિષયસુખરૂપે વા દુઃખરૂપે વળી પરિણમે છે એમ અધ્યાહાર છે. ( **अन्तःकरणद्वय–तद्विषयसुख दुःखाद्यात्मना च परिणमन्त इत्यध्याहारः** )

'**अन्योन्य**' ઇતિવાક્યાર્થવડે તત્ર હેતુબ્વયનું કથન કરે છે; સર્વક્રિયાઓ પરત્વે સંહતતા હોય છે તેથી અર્થાત્ સંભૂયકારિતાને લીધે.

તેથી શું ? એમ કહે એથી, '**तत्रैवं सति**' ઇતિવાક્યાર્થવડે કથન કરે છે; ભૂતભૌતિક પદાર્થોની સક્રિયતા સતે સર્વવિકાર તથા વિકારીસંઘાતનો સાક્ષી એવો હું નિર્વિકાર જ્ઞાની તેને કોઇ શબ્દાદિ વિષય વિદ્યમાન હોતો નથી એમ ચિન્તવન કરવું.

જો કોઇ મિથ્યાજ્ઞાનનિમિત્તક દેહાભિમાનને લીધે ક્રિયાફલ–લક્ષણ એવા મારા પ્રિય વા અપ્રિયનો પ્રયોગ કરવાને ઇચ્છે (**प्रयुयुंक्षते**) તો તે કેવળ વૃથા પ્રયોગ કરશે મને તેની અવિષયતાને લીધે ક્રિયાદિની અગોચરતા હોય છે તેથી, એમ ચિન્તન કરવું એમ યોજના છે.

* ટિપ્પણ=સમીક્ષિતવ્ય–સમીક્ષા કરવા યોગ્ય: સંભૂયકારિતા–સંઘાતકારિતા;

'**अव्यक्तोऽयम्**' ઇતિવાક્યાર્થવડે ક્રિયાદિની અવિષયતા પરત્વે પ્રમાણકથન કરે છે;

વળી, આત્માના અવિકારીપણાનું ચિન્તન કરવું એમ '**तथा सर्वेषाम्**,' ઇતિવાક્યાર્થવડે સપ્રમાણ કથન કરે છે;

એ રીતે, જો આત્મા અનાધેયાતિશય હોય તો તેને ઉદ્દેશીને અન્ય પદાર્થોની ઉપકારાદિ પ્રયોજનવાળી પ્રવૃત્તિ કેમ ઘટે? એમ કહે ત્યાં '**यापि**' ઇતિ વાક્યાર્થવડે કથન કરે છે; તેઓ શરીરસંસ્થાનનેજ જુવે છે આત્માને નહિ, અને શરીરપરત્વે મમાભિમાનનો અભાવ હોવાથી, અને આત્માની અસંગાદિલક્ષણતા હોય છે તેથી, મારા વિષે તત્કૃત અતિશય હોતો નથી કિંતુ, તેમને જ યથાક્રિય ફલલાભ હોય છે એમ અર્થ છે:

આત્માની અનાધેયાતિશતા પરત્વે, '**नैनं**' ઇત્યાદિ વાક્યાર્થવડે પ્રમાણકથન કરે છે;

વળી, જો અનાત્મ વસ્તુ ખરેખર હોય તો તત્કૃત પ્રિય વા અપ્રિય મને થાય; મને તે નથી હોતાં મારી સર્વાત્મતા સિદ્ધ હોય છે તેથી, એમ ચિન્તન કરવું; આનું '**अनात्मवस्तुनश्च**' ઇતિ વાક્યાર્થવડે કથન કરે છે;

શાથી તેનું અસત્ત્વ હોય એમ (કહે) તત્ર '**आत्मनश्च**' ઇતિ વાક્યાર્થવડે હેતુકથન કરે છે; અર્થાત્, આત્મત્વનું અવ્યયપણું પ્રામાણિક સતે, તદ્વિરૂદ્ધ એવા દ્વૈતની અસત્તા હોય છે તેથી;

ઉક્તાર્થસાધક પ્રમાણ પણ અનુશાસનીય છે એમ '**यानि**' ઇતિ વાક્યાર્થવડે કથન કરે છે; બ્રહ્મવિદ્યાનાં પ્રતિપાદક સર્વવેદાંત વાક્યો, **विस्तरशः**—અર્થાત્ બહુશાખાના ઉપસંહારવડે પુનઃ પુનઃ—

---

* ટિપ્પણઃ—અનાધેયાતિશય—નિર્વિશેષ; **મમાભિમાન—મારાપણું:**

આલોચનીય છે એમ અર્થ છે; દ્વિરૂક્તિ ગદ્યબન્ધસમાપ્તિના દ્યોતનાર્થા હોય છે. ૧૧૬

**ઇતિ પરિસંખ્યાન નામક તૃતીય પ્રકરણ સમાપ્ત.**

**इति श्रीमता रामतीर्थेन विरचिता उपदेशसाहस्रीगद्यप्रबन्ध टीका संपूर्णा**

**॥ ॐ तत्सद्ब्रह्मार्पणमस्तु ॥**

---

* ટિપ્પણ:=દ્યોતનાર્થા–પ્રકાશનાર્થા;

# शुद्धिपत्र

| अशुद्ध | शुद्ध | पृष्ठ | पंक्ति |
|---|---|---|---|
| रनुसुयु | रनसुयु | ६ | ११ |
| સાધિષ્ટતાને | સાધિષ્ટતાને | ૧૨ | ૧૨ |
| ब्रह्मिति | ब्रह्मेति | २३ | ११ |
| વશ | વંશ | ૨૭ | ૧૨ |
| तर्यङ्निरय | तिर्यङ्निरय | २८ | १२ |
| ૨૨ | ૧૨ | ,, | ૧૭ |
| ધર્માધર્મના | ધર્માધર્મના | ૨૯ | ૧૮ |
| ब्रयात् | ब्रूयात् | ३२ | ५ |
| થતા | થતાં | ૪૧ | ૪ |
| મંત્રસંસ્કૃત | મંત્રસંસ્કૃત | ૪૨ | ૨૨ |
| रूपो | रूपाणि | ४५ | १५ |
| अयमात्माऽ-पहतपाप्या | अयमात्माऽ-पहतपाप्मा | ५७ | २२ |
| વિચકિત્સા | વિચિકિત્સા | ૬૫ | ૧૪ |
| ( बृ ४–८–२१ ) | ( बृ. ४–८–२१ ) | ७१ | १ |
| વિષયનું જ | વિષયને જ | ,, | ૨૦ |
| સ્વસ્તુ | સ્વવસ્તુ | ૭૨ | ૧૮ |
| मृत्तिकेत्यवे | मृत्तिकेत्येव | ७७ | ७ |
| अध्यारोयति | अध्यारोपयति | ९५ | ५ |

| अशुद्ध | शुद्ध | पृष्ट | पंक्ति |
|---|---|---|---|
| અનુપપબ્દિ | અનુપલબ્ધિ | ૧૦૭ | ૮ |
| તૃતીયા | તૃતીય | ૧૦૯ | ૧૬ |
| **अनर्थबोजाम्** | **अनर्थबीजाम्** | ૧૧૨ | ૩ |
| સંઘ્રાત | સંઘ્રાતથી | ૧૧૪ | ૨૩ |
| અભાવવ્યાપ્તિ | અભાવવ્યાપ્તિ | ૧૨૪ | ૨૬ |
| **इत्यवाचाम** | **इत्यवोचाम** | ૧૩૯ | ૧૦ |
| **तद्विंयर्थ्य** | **तद्वैयर्थ्य** | ૧૫૦ | ૧૨ |
| પ્રકરાંતરવડે | પ્રકારાંતરવડે | ,, | ૧૪ |
| સ્વસવેદ્યતા | સ્વસંવેદ્યતા | ૧૬૨ | ૨૫ |
| વિષયસંસગ | વિષયસંસર્ગ | ૧૬૫ | ૨૩ |
| નીલપીત | નીલપીત | ૧૬૬ | ૨૦ |
| **परेपु** | **परेषु** | ૧૭૨ | ૧૩ |
| **विशेषग्मैंवा** | **विशेषधर्मैवो** | ૧૭૫ | ૧૨ |
| **वृद्धिर्वा** | **वृद्धिर्वा** | ૧૭૬ | ૯ |
| અસંસગો | અસંસર્ગી | ,, | ૧૫ |



## જૂનાગઢનિવાસી શાક્તકવિ શ્રી નાથભવાન ઉર્ફે
## શ્રી અનુભવાનંદસ્વામીકૃત
## (સ્કંધપુરાણાંતર્ગત) શ્રી બ્રહ્મગીતા.

" સુર્ય વીન્યા ન ટલે સરવરી, મુઠા ડાંમ્ય ડાંમ્ય દિપક કરી,
ત્યમ બીજા સઘલા ઉપાએ, મુલ અજ્ઞાંન કો રીત્યે ન જાએ.
પ્રભાત દિનકરનો થયો ઝલકાટ, રાત નહી ને નહી અંધકાર,
ત્યમ શીવ પોતે કરે પ્રકાશ, ત્યાંહાંથી થાએ અજ્ઞાનનો નાશ.
ઘનંત્તર ત્તમ કારણ અજ્ઞાન, ટાલી શકે નહી કોએ પુમાંન.
શીવ પ્રસાદનો ઉગ્યો ભાંણ, ત્તમનું લાધે નહીં એધાંણ,
તે માટે શેવે શીવનાં ચર્ણ, તો નિરમલ થાએ અંત કર્ણ,
ભાગે ભ્રાંત્ય આવર્ણવિર્ણ, નિશ્ચે ટલે જન્મ ને મર્ણ.
એજ પરમ શિવાગમ ગાએ, અનુભવરૂપ છે એજ સદાએ,
અનુભવ આપે અનુભવે ગમ્ય, શીવ પ્રસાદે લહે જ્યમ છે ત્યમ.
તારા થકી ચંદ્ર માંહે પ્રકાશ, સુર્ય્ય માંહિ કોહોનો નહી ભાસ,
ત્યમ શીવ આગળ શીવનું જ્ઞાંન, નાંવે શીવને કોએ સમાંન.
હેતુ સર્વનું સમ શીવ લહો, પરમ શીવજ સદ રૂંપ કોહો,
પરમ શીવ સ્વપ્રકાશ સ્વરૂપ, પરમ પ્રમાંણ અચિંત્ત અરૂપ.

... ... ... ... ... ... ...

... ... ... ... ... ... ...

બ્રહ્મ ગીતા બ્રહ્મા સ્વેં ગાએ, વેદાર્થ સઘલો તે માંહે.
છઠા અધ્યામાં જ્યમ લાધ્ય, ત્યમ અનુભવાનંદે કહ્યું.
નામ પ્રથમ યે **નાથભવાન,** તેજ **અનુભવાનંદ** નિદાંન,
આશ્રમભેદેં નામનો ભેદ, નાંમી આત્મા એક અભેદ.
એ આત્મા ઉપરિ કલ્પાએ, નાંમ રૂપ સર્વે દરસાએ,
નાંમ રૂપનાં પ્રકાસી એજ, **અનુભવાનંદ** કહે છે તેજ."

---